નહાવાના

સંપૂર્ણ સાબુ

ઉપર

જેટલો રાખી શકાય તેટલો

**બધો આધાર**

# માયસોર સુખડના સાબુ

ઉપર તમે રાખી શકશો

અમે અમારી ખાત્રી આપીએ છીએ !

દરેક જગ્યાએ મળે છે

**ગવર્નમેન્ટ સોપ ફેક્ટરી**
**બેંગલોર**

Member, I. S. T. M. A.

# નૂતન વર્ષાભિનંદન

નૂતન વર્ષના પ્રભાતથી જ 'કાયાકલ્પ'નો પ્રયોગ શરૂ કરો,




કાયાકલ્પ માટેનું
સ્વાદિષ્ટ
## ચાટણ
'ચરક'નો

# કેસરી સુવર્ણ કલ્પ

હરેક વર્ગના કુટુંબો ખરીદી શકે તે માટે ભાવ વ્યાજબી રાખ્યા છે

: કિંમત :

| | | | |
|---|---|---|---|
| ૧૦ તોલાની બાટલીના | | રૂ. | ૪-૮-૦ |
| ૨૦ ,, | ,, | રૂ. | ૮-૦-૦ |
| ૪૦ ,, | ,, | રૂ. | ૧૫-૦-૦ |
| ૮૦ ,, | ,, | રૂ. | ૨૭-૦-૦ |
| ૨૦૦ ,, | બરણીના | રૂ. | ૬૨-૮-૦ |

* શિયાળાની ઋતુમાં સેવન કરો તો, પ્રત્યેક વિકૃતિ દૂર થઈ દેહ સંપૂર્ણ નિરોગી, તેજસ્વી અને દેદીપ્યમાન થાય છે. અને આખુય વરસ શરીરમાં જોશ જોર અને જોમ ટકી રહે છે.
* ગમે તે ઋતુમાં માંદગી પછીની સર્વે પ્રકારની અશક્તિ દૂર કરી ઝડપી શક્તિ મેળવતા આપી સપ્ત ધાતુઓ પુનર્જીવન પામી શરીર નવપલ્લવિત થાય છે.
* પાચનયંત્રોને જોર આપી, સતેજ કરી ઝડપી કામ કરતાં બનાવે છે જેથી વૃદ્ધાવસ્થા નાબૂદ થઈ, નવું લોહી વધી ઓજસ પ્રગટી યુવાની પ્રાપ્ત થાય છે.
* બાળકની ઉંમર વધવા સાથે શરીરવિકાસ સાધવામાં અજોડ પુરવાર થયું છે.
* રોજ સવારે એકેક ચમચી લેવું ઉપર દૂધ પીવું જરૂરી છે

સચિત્ર સૂચિપત્ર મફત મંગાવો




# ચરક ભંડાર

મુંબઈ, ૭.

## 'મારી વેણીમાં ચાર ચાર, ફૂલ..'



પણ વેણી સોહે છે પ્રભાવશીલ અંબોડાથી અને એવા અંબોડા માટે કાળા ઘટ વાળ જરૂરી છે. રામતીર્થ બ્રાહ્મી તેલના નિયમિત સેવનથી વાળ કાળા અને ભરાવદાર બને છે એટલું જ નહિ પણ શરીરના જ્ઞાનતંતુઓ અને ક્રિયાતંતુઓ બળવત્તર બને છે.




**રામતીર્થ** બ્રાહ્મી તેલ સ્પે. નં. ૧ (રજીસ્ટર્ડ) આયુર્વેદ ઔષધ

મોટી બાટલી રૂ. ૩॥ : નાની બાટલી રૂ. ૨

ટપાલથી મંગાવનારે પોસ્ટેજ પેકીંગ ખર્ચ સાથેના મોટી બાટલીના રૂ. ૫-૧૩, નાની બાટલીના રૂ. ૩-૧૩ મ. ઓ. થી મોકલવા. વી. પી. થી મોકલીશું નહીં.

**રામતીર્થ યોગાશ્રમ,** દાદર મુંબઈ-૧૪

ટે. નં. ૬૨૮૯૯ ટેલીગ્રામ: 'PRANAYAM' BOMBAY-DADAR

COTY : SRY 2

## યોગાસનો

ના અભ્યાસથી

## નિરોગી

અને સશક્ત બનો

* * * *

રોગરહિત સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોનો યોગાસન ચાર્ટ તુરત મંગાવો.

કીમત રૂ. ૧-૧૨-૦ (પોસ્ટેજ સાથે) મનીઑર્ડરથી મોકલો. વી. પી. કરતા નથી.

* * * *

તા. ક. દરરોજ (રવિવારે બંધ) સવારના ૭॥ થી ૯॥ અને સાંજના ૬ થી ૭॥ શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે વ્યાખ્યાન હોય છે.

* * * *

શ્રી

**રામતીર્થ યોગાશ્રમ**

દાદર (સેન્ટ્રલ રેલ્વે)

મુંબઈ-૧૪

COTY : YOG

સમાજમાં સંસ્કાર
અને સાહિત્ય પ્રેરતું
સામયિક
સળંગ અંક —
૩૦૮ — ૩૦૯



'ઊર્મિ' : વર્ષ ૨૧
'નવરચના : વર્ષ ૨૦
અંક ૮–૯ [સંયુક્ત]
નવે. – ડિસે. '૫૫

# અનુક્રમ : દિવાળી–૨૦૧૧

★

## ચિત્ર સામગ્રી

પૂંઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર
ચિત્રકાર : શ્રી ચંદ્ર ત્રિવેદી

*

૧૭ મા પાના સામેનું ત્રિરંગી મુખચિત્ર
**દાનવ-સંહાર**
ચિત્રકાર : શ્રી કનુ દેસાઈ

*

૧૨૯ મા પાના સામેની તસ્વીર
**મંગલ-પ્રભાત**
તસ્વીરકાર : શ્રી કનુ રાવત

> નવેંબર-ડિસેંબરનો આ સંયુક્ત અંક ખાસ દિવાળી અંક તરીકે પ્રગટ થતો હોઈને હવે પછીનો અંક ૧ લી જાન્યુઆરીએ પ્રગટ થશે તેની ગ્રાહકો ખાસ નોંધ લે એવી વિનંતિ.

## સૂચનાઓ

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા
  વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* આ અંકની છૂટક કિંમત અઢી રૂપિયા
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧.
મુદ્રક : કાંતિલાલ ડોસાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



દાનવ-સંહાર

[ચિત્રકાર કનુ દેસાઈ]

# ઊર્મિ નવરચના

ધૂમકેતુ

## ઉદારમાં ઉદાર કોણ?

લાખો રૂપિયાનું દાન કરનારો પણ શું આપે છે? રૂપિયા. પણ એ સાચી ઉદારતા નથી. સાચી ઉદારતા જુદી જ વસ્તુ છે. રૂપિયાનો વરસાદ વરસાવનારો પણ ખરી રીતે પોતાનું ગણાય એવું શું આપે છે? કાંઈ જ નહિ.

પણ જે માણસ પોતાને પડેલાં દુઃખ, શોક અને અન્યાય એ બધાંને ઘોળી જઈને, દુનિયા માટે હમેશાં આશાની, આનંદની, પ્રેમની, એકતાની વાતો આપે છે તે માણસ ખરેખરો ઉદાર છે. એણે પોતાના અંતરતમ પ્રદેશની ખાણમાંથી આ રત્નો આપ્યાં છે.

આ માણસ ખરો ઉદાર છે. એને કટુતા પીતાં આવડી છે. એણે જીવનસૌન્દર્યની ઝાંખી કરી છે. ઉદાર તે છે. પૈસા આપનારો તો સંગ્રહ ઓછો કરે છે એટલું જ.

29066

તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે • • સંપાદકઃ જયન્ત પરમાર

# નૂતન વર્ષાભિનંદન

વતન છોડીને જ્યારે પ્રવાસે નીકળ્યો ત્યારે મનમાં હતું કે મારા પ્રવાસનાં સંસ્મરણો ઊર્મિના વાચકોને આપી શકીશ પણ એ બની શક્યું નહિ.

આ પ્રવાસમાં એડન, જીબુટી, દીરદવા, એડીસ-અબાબા, આસમારા અને સુદાનમાં ઓમદુરમાન, પોર્ટ સુદાન, કસાલા, વદમદની ગદારેફ, અથ-ડ્રીમેદ વગેરે સ્થળે જવાનું બન્યું ત્યાંથી ખાર્ટુમ થઈને કંપાલા આવેલ. એ પછી ટાંગાનિકાના ન્યાન્ઝા, ટબોરા, દારેસલામ અને ઝાંઝીબાર, ટાંગા વગેરે.

આ રોમાંચક ભૂમિ ઉપર હું ફર્યો છું તેનો પરિચય ઊર્મિના વાચકોને જાન્યુઆરી અંકથી આપીશ. આજે તો જે જે ભાઈઓએ મને સાથ, સહકાર અને માર્ગદર્શન આપેલ છે તે સૌનો ખૂબ આભારી છું. આ બેસતા વર્ષે એ સૌને નમન કરીને સંસ્થા વતી હાર્દિક અભિનંદન પાઠવું છું.

નૈરોબી. ૧૭-૧૧-'૫૫.

ઈશ્વરભાઈની વિદેશ-સફરનાં છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન ઊર્મિને પોતાનું ગણીને હમેશાં મને ઉમળકાભર્યો સહકાર આપીને—મને માર્ગદર્શક બનેલા ઊર્મિના સમૃદ્ધ લેખક મંડળનો આભાર માનવાની આ તક મને મળી છે એ મારું સૌભાગ્ય સમજું છું.

જે ઉમળકાથી ઊર્મિ માટે લેખનસામગ્રી મોકલવા આવી છે—દિવાળી અંક માટે તો ખાસ—તે બધા લેખકોની આત્મીયતાની કિંમત મારે મન મહામૂલી છે એ બધા લેખકો અને ઊર્મિના આતુર એવાં અસંખ્ય વાચકો, એનાં સદા જાગ્રત રહેતા ગ્રાહકો, શુભેચ્છકો, જાહેરખબર આપનારાઓ અને છેક છેલ્લી ઘડીએ કરેલા ફેરફારો પણ નાખુશી નભાવી લઈને સુંદર કાળજી રાખનાર દીપક પ્રિન્ટરી અને મંગળ મુદ્રણાલયના કુશળ કામગારો—એ બધાનો આભાર માનીને ઊર્મિ વતી નવા વર્ષનાં મારાં હાર્દિક અભિનંદન પાઠવું છું.

અમદાવાદ, ધનતેરસ, ૨૦૧૧.

★

સુન્દરમ્

## મધુ સ્પર્શ

અહો એવું છે કો મધુ ક્વચિદ્ક, એ ક્યાંક નિજના
મહા નીરથી હાં અવતરિત થાતું, મનુજના
ઠરે નેત્ર-પ્રાન્તે, અધર પર વા ક્યાંક ચિબુકે,
ઠરે, વા હસ્તોની મૃદુલ ત્વચ પે, વા પદ તળે
નખે. હા જ્યાં જ્યાં એ નિજ પરમ દે ત્યાં અમૃતની
જગી ઊઠે આભા: જગત પર એથી અવરની
રહે ના વાંછા કો મધુરતરની—એ મધુતમ
બની રુહે સૃષ્ટિમાં રસનિલય કો કાવ્યતમ હા
અને એનો જાદુ પરમ જમ થતો અદૃશ ત્યાં
અહો એનું એ સૌ રસમય જગત્ થાય વિરસ
સુનેરી સૌંદર્ય કુસુમ મહતું આકાશ જલ
જતું જાણે ઊડી: નયન ભમતાં થાય વિફલ.
અરે જાદુવંતા! બસ રમત આવી જ રમવી?
અધૂરી થાળી આ નિત જગતમાં એ જ જમવી?

✶



વિહંગ દૃષ્ટિએ જોતાં શીખેલું હશે તો પ્રાંત પ્રાંતના સીમાડા જેવાં હશે તે પણ દિવાલો બનવાને બદલે સંસ્કૃતિની દેરીઓ બની જશે ને ત્યાં વિચારકોના પરિભ્રમણ થતાં ફૂલપરાગના અજબ સંમિશ્રણે નવું સામર્થ્ય પણ પ્રગટશે.

જે ધર્મદ્વારા આપણે નથી ખીલવી શક્યા એ હવે પરદેશોની નજરમાં ભારતની પ્રતિષ્ઠા કરાવવા મેળવી શકીશું—ચારિત્ર્ય, એકતા, નિષ્ઠા અને પારકાનું હિત. નવી જવાબદારીના ભાનમાંથી એ અદા કરવાના પ્રયાસોમાંથી આ સદ્ગુણો વધે તે પ્રજાનું અહોભાગ્ય છે.

## સાહિત્યનો અભ્યાસયુગ

ગુજરાત સાહિત્ય પરિષદને સજીવન કરવામાં ગોવર્ધનરામ શતાબ્દિનો ઉત્સવ નિમિત્ત બન્યો. એ હકીકતમાં થોડી કલ્પના ઉમેરવી હોય તો ગુજરાતી સાહિત્યનો અભ્યાસયુગ હવે શરૂ થશે એમ માનવાનું પણ્ડિતોને ગમશે

ગુજરાતના જીવનમાં જે રસ વહેતો હશે તે એના સાહિત્યમાં આવશે—એની સરળતા કે ઊંડાણ, એની વિવિધતા કે [illegible]. એમ છતાં, ભાષાના અભ્યાસીઓનું કામ તો એકધારું ચિંતનથી ને મહેનતથી ચાલવું જોઈએ. ગુજરાતીના અધ્યાપકોને ભાષાના અભ્યાસની ઘેલછા જાગે એવું આપણે ઇચ્છીશું.

પરિષદ સજીવન થયા પછીયે લેખકમિલનને વિલીન થવાની જરૂર નથી, તેમ સાહિત્ય પરિષદમાં પોતાના સિવાય બીજા ના હોય એવો આગ્રહ લેખકોએ રાખવાની જરૂર પણ નથી. લેખકો સિવાયના જે ભાઈઓ ભાષા ઉપર પ્રેમ રાખતા હોય ને ભાષા તેમજ લેખકોને સમાજમાં માનભર્યું સ્થાન અપાવતા હોય તેમની અવગણના કેમ થઈ શકે?

## લેખકોની સીમાઓ

રાજકીય ગુજરાતના સીમાડા નક્કી થવાને ટાણે આપણે યાદ રાખીએ કે ભાષાકીય ગુજરાત એની બહાર વિસ્તરેલું છે અને એનો વિસ્તાર વધારવાનો પણ છે. જ્યાં ગુજરાતી વસેલા હોય ત્યાં આપણી ભાષાનું સાહિત્ય પહોંચશે ને એ રીતે આપણી ભાવનાઓ ને લાક્ષણિકતાઓ જીવંત રહેશે, સંસ્કાર પામશે.

અને આપણાં પુસ્તકો બીજા પ્રાંતના ભાષામાંયે ઊતરશે ને એ રાહે તેઓ ગુજરાતને સમજવા યત્ન કરશે.

એવો બહોળો ફલક સામે રાખીને ગુજરાતી લેખક સાહિત્ય આલેખશે તો અહીંના લોકનો ઉત્સાહ વધશે ને બહાર આપણો સારો પરિચય કરાવી માન મેળવી આપશે. એણે ગુજરાતની ખાસીયતો માત્ર શોધવાની નથી, એમાંથી પસંદગી પણ કરવાની છે, ને એના સ્વરૂપને વિશુદ્ધ કરી હૃદયંગમ બનાવી પ્રજાને એનું ભાન કરાવવાનું છે.

લેખકોનો પરિચય કરાવતાં ને એનું સન્માન કરતાં આપણે એને ફૂલાવવો નથી. બુદ્ધિનું તેજ સ્થિર થાય અને એ પ્રકાશ સહેલાઈથી ઝીલાવા માંડે તે પહેલાં લેખકને સિરપાવ્યે, તે એને ગુમાવ્યા જેવું થાય. ઓછા લેખકોવાળા ગુજરાતને એવું કેમ પાલવે?

નવગુજરાતના લેખકમંડળને બહુ જાળવીને આપણે પોષવાનું—પ્રતિષ્ઠિત કરવાનું છે.

## ખેતીના નવા અખતરા

ખેતીના ધંધામાં બીજાઓને પ્રવેશબંધી ફરમાવ્યા પછી ખેડૂતના દીકરાઓને બીજા ધંધા નહિ ખોળવા પડે એવું માની ના શકાય. આગળ ચોકો જમાવે તેને બીજા કેમ સંઘરશે? ખેતીની બહાર રહેનારાઓ ખેતી નહિ કરી શકે એવું નિયમનયે વહેલું ગેરકાયદેસર ઠરવાનું.

જો એમ નક્કી હોય કે ખેડૂતોની જમીન સોંપી દીધાથી એમનો સવાલ ઉકલી જાય છે તો જુદી વાત. તે પછીયે ખેડૂતો અને જમીનના વિવિધ સવાલ તો રહેવાના. એમને સંરક્ષણ અને સગવડો અપાય એ એક વાત છે અને એમનો કિલ્લો અલગ રચવામાં આવે એ જુદી ને ચિંતાની વાત છે.

વધારેમાં વધારે સંખ્યાના ખેડૂતોને જમીન મળે એવું ભૂદાન-કાર્ય કરો અને સરકાર પણ ઇચ્છે છે. એમની ધારણા પૂરી થયા પછી ખેતીનો ધંધો પગભર કેમ થઈ શકે તે જોવાનું આવશે ત્યારે આજની ઉતાવળ એળે ગયેલી દેખાશે. હમણાં કામ ચલાઉ પગલું લેવાનો ક્યાંય ઇશારો નથી, એટલે એને ફેરવી નાખવાનું કામ ત્યારે વધારે મુશ્કેલ નહિ બની જાય? કાયમી ઇલાજ લેવાનું પગલું આપણે કેમ નથી ભરતા?

## કાર્યકરોના ગેરવાજબી ઉપવાસ

પાલણપુરના કોઈ દાક્તરના અંગત જીવનને સુધારવાને નિમિત્તે સંતબાલે ઉપવાસ કર્યો એ ચોંકાવનારી બિના છે. પોતે જાણીતા જાહેર કાર્યકર હોવાથી એમની આકરી પદ્ધતિનું બીજે અનુકરણ થશે એમ તેમણે જાણવું જોઈએ. અને ઉપવાસ કરવાની પદ્ધતિને ઘરગથ્થુ વૈદા જેવી કરી મૂકવામાં મોટું જોખમ રહેલું છે એ ઉઘાડી વાત છે.

દાક્તરને ખરેખર દોષિત ઠરાવવા પુરતાં કારણો હોય કે નહિ હોય એ વાત બાજુ ઉપર મૂકી આપણે એ જોવાનું રહ્યું કે એકાદ વ્યક્તિની વ્યવહારશુદ્ધિ માટે કાર્યકરો ઉપવાસ ઉપર ઊતરે એ શું વાજબી છે? મોટી વયે સ્વ. પાઠક સાહેબે લગ્ન કરેલું તે વાત ઘણાને રુચી ન હતી પણ ભલભલાએ પાછળથી પોતાના અભિપ્રાય બદલ્યા હતા. અને લગ્નને યોગ્ય ઠરાવ્યું હતું. આમ વ્યક્તિઓના કિસ્સા મૂલવવા એ કામ સહેલું નથી. વિરોધ કરવો હોય તો એના બીજા માર્ગ ખુલ્લા છે. પત્રિકાઓ ને સભાઓદ્વારા તેઓ દાક્તરનું ને સમાજનું ધ્યાન ખેંચી શકત. કોઈક ખાસ સંજોગોમાં સેવામંડળની સહાય લઈ શાંત પિકેટીંગ પણ કરી શકત.

સમાજમાં ચાલી રહેલાં કેટલાંક દુષણોને મીટાવવા કાર્યકરોને ઉતાવળ હોય એ સમજી શકાય પણ ઉત્સાહમાં આવી જઈ બીજાને માથે ખૂન ચઢાવવા બેસી ના જવાય. ફકીરો પૈસા લેવા બજારમાં લોહી છાંટવાની વાત કરી કમકમાટી ઉપજાવે છે એવું દયાજનક નિઃસ્વાર્થ કામ માટે પણ કાર્યકરો કેમ લાવી શકે!

કોણ જાણે કેમ, ઉપવાસની વાત ગુજરાતમાં વહેલી જાગે છે અને જાણીતી થાય છે. એવો આપણો સ્વભાવ થઈ ગયો છે. જેને ઘરમાં ખોટું લાગે તે રોષમાં જમે નહિ ને બીજા મનાવે તેમ જાહેરમાં કોઈ હિતનું નામ લઈ ભૂખ્યું રહે એટલે આપણે એના તરફ ઢળી જઈએ છીએ. આવું ઢીલાપણું વધારવા જેવું નથી. ભૂખે ટળવળતા તો આમ ઘણાયે હોય છે, એમના તરફ કોણ જુવે છે? પણ ભૂખની જાહેરાત થઈ એટલે એની પાયરી ઊંચે લઈ જવામાં સાર નથી. ને તેમાંયે અંગત ગણી શકાય એવા દોષોના નિવારણ માટે જાહેર કાર્યકરો ભૂખમરા ઉપર ઊતરે ત્યારે તેઓ ઉપવાસને અને પોતાને હાસ્યાસ્પદ બનાવી મૂકે છે.

## વિભૂતિઓનું સન્માન

ડૉ. આલ્બર્ટ સ્વાઇત્ઝર જેવા વિચારક અને વિશ્વ-સેવકને બ્રિટન તરફથી માનચાંદ આપવામાં આવ્યાં તે પ્રસંગે વિચાર આવે છે કે ભારતે પણ આવું કંઈક કરવું જોઈતું હતું.

આપણે દેશના કલાકારો નિષ્ણાતો વિદ્વાનો સેવકો વગેરેનું બહુમાન કરવાની પ્રથા સ્વીકારી છે. હવે આપણે દેશના જ નહિ પરંતુ દુનિયાની વિરલ વ્યક્તિઓનું બહુમાન કરીએ અને એમ કરીને આંતરરાષ્ટ્રીય વિસ્તારમાં જેમની મહત્વની સેવાઓ હોય તેમને વિશ્વવિભૂતિ તરીકે ઓળખીએ અને ઓળખાવીએ.

ભારતનું પોતાનું દષ્ટિબિંદુ છે જે વડે એ જગતના વિકાસનાં પગથિયાં બાંધનારાઓને મૂલવી શકે, પુરુષાર્થ વડે અજોડ સિદ્ધિઓ પ્રાપ્ત કરનારના હેતુઓ આંકી શકે ને પૃથ્વી ઉપર ઇશ્વરનું સામ્રાજ્ય સ્થાપવામાં મહત્વનો ફાળો આપનારાઓનો આદર કરી શકે.

આવા સન્માનમાં પહેલો કોણ આવે એ સવાલ ના જ હોય, ભૂતકાળમાં સરી ગયેલાઓમાંથી કોઈને





વધારેમાં વધારે સંખ્યાના ખેડૂતોને જમીન મળે એવું ભૂદાન-કાર્યકરો અને સરકાર બંને ઇચ્છે છે. એમની ધારણા પૂરી થયા પછી ખેતીનો ધંધો પગભર કેમ થઈ શકે તે જોવાનું આવશે ત્યારે આજની ઉતાવળ એળે ગયેલી દેખાશે. હમણાં કામ ચલાઉ પગલું લેવાનો ક્યાંય ઈશારો નથી, એટલે એને ફેરવી નાખવાનું કામ ત્યારે વધારે મુશ્કેલ નહિ બની જાય? કાયમી ઈલાજ લેવાનું પગલું આપણે કેમ નથી ભરતા?

### કાર્યકરોના ગેરવાજબી ઉપવાસ

પાલણપુરના કોઈ દાક્તરના અંગત જીવનને સુધારવાને નિમિત્તે સંતબાલે ઉપવાસ કર્યો એ ચોંકાવનારી બિના છે. પોતે જાણીતા જાહેર કાર્યકર હોવાથી એમની આકરી પદ્ધતિનું બીજે અનુકરણ થશે એમ તેમણે જાણવું જોઈએ. અને ઉપવાસ કરવાની પદ્ધતિને ઘરગથ્થુ વૈદા જેવી કરી મૂકવામાં મોટું જોખમ રહેલું છે એ ઉઘાડી વાત છે.

દાક્તરને ખરેખર દોષિત ઠરાવવા પુરતાં કારણો હોય કે નહિ હોય એ વાત બાજુ ઉપર મૂકી આપણે એ જોવાનું રહ્યું કે એકાદ વ્યક્તિની વ્યવહારશુદ્ધિ માટે કાર્યકરો ઉપવાસ ઉપર ઊતરે એ શું વાજબી છે? મોટી વયે સ્વ. પાઠક સાહેબે લગ્ન કરેલું તે વાત ઘણાને રૂચી ન હતી પણ ભલભલાએ પાછળથી પોતાના અભિપ્રાય બદલ્યા હતા. અને લગ્નને યોગ્ય ઠરાવ્યું હતું. આમ વ્યક્તિઓના કિસ્સા મૂલવવા એ કામ સહેલું નથી. વિરોધ કરવો હોય તો એના બીજા માર્ગ ખુલ્લા છે. પત્રિકાઓ ને સભાઓદ્વારા તેઓ દાક્તરનું ને સમાજનું ધ્યાન ખેંચી શકત. કોઈક ખાસ સંજોગોમાં સેવામંડળની સહાય લઈ શાંત પિકેટીંગ પણ કરી શકત.

સમાજમાં ચાલી રહેલાં કેટલાંક દુષણોને મીટાવવા કાર્યકરોને ઉતાવળ હોય એ સમજી શકાય પણ ઉત્સાહમાં આવી જઈ બીજાને માથે ખૂન ચઢાવવા બેસી ના જવાય. ફકીરો પૈસો લેવા બજારમાં લોહી છાંટવાની વાત કરી કમકમાટી ઉપજાવે છે એવું કયાણ નિઃસ્વાર્થ કામ માટે પણ કાર્યકરો કેમ લાવી શકે?

કોણ જાણે કેમ, ઉપવાસની વાત ગુજરાતમાં વહેલી જાગે છે અને જાણીતી થાય છે. એવો આપણો સ્વભાવ થઈ ગયો છે. જેને ઘરમાં ખોટું લાગે તે રોષમાં જમે નહિ ને બીજા મનાવે તેમ જાહેરમાં કોઈ હિંદનું નામ લઈ ભૂખ્યું રહે એટલે આપણે એના તરફ ઢળી જઈએ છીએ. આવું ઢીલાપણું વધારવા જેવું નથી. ભૂખે ટળવળતા તો આમ ઘણાયે હોય છે, એમના તરફ કોણ જુવે છે? પણ ભૂખની જાહેરાત થઈ એટલે એની પાયરી ઊંચે લઈ જવામાં સાર નથી. ને તેમાંયે અંગત ગણી શકાય એવા દોષોના નિવારણ માટે જાહેર કાર્યકરો ભૂખમરા ઉપર ઊતરે ત્યારે તેઓ ઉપવાસને અને પોતાને હાસ્યાસ્પદ બનાવી મૂકે છે.

### વિભૂતિઓનું સન્માન

ડૉ. આલ્બર્ટ સ્વાઈત્ઝર જેવા વિચારક અને વિશ્વ-સેવકને બ્રિટન તરફથી માનચાંદ આપવામાં આવ્યાં તે પ્રસંગે વિચાર આવે છે કે ભારતે પણ આવું કંઈક કરવું જોઈતું હતું.

આપણે દેશના કલાકારો વિજ્ઞાનો વિદ્વાનો સેવકો વગેરેનું બહુમાન કરવાની પ્રથા સ્વીકારી છે. હવે આપણે દેશના જ નહિ પરંતુ દુનિયાની વિરલ વ્યક્તિઓનું બહુમાન કરીએ અને એમ કરીને આંતરરાષ્ટ્રીય વિસ્તારમાં જેમની મહત્વની સેવાઓ હોય તેમને વિશ્વવિભૂતિ તરીકે ઓળખીએ અને ઓળખાવીએ.

ભારતનું પોતાનું દૃષ્ટિબિંદુ છે જે વડે એ જગતના વિકાસનાં પગથિયાં બાંધનારાઓને મૂલવી શકે, પુરુષાર્થ વડે અજોડ સિદ્ધિઓ પ્રાપ્ત કરનારના હેતુઓ આંકી શકે ને પૃથ્વી ઉપર ઈશ્વરનું સામ્રાજ્ય સ્થાપવામાં મહત્વનો ફાળો આપનારાઓનો આદર કરી શકે.

આવા સન્માનમાં પહેલો કોણ આવે એ સવાલ ના જ હોય, ભૂતકાળમાં સરી ગયેલાઓમાંથી કોઈને

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન

# નાની દુનિયા : મોટાં દિલ

વિદ્યાર્થીઓ અને શિક્ષકો—સમાજના આ બે મહત્ત્વના સ્થંભો ગણાય. એના પર તો રાષ્ટ્રનો આધાર છે જેમની વિદ્વત્તા માટે સારીયે દુનિયા મુસ્તાક છે એવા આપણા ઉપરાષ્ટ્રપતિના આ વિચારો છે.........

યહૂદી ધર્મગ્રંથમાં એક પ્રસિદ્ધ વચન છે કે, 'જેરૂસલેમમાં શિક્ષકોનું સન્માન થતું નહોતું. માટે જેરૂસલેમનું પતન થયું.' આ વાક્યમાં ઘણું તથ્ય છે. જ્યારે શિક્ષકો તરફ આદર ન બતાવવામાં આવે, તે જે શીખવાડે તે શ્રદ્ધાપૂર્વક સાંભળવામાં ન આવે ત્યારે સમજવું કે હવે દેશનો વિનાશ નજીક આવી રહ્યો છે ગુરુજનો જો વિદ્યાર્થીઓ પાસેથી સન્માનની અપેક્ષા રાખતા હોય તો તેમણે પોતાના વિદ્યાર્થીઓ સાથે નિકટનો સંબંધ સ્થાપવો જોઈએ. શિષ્યોની સાથે તેમણે મૈત્રીનો સંબંધ બાંધવો જોઈએ. અનેક વિદ્યાર્થીઓના સમૂહ આગળ કેવળ વ્યાખ્યાન આપવાથી ગુરુ અને શિષ્ય વચ્ચે આવો પ્રેમનો કે મિત્રતાનો સંબંધ નિર્માણ થતો નથી. એટલા માટે તો ગુરુશિષ્યોએ એક બીજાના ઘણા નિકટ સંબંધમાં આવવું જોઈએ.

ગુરુ અને શિષ્ય વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઈએ એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. કેટલાક વિચારકો એવો મત પ્રતિપાદિત કરે છે કે વિદ્યાર્થીઓને પોતાને જ પોતાનો વિકાસ સાધવાની તક આપવી જોઈએ વિદ્યાર્થીઓએ પોતે જ પોતાનું વ્યક્તિત્વ નિર્માણ કરી શકે એવા સંજોગો ઊભા કરવા જોઈએ. પરંતુ બીજા કેટલાક વિચારકો આનાથી તદ્દન ભિન્ન પ્રકારનો મત પ્રદર્શિત કરે છે. તેમના અભિપ્રાય અનુસાર વિદ્યાર્થીઓનો માનસિક વિકાસ, સમષ્ટિવાદી પદ્ધતિથી કરવો જોઈએ. એકાદ માટીના ગોળામાંથી

---

સર્જન કરવાની ઝંખના પણ ના હોય. વર્તમાનમાં એક જડે કે એકવાસ તેવી મર્યાદા પણ ના હોય.

### કલાગુરુ ઘરઆંગણે

અવનીન્દ્રનાથ ટાગોરનાં ચિત્રો અને બીજી કૃતિઓ પ્રયત્નપૂર્વક અહીં થી તહીં થી એકઠી કરી તેનું પ્રદર્શન મુંબઈમાં ભરાયું ત્યારે ત્યાં જનારાઓને યાત્રાએ જતા હોય તેના ભાવનો અનુભવ થતો હતો. બંગાળમાં રહીને માત્ર ચિત્રપ્રવૃત્તિદ્વારા દેશનાં મનોભાવના ફેરવવાનું સામર્થ્ય મેળવવા આ કલાગુરુએ કેવી સાધના કરી હશે! પીંછી રંગ પ્રમાણે વિષય ભાવ એ બધાંમાં ઊંડા ઊતરી એમણે દેશને પોતાની ચિત્રપદ્ધતિ આપી, એમણે શિષ્યોમાં શક્તિ રેડી. ભારતીય પદ્ધતિની પ્રણાલી દૃઢ કરી આપી ને લેખો પુસ્તકોદ્વારા એનો મર્મ સર્વસુલભ પણ કરી આપ્યો.

આ પ્રદર્શનમાં એમનું પ્રખ્યાત 'શાહજહાંનું મૃત્યુ' વિલીન થતા જીવનમાંથી વહેતી પ્રેમની સરિતા જેવું ચિત્ર રજૂ થયું હતું હજારો વર્ષ સુધી આ દેશના તપી રહેલા સંસ્કારોને મૂર્ત કરતું 'ભારતી' ચિત્ર પણ ત્યાં હતું. પોતાનાં નાટકોમાં રહેલી ભૂમિકાઓને મૂર્ત બનાવતાં રવીન્દ્રનાથનાં ચિત્રો પણ હતાં. કૃષ્ણભક્તિની અનોખી ચિત્રાવલિ હતી. અને બીજું ઘણું હતું.

અફસોસ કરવો નકામો છે કે એમનો કલાસંગ્રહ અહીં નહીં રહ્યો ગયો. જે છે તેનો પરિચય લોકોને હજુયે થતો નથી એની જ શરમ છે. આવું પ્રદર્શન ભરાય તે પહેલાં માહિતીપૂર્ણ પુસ્તિકા ગુજરાતીમાં પ્રગટ થઈ શકી હોત તો લોકોને ઘણો રસ પડત. ચાર છ માસ અગાઉથી આવાં પ્રદર્શનો કે સમારંભો વિષે સામયિકોમાં માહિતી મળવી જોઈએ જેથી જિજ્ઞાસા ઊઘડે ને રસાસ્વાદ લઈ શકાય. આ નોંધ લખાય છે તેમ પ્રસંગ વીત્યે કરેલી સમીક્ષાઓથી એ વસ્તુ ગુમાવ્યાનો કે એનો પૂરો સ્વાદ ના લઈ શક્યાનો અસંતોષ ઉપજે છે.





કુંભાર ફાવે તેવો આકાર બનાવી શકે છે તે પ્રમાણે વ્યક્તિનું મન પણ શિક્ષણની મદદથી જેવું જોઈએ તેવું ઘડી શકાય છે. અને તે રીતે એ ઘડાવું જોઈએ. આ સમષ્ટિવાદી વિચારસરણી સરમુખત્યારશાહીવાળાં રાષ્ટ્રોમાં પ્રચલિત છે.

પરંતુ આપણા દેશની વિચારપરંપરા આનાથી જુદી છે. આપણે મનુષ્યના સ્વતંત્ર વ્યક્તિત્વને આદરભરી નજરે જોઈએ છીએ, વ્યક્તિને પોતાનું સ્વતંત્ર અને આગવું અસ્તિત્વ હોય છે, એ આપણે માનીએ છીએ. ભગવાન શ્રીકૃષ્ણ આખુંય ગીતાજ્ઞાન અર્જુનને આપ્યા પછી અંતે તો એમ જ કહે છે કે 'યથેચ્છસિ તથા કુરુ.' (હવે તને યોગ્ય લાગે તેમ તું કર.) ભગવાન શ્રી કૃષ્ણ પોતાના વિચારો અર્જુન ઉપર લાદવાનો ક્યારેય પ્રયત્ન નથી કરતા. તે કહે છે કે, 'મને જે પ્રમાણે સત્ય લાગ્યું તે મેં તારી આગળ રજૂ કર્યું. પરંતુ મારું દૃષ્ટિબિંદુ તારા ઉપર બળજબરીથી લાદવું એ મારું કામ નથી. હવે તું તારા અંતરાત્માની મદદથી જાતે જ સત્ય શું છે તે શોધી કાઢ. તારે માટે કયો માર્ગ યોગ્ય છે તે તારે તારી પોતાની વિવેકબુદ્ધિ અને ન્યાયબુદ્ધિથી નક્કી કરવાનું છે.' આપણા દેશમાં વ્યક્તિના વિચારસ્વાતંત્ર્યની આ જ પ્રથા અબાધિત રીતે ચાલી આવી છે. એકાદ વિષય ઉપર તમે જે સાંગોપાંગ વિચાર કર્યો હોય તે તમે એક વ્યક્તિ આગળ રજૂ કરો અને તેનો નિર્ણય કરવાનું કામ પણ તેને જ સોંપો. આપણે ત્યાં તો આ દૃષ્ટિબિંદુથી જ બધું કામ થતું હતું. ગુરુ અને શિષ્ય વચ્ચેનો વ્યવહાર પણ આ પદ્ધતિએ ચાલવો જોઈએ. પોતાના બધા વિદ્યાર્થીઓના મનમાં પોતાના વિચાર તેમના કાનમાં હથોડા ઠોકી દાખલ કરવા જોઈએ એ વિચાર શિક્ષકોએ ક્યારેય ન કરવો જોઈએ.

વિદ્યાર્થીઓનો આત્મા એકાદ પુષ્પની કોમળ કલિકા માફક પ્રફુલ્લિત થવાનો પ્રયત્ન કરતો હોય છે. એ કળી બરાબર વિકસે તે માટે આપણે પ્રયત્ન કરવો જોઈએ. શિક્ષકોએ પોતાના મનમાં હંમેશાં આ રીતે જ વિચાર કરવો જોઈએ. પાશ્ચાત્ય દેશો કરતાં ભારતીય શિક્ષણપદ્ધતિનું ધ્યેય ખૂબ જ જુદું છે. વિદ્યાર્થીનો આત્મા સ્વતંત્ર થવો જોઈએ, વિમુક્ત થવો જોઈએ એ આપણું ધ્યેય છે: સા વિદ્યા યા વિમુક્તયે.

શિક્ષણની મદદથી માણસમાં નવું બળ ઉત્પન્ન થવું જોઈએ, તેનો પુનર્જન્મ થવો જોઈએ.

तद् द्वितीयं जन्म माता सावित्री, पिता आचार्यः

મનુષ્ય ત્રણ તત્ત્વોનો બનેલો છે. શરીર, મન અને આત્મા. આ ત્રણેય તત્ત્વોનો જે સર્વાંગીણ વિકાસ કરી શકે છે તેને જ આપણે સાચું શિક્ષણ ગણીએ છીએ. વિદ્યાર્થીને પરમશાંતિ મળવી જોઈએ, તેને અમૃત લાધવું જોઈએ. આ અમૃત એટલે શું?

प्राणानाम आराम. मानस. आनंदः शांतिः समृद्धि.

પ્રાણને (શરીરને) વિશ્રાંતિ, મનને આનંદ અને આત્માને શાંતિ—પરમશાંતિ મળ્યાં કે અમૃત લાધ્યું એમ કહી શકાય આ અમૃત મેળવવું એ જ શિક્ષણનું ધ્યેય છે.

માત્ર પાઠ્યપુસ્તકો વાંચવાથી કે પદવી સંપાદન કરી ઉપજીવિકા મેળવવા માટે અધિકારી બનવું તેને સાચું શિક્ષણ કહી શકાય નહિ. પોતાની વિદ્યાના જોરે માણસ પોતાનું પેટ ભરે તેમાં કંઈ ખોટું નથી, કારણ કે આપણાં શાસ્ત્રોમાં 'અર્થકારી વિદ્યા' એમ કહેલું જ છે. પણ શિક્ષણનું આ ધ્યેય નથી. શિક્ષણથી માણસના મનનો વિકાસ થાય નહીં. ને કદાચ બને નહિ તો તેનું ભણતર એળે ગયું છે એમ આપણે કહેવું જોઈએ.

કેવળ વિજ્ઞાનનો અભ્યાસ કરી તે વિષયમાં પ્રવીણતા મેળવવાથી શિક્ષણનું કાર્ય પૂરું થતું નથી. આજના જગતમાં દુઃખો અને તેના ઉપર આવી પડેલાં સંકટો દૂર કરવા હોય તો આપણે માત્ર વિજ્ઞાનનો આધાર લઈ બેસી રહીશું તે નહીં ચાલે. સાહિત્ય કલા અને અધ્યાત્મ એ સર્વમાં પણ આપણે આપણી ઉન્નતિ કરી લેવી પડશે. માણસના આધ્યાત્મિક





પન્નાલાલ પટેલ

# હિંમત

માણસ—પ્રાણ વહી ગયેલા માણસ પાસેથી પણ પોતાની સ્વસ્થ વૃત્તિઓને પોષે જવાનું આપણે જ્યારે સાંભળીએ છીએ ત્યારે માનવતા મરી નથી પરવારી એવું લાગે છે. આપણા કુશળ વાર્તાકારે અહીં એક એવું પાત્ર રજૂ કર્યું છે કે જે અનેક અમાનવને માનવ બનાવી દે... .. ..

આ જકાલ કરતાં ચારેક વર્ષથી હિંમત મારી પાછળ પડ્યો હતો: 'ગમે એમ કરીનેય તમારી વારતામાં એક ફેરા તો મને ઉતારો ને ફેર ઉતારો પનાભાઈ. ને તેય એવો ચગાવો એવો ચગાવો કે આભને જાણે પતંગ ચગાવ્યો.'

'અરે ભલા માણસ આ કંઈ નાટક કે ભવાઈ ઓછી છે કે હું તને કોઈ એનમાં ઉતારું, કે નથી તું મારો ચગાવ્યો ચગે એવો પતંગેય.'

'ના એમ ફાવો એ નઈ ચાલે. 'મળેલા જીવ'માં જેમ કાનજીને ઉતાર્યો એમ લાંબી વાતે ન ઉતારો તો કાંઈ નઈ પણ કોક નાની વાતમાંય મને 'તકતકતો' કરી જ દો.'

'પણ એમ તો—તેને ગમે તે વારતામાં હિંમત નામે રાખી લઉં પછી તો બસ ને?'

'ના. મારા નામે નામ તો બધા ઘણાયના હશે પણ એમ નઈ. આ તો જેમ દર્પણમાં મુદ્દ દેખાય એમ વારતામાંય અસ્સલ હું જ દેખાઉં. વાટનો જનારેય આમ ગાને જોતાં ઊઠે કે આ તો પેલો જ હિંમત, રતનજી રાઠોડના હિંમતની જ આ વાત! તો તો ખરે નકર પછી એનું નામ કાંઈ નઈ.'

મને તો એનો આ વારતામાં ઊતરવાનો તીવ્ર અનુરાગ જોઈને સાચે જ નવાઈ લાગવા માંડી 'અરે પણ તને—નહિ નાટકમાં કે નહિ કોઈ ગરબા-ગાણામાં ને બસ એક વારતામાં જ ઊતરવાનું મન થયું ક્યાંથી?'

'કેમ ન થાય પનાભાઈ! જુઓને આ પેલો 'મળેલા જીવ'નો કાનજી અમર જ થઈ ગયો ને?'...

અને આમ એના પાસેથી વાત કઢાવતાં સમજાયું કે એણે, અમદાવાદ નોકરી કરતો હતો એ શેઠને ત્યાં એમના જુવાન દીકરા પાસેથી 'મળેલા જીવ'ની આખીય ચોપડી સાંભળેલી. એટલું જ નહિ એનો ફિલ્મ પણ જોવા પામેલો ને એમ એના જ શબ્દોમાં કહીએ તો, 'ને મેં જ્યારે જાણ્યું કે આ તો આપણા જ પનાભાઈની લખેલી છે. ત્યારે તો બસ એની લગની લાગી છે કે જીવતે કે મુએ બસ એક ફેરા તો હું પનાભાઈને હાથે વારતામાં બસ ઊતરું જ ઊતરું!'

વિચારકો કહે છે કે માણસે માણસે—જીવને જીવને નવતા છે ને હોઈ પણ શકે. પરંતુ દૃષ્ટિમાં એટલી વિશા

---

દૃષ્ટિ જો વિકાસ પામી નહિ હોય તો વિજ્ઞાને અસ્તિત્વમાં આણેલી શોધો માણસને ઉપદ્રવકારક નિવડ્યા સિવાય રહેવાની નથી. આમાં વિજ્ઞાનનો દોષ નથી. પણ વિજ્ઞાનનો દુરૂપયોગ કરનારનો છે અગ્નિની મદદથી આપણે અન્ન પણ પકવી શકીએ તેમ પાડોશીનું ઘર પણ સળગાવી શકીએ છીએ અગ્નિનો ઉપયોગ કેવો કરવો એ માણસની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે.

માણસ આજે અણુશક્તિની શોધ પાછળ ઘેલો બન્યો છે. આ શોધનો આપણે શો ઉપયોગ કરવાના છીએ? આનો ઉપયોગ આપણે જગતમાં સૌંદર્ય અને સમૃદ્ધિ વધારવા માટે કરવાના છીએ, કે જગતનો સર્વનાશ કરવા માટે કરવાના છીએ? નવી નવી શોધોને કારણે જુદા જુદા દેશો વચ્ચેનું અંતર ઘટતું જાય છે જગત પણ નાનું થતું જાય છે. પણ જેમ જેમ નાનું થતું જાય છે તેમ તેમ આપણાં હૃદય આપણે વિશાળ કરવાં જોઈએ તો જ આપણો ઉદ્ધાર છે. વિદ્યાર્થીઓના વિચારોમાં પ્રગલ્ભતા આણવી, તેમનાં હૃદય વિશાળ કરવાં એ જ ભારતની દૃષ્ટિએ તો શિક્ષણનું સાચું ધ્યેય છે.





ળતા ને વિચારોમાંય એટલી બધી વિવિધતા હોય એને માટે ને? એ તો જે વ્યક્તિ મટીને સમષ્ટિરૂપ થયો હોય એનું કામ.

ને છતાંય હું હિંમત ઉપર વાર્તા લખવા મનમાં મનમાં મથી રહ્યો!—

આમ તો એ સ-રસ ને રંગીલો જુવાન હતો. ગીતનો પણ શોખીન જીવ ને એમાંય હળ હાંકતી વખતે જો લહેરમાં હોય તો દુહાય એવા લલકારતો કે સાંભળનાર માટે ભીતર બહાર વાતાવરણ જ બધું રંગ બેરંગી કરી નાખતો.

પણ બીજી બાજુ આ એનો રંગીલો સ્વભાવ જ જાણે લંપટતાને પંથે એને દોરી લઈ જતો હતો. ને એટલે જ પત્નીથીય હરહંમેશ કંકાસ ઝર્યા કરતો હતો.

પછી આવા માણસ ઉપર સર્જકઅંતરનો અનુરાગ પણ કેટલી હદે ઊઠી શકે! અને અનુરાગ જો પૂર-બાં'રમાં ન ઊઠે તો વારતાય, ફીરસી જ બની રહે ને! એમાં પછી ન તો હિંમત ખુશ થાય કે ન હું હિંમત સરખો રંગીલો યુવાન આલેખ્યાનો કોઈ આનંદ અનુભવી શકું.

આ બધું ઓછું હોય છે તેમ હિંમતનેય પાછું વારતામાં તો કાનજીની જેમ પ્રેમી જીવ તરીકે જ ઊતરવું હતું. અને હું એનામાં રહેલા આ વિરોધાભાસ ઉપર મૂંઝાવા લાગ્યો. તો બીજી બાજુ એય મારો હવે તો જીવ ખાવા લાગ્યો: 'બસને પનાભાઈ! આમ તો તમે દોસદોસ કરો છો ને અમારી આટઆટલી આજીજીય કાન ઉપર નથી લેતા! ..આમ કો' છો આજકાલ નવરાશ નથી ને આમ ત્યારે લખી લખીને દન દનનાં કાગળિયાં ભરે જ જાઓ છો!' અને આમ એ કોઈ વાર રીસાઈ પણ જતો હતો.

ને એક દિવસ મેં એને મારી મૂંઝવણના અનુરૂપ દૃષ્ટાંત કહ્યું: 'જો, એક વખત અકબર બાદશાહને તારી પેઠે મન થયું કે હુંય મારા ઉપર પાંડવોના જેવું એક મહાભારત લખાવું. ને આ માટે બીરબલને એમણે હુકમ પણ આપી દીધો: 'દેખો બિરબલ, હિંદુ ધર્મમેં જૈસા મહાભારત હૈ ઐસા મહાભારત અપના ભી લીખ લાઓ!'

'ને બીરબલેય, જી હજુર કહીને બાદશાહનો હુકમ માથે ચઢાવ્યો...પછી તો બાદશાહ રોજ એને પૂછવા લાગ્યા: 'કહો બીરબલ, કહાંતક બાત લીખી?'

'બીરબલેય કહ્યા કર્યું, 'શરૂ કરી છે, પા ભાગની લખાઈ છે, અડધે આવ્યો છું.'...

'ને એક દિવસ સાચેસાચ બીરબલ આ નવા મહાં-ભારતના મોટા મોટા સાત ભાગનું એક પોટલું મજૂર પાસે ઉપડાવી મહેલમાં દાખલ થયો. બાદશાહને અર્જ કરી કે બેગમસ હેબને જો એક જરીક વાત પૂછવા મળે તો અહીં બેઠે બેઠે જ ખાલી ખાનાં પૂરી દઉં એટલે મહાભારતના આ સાતેય ભાગનું કામ પૂરું થઈ જાય.

'ને બાદશાહે એ જ ઘડીએ બેગમની મુલાકાતનો પ્રબંધ કરી દીધો. બીરબલ પણ પેલું પોટલું લઈને પડદા પાછળ બેઠેલાં બેગમ સામે હાજર થઈ ગયો. ને મહાભારત રચવાના બાદશાહી હુકમની વાત કરતાં સવાલ મૂકયો: 'મગર બેગમ સાહબાન! એક બાત આપસે પૂછનેકી હૈ કિ જૈસે પાંડવોકી બેગમ દ્રૌપદીકે પાંચોં ખાવીંદકે અલગ અલગ નામ થે ઐસે આપકે પાંચ ખાવીંદકે નામ બતાનેકી મહરબાની કરેં તો નામોંકી ખાનાપૂર્તિ કરકે ઇસી વર્કત યહ બાદશાહી મહાભારતકા કામ મૈં ખતમ કર દૂ.'

'ને આ સાંભળી બેગમ એવી તો ગુસ્સે થઈ કે દાસીને હુકમ કરીને પેલું મહાભારતનું પોટકું કૂવામાં જ સીધું પધરાવી દીધું.'

'બાપડા બિરબલની આટલા દનની મજૂરી તો ત્યારે પાણીમાં જ પડી ને?' હિંમત બોલી ઊઠયો.

'અરે શાની મજૂરી ભલા માણસ. એ તો ખાલી કોરા કાગળનાં જ થોથાં હતાં. કારણ કે બીરબલ જાણતો હતો કે આમ કરીશ તો એ થોથાં લખેલાં કે કોરાં પણ દેવતા કે પાણી ભેગાં જ થવાનાં છે.'



કહી મેં મૂળ વાત ઉપાડી, 'હવે તુંય તારી વારતા લખવા માટે મને બતાવ કે તારે કોનાથી જીવ મળ્યો છે. કોણ તારી હેતુ છે?' પણ મેં જોયું તો મારો આ સવાલ સાંભળી હિંમતનું મોં સાવ પડી ગયું. એક ભારે શ્વાસ લેતાં એ લ્યો, 'એમ એવું જો મારે કોઈ હેતુ હોત તો તો પછી વાત લખાવાનું કામ જ શું હતું પનાભાઈ?'

અને અહીં મારી અડધી આંખ ઊઘડી ગઈ. 'હારતો આ ભલા જીવને કોઈથી પ્રેમ નથી એટલે કે એને કોઈ પ્રેયસી નથી માટે જ તો એનો જીવ આ ડાળથી પેલી ડાળ ભટકયા કરે છે ને! એટલે જ તો આવા હેનની કોઈ વાત જોડાવીને જ સંતોષ મેળવવા મથે છે ને?'

એટલું જ નહિ આ પછી તો હું વારતા લખવી ભૂલીને એનામાં જ રસ લેતો, ઊંડા ઊતરી એના જીવનનું પૃથક્કરણ કરતો થઈ ગયો...

અને મેં જોયું તો હિંમતની પત્નીય મને તો પ્રેમભૂખી જ લાગવા માંડી. એટલે જ તો ઈધર ઉધર નજર નાખ્યા કરતા હિંમતને ને એને નો'તું બનતું ને?

એક દિવસ મેં હિંમતને પૂછ્યું: 'જીવ મેળવવા એટલે શું?'

'શું તે—ખોળિયાં જુદા પણ જીવ એક.'

'બસ ત્યારે. તો તું તારો જીવ તારી વહુમાં જ કેમ નથી પરોવતો?'

'અરે પણ એ એને લાયક હોય તો ને? આ તો હાળી કાંક મીઠી વાત કરવા જઈએ કે કૂતરીની પેઠે 'હાઉસ' કરતીકને ઊભી થાય. ને એટલે આપણો જીવ ખારો થઈ જાય પનાભઈ.'

'અરે ગાંડાભાઈ, એ ખાટા જીવને મીઠો કરવો એનીય કોઈ અનેરી મઝા છે હોં કે. તું એક ફેરા મીઠો કરવાનો પ્રયત્ન શરૂ 'તો કર!'

'કરું પ્રયત્ન. પણ'—

'ના એ પણ બણ કંઈ નહિ એમ શંકા રાખે ન વળે. ને આ તો જીવ જીતવા ગાંડાભાઈ! આપણા ઉપર કોઈને ગાંડું કરી નાખવું એ કંઈ બચ્ચાંના ખેલ નથી હોં કે, એ તો કેટકેટલી ધીરજ રાખો ને કેટકેટલા કડવા ઘૂંટડા ગળો ત્યારે જ કાંક. ને તેય પાછી તમારામાં સચ્ચાઈ હોય તો જ.'

હિંમતના અંતરમાં મારી વાત ઊતરી હોય તેમ માથું હલાવતાં સ્વગતની જેમ બબડયો: 'ખરી વાત છે. એ તો જીવ જીતવા!'

'અને એક માણસનો જીવ જીતવો એ જીવનનું કાંઈ નાનું સુનું કામ નથી...પણ એ કેમ જીતવો એ તું જાણે છે?'

'કેમ જીતવો?'

'કેમ તે પે'લાં તો આપણે એનાથી જીતાઈ જવું! કારણ હારતાં આવડે એને જ જીતતાંય આવડે ભાઈ.. ન સમજ્યો? એના પેલા દુર્ગુણોનેય જાણે એ બાળક હોય એ રીતે જોતા ને માફ કરતા થઈ જવું પડે. અને તે કેવી રીતે બને જાણે છે? તારો એના ઉપર અંતરનો પ્રેમ હોય તો જ.–'

હિંમત હસવાનો પ્રયત્ન કરતાં વળી બબડયો: 'કાઠું કામ છે ભાઈ.'

'પણ સાટે મળે તેય કાઠું જ મળવાનું છે એ કેમ ભૂલે છે હિંમત?' ક્ષણેક થંભી ઉમેર્યું: 'અલબત્ત હિંમત કરવી પડે ને ધરવીય પડે.'

ગમે તેમ પણ હિંમતે આ પ્રણયપંથે વિચરવાનો જાણે નિર્ણય કરી લીધો.

અને જાણે એનો એ નિર્ણય સચ્ચાઈભર્યો ન હોય તેમ બોલ્યો તેય દિલની પેલા પ્રેમપંથની અસલ ઊકલતભર્યું: 'તો ત્યારે અહીં તહીં જીવ દોડાવતા'તા એવો આજથી હવે એ એકની આજુબાજુ જ દોડાવ્યા કરીએ.'

'ને તો તો—શ્રદ્ધા રાખજે કે જરૂર તારું તપ ફળશે ને એ લગ્નસ્નેહે જીવન તારું—અરે તમારા બેઉનુંય



રંસભરી ને જીવતી જાગતી એક વારતા સરખું જ બની રહેશે.

*

પણ હિંમતને આ નૂતન પંથે પળ્યાને માંડ એકાદ મહિનો થયો હશે ત્યાં તો એક જામતી રાતે સાંભળ્યું કે હિંમતે એની વહુને ઘણીય મારી છે.

અલબત્ત હિંમતના સંસારમાં આવા સમાચાર નવાઈના ન હતા. પણ પ્રેમથી પ્રેમ જીતવા કૃતનિશ્ચયી બનેલા હિંમતને યાદ કરતાં હું ખરેખર નિરાશ બની ગયો. એટલું જ નહિ પ્રકૃતિ સુધારવા વિષેની મારી શ્રદ્ધાય ડગમગી ઊઠી. 'અરે એમ તે કંઈ સ્વભાવ છૂટતા હશે? ને પ્રયત્ન કરવાથી, વળી પ્રેમ ઊમટતા હશે?'

પણ ત્યાં તો વહેલી સવારે સાંભળ્યું કે હિંમતે, ઘોકણે ઘોકણે ધીબી નાખેલી પત્નીને વાડામાં ખાટલા ઉપર નાખીને બે-ત્રણ એવાં ગરમ પાણીનો શેક કર્યો છે ને લોક સાંભળે એમ એની મારીય ઘરનું બધું કામ કરતાં માગ્યા કરે છે: 'મારી ભૂલ થઈ ગઇ. કાળ મારો ઝાલ્યો ન રહ્યો પણ હવેથી—અરે ગમે તેવી તું ગાળો ભાંડીશ તોય તારા ઉપર જો હાથ ઉગામું તો—'

ને ઢોર હડતાં તો બીજુ કૌતુક પણ—ખૂદ હિંમતને મોઢેથી જ સાંભળવા મળ્યું: 'અરે પનાભાઈ! આ વખત તો મીં એને વધારે મારી'તી પણ પે'લાં તો એક તમાચો મારતામાં જ ત્રણ દન લગી ખાટલો ઢાળીને પડી રે'તી 'તી પણ આજ તો ઘોકણાનો આટઆટલો માર પડ્યો છે તોય હજુ એક વેળા તો વહીય નથી ને ઊઠતીકને રોટલા કરવા બેસી ગઈ છે!'

મને કહેવાનું મન થઈ આવ્યું, 'પણ તુંય ત્યારે કયે દિવસ એને ધીબીને આવી હેતભરી ચાકરી કરતો 'તો? એક વખત ખોયણાના ઘાને લીધે એનો હાથ બળી ગયો હતો તોય—દવા કરવાની તો મા મરી ગઈ પણ ઉપરથી તું તો ઊલટો, 'ઢોંગ કરે છે રાંડ' આમ જ કહ્યા કરતો 'તો એ ભૂલી ગયો!'

પણ ત્યાં તો એ જ માથું હલાવતાં સ્વગતની જેમ બબડવા લાગ્યો: 'ભારે ભૂલ કરી હાં! અત્યાર લગી મને તમારી વાતમાં કંઈ બહુ શ્રદ્ધા નો'તી બેઠી પણ આજ તો આ નજરે જોઈને—ખરી વાત છે ઘર સંસારમાં તો હારવામાં જ જીતવાની કૂંચી છે હોં ભાઈ! માટે હવે તો પનાભાઈ—'

અને હું અમંગળમાંથી મંગળનું આ સર્જન થતું જોઈ વળી પાછો શ્રદ્ધાવાન બની રહ્યો. સાથે હિંમતમાંય શ્રદ્ધાનું જળ—

*

પણ મેં જોયું તો દિવસે દિવસે હિંમતવાન બનતો જતો ખૂદ હિંમત જ મારી પેલી માન્યતા ઉપર શ્રદ્ધાનું બલકે અનુભૂતિનું જળ સીંચી રહ્યો હતો: 'હારવામાં જ જીતવાની ચાવી છે હો પનાભાઈ... તમે કે'તા 'તા એ ખરી જ વાત છે: જીવ આપો તો જ તમને જીવ મળે—ભારે હિંમતનું કામ! ને ધીરજેય ધરવી જ પડે ને? એ તો જીવ જીતવા!'

★

જયન્ત પરમાર

## વાંછા

એક અમુલખ સિદ્ધિ આડે નડતર એકેયે ના દે,
જીવન-મૃત્યુને આરેથી મૃત્યુ બ્યાલો તું ના દે.

★

જેઠાલાલ ત્રિવેદી

## ત્યાં

દોડી ગયો રૂપ પ્રિયાનું જોવા,
વેચાઈ મારાં દગ ત્યાં ગયાં એ.

★





પ્રો. અનંતરાય મ. રાવળ

# ગોવર્ધનરામનો યુગસંદેશ

આ દીવાળીએ જે સાક્ષરની જન્મશતાબ્દિ ઉજવાઈ તેમના વિશેનો આ અભ્યાસુ લેખ લાંબો હોઈને બે હપ્તે આપવા વિચાર્યું છે તેનો આ પ્રથમ હપ્તો છે. આપણા વિદ્વાન વિવેચકે લખેલો છે.........

સાહિત્યકારનું સામર્થ્ય શાથી મપાય? કલાન્વિત રચનાથી જ? ના, એના કરતાં વિશેષ તો એના દર્શનથી, એના મનની reachથી કે ઊંડથી. પોતાના સમયનું પ્રતિબિંબ ઝીલનાર સમયમૂર્તિ સાહિત્યકાર તો ઘણા હોય, પણ સમકાલીન જીવનનું ચિત્ર આલેખીને જ બેસી ન રહેતાં જમાનાના મહાપ્રશ્નો પારખી, તેનું વિચારસંવેદન અનુભવી, લોકો માટે પોતે વિચારી તેના ઉકેલ પરત્વે માર્ગદર્શન પણ આપે એવા યુગદ્રષ્ટા અને યુગગુરુ તો વિરલ. ગોવર્ધનરામ એ વિરલમાંના હતા. એમનું ચિરંજીવ સર્જન તે 'સરસ્વતીચંદ્ર'. એમાં વાર્તાકૌશલ અને કલાવિધાનની છત એના પુરોગામીઓ તેમ જ સમકાલીનો કરતાં એ ઘણી વધારે બતાવે છે, પણ એ કૃતિમાં એમણે કરેલું યુગદર્શન અને આપેલો યુગલક્ષી સંદેશ એના કરતાંય વિશેષ મહત્ત્વનાં છે. આ લેખમાં એનો કંઈક પરિચય કરવો છે.

ગોવર્ધનરામ પંડિત હતા, રસિક પંડિત હતા, સ્વદેશવત્સલ પંડિત હતા; ઉત્તમ કોટિના મૂલગામી ચિન્તક અને જીવનસમીક્ષક હતા. વિદ્યાના ઉપાસકો અને સંસ્કારસેવકોએ આ યુગમાં અન્નપૂર્ણાનો પ્રસાદ મેળવી લીધા બાદ ભગવતી શારદાના મયૂર કે એની વીણા બની, પ્રજાના સારસ્વત પ્રસાદના કે જીવનપ્રવાહના તટસ્થ દ્રષ્ટા અને પર્યાલોચક બની, વાચન-મનનથી આત્મવિકાસ સાધતા જઈ, પ્રજાના લાભાર્થે લેખન દ્વારા એનું પ્રતિફલન કરી, આત્મકલ્યાણ સાથે લોકકલ્યાણની યુગપત્ સંવાદી સાધના કરવી જોઈએ એવી એમની એમને વિશેની ભાવના હતી. 'સાક્ષરજીવન'માં વીગતે સ્ફુટ કરેલી એમની એ સાક્ષરભાવના એમણે વિકસાવી પાછળથી, પણ એમની મનોભૂમિમાં એ ઊગેલી બહુ વહેલી. એનાથી પ્રેરાઈને જ તો એમણે પ્રવૃત્તિસંન્યાસનો અને નિવૃત્તિનિવાસનો સંકલ્પ કર્યો હતો. 'સ્નેહમુદ્રા'માંની 'બુદ્ધિઅભ્ર તમ મનમાં ગાજે તો તેને વરસાવો ને' એ પંક્તિ પણ એ જ ભાવનાએ લખાવેલી. 'સરસ્વતીચંદ્ર' પણ એ જ ભાવનાથી પ્રેરાયેલ છે. સમાજજીવનના પોતાના અનુભવ અને નિરીક્ષણે જે સંવેદન અને ચિંતનનો પ્રત્યાઘાત જન્માવ્યો તેને પ્રજા સમક્ષ સીધું ધરી દેવાનો મૂળ વિચાર છોડીને એ જ હેતુની સિદ્ધિ વાચકોની અભિમુખતા મેળવીને સાધવા સારુ પોતે એ નવલકથા લખી છે એમ ગોવર્ધનરામે પ્રસ્તાવનામાં કહ્યું છે તે નહિ કહ્યું હોત તો આપણે એમ કહેત.

ગોવર્ધનરામ એ કથામાં પૂર્વ અને પશ્ચિમના સંસ્કૃતિપ્રવાહોના સંગમને લીધે જન્મ લઈ રહેલા કાળવિવર્તના દ્રષ્ટા, આલેખક અને આલોચક બન્યા છે. વિદાય લેતી જૂની પેઢીની મનોદશા અને જીવનપ્રણાલી, નવી કેળવણી અને સરકારની નવી પરિસ્થિતિ ઊભા કરતી હતી તે પ્રશ્નો અને એ વચ્ચે આકાર લઈ રહેલ નવી પેઢીનું વાસ્તવદર્શી તેમ જ આદર્શરંગ્યું આલેખન પોતાના હેતુને લક્ષ્યમાં રાખી એમણે તેમાં કર્યું છે. લક્ષ્મીનંદન, બુદ્ધિધન, શઠરાય, વિદ્યાચતુર અને ચંદ્રકાન્તના ગૃહસંસાર, સુવર્ણપુર અને રત્નનગરીનાં રજવાડાંના કારભાર, અને સુંદરગિરિ અને સુભદ્રાના બેટનાં વિરક્ત સાધુ સાધ્વીઓની જીવનચર્યા યથેષ્ટ લંબાણથી નિરૂપી તેની પશ્ચાદ્ભૂના પટ ઉપર સરસ્વતીચંદ્ર અને કુમુદની મધુર-કરુણ કથાનો પ્રવાહ એમણે વહેતો કર્યો છે તે પણ આ દૃષ્ટિથી. યુગચિત્રના આલેખનમાં ગોવર્ધનરામની નજર ગરુડના જેવી કે નાની ટાંકણીનેય ઊંચકી લેનારી હાથીની સૂંઢની જેવી છે; એની એનો ઊંડો અભ્યાસ કરનારને તરત પ્રતીતિ થશે.

જીવન સમસ્તના વિશાળ ફલક પર ફરી વળતી એ

વેધક નજરને બળે ગોવર્ધનરામે સમકાલીન જીવનને જમાનાની ભીતરમાં જોઈ તેના મહત્ત્વના કોયડા પર આંગળી મૂકી છે. ચેખોવે કહ્યું છે કે પ્રશ્નની રજૂઆત એ જ કલાકારનો ધર્મ, ઉકેલ આપવો એ નહિ. પણ ગોવર્ધનરામે પોતાની સાક્ષર ભાવનાને અનુસરી એના ઉકેલની દિશા ભણીય આંગળી ચીંધી છે. એ ઉકેલ માટે એમણે બંને બાજુ જોઈ, ભારતની તેમ પશ્ચિમની. સમકાલીન ભારતીય સંસ્કાર તે તો ભૂતકાળના ભારતીય સંસ્કારની વિકૃતિ, માટે તેને વખોડતાં પહેલાં તેની પાછળની મૂલ દૃષ્ટિ કે ભાવના સમજવા પ્રાચીન ભારતીય સંસ્કૃતિ પર પણ એમણે પર્યાલોચક દૃષ્ટિ નાખી. એમ કરતાં હંસવૃત્તિથી નીરક્ષીર તારવી તેમણે ઉભય પક્ષના ક્ષીરનો સ્વીકાર, સમન્વય, પ્રબોધ્યો. એમણે પૂર્વપશ્ચિમનો આ મહાસમન્વય કેવી રીતે પ્રબોધ્યો તે જોઈએ.

ગૃહસંસાર અને સમાજજીવનમાં નવો યુગ માગે છે તે રીતે સુખી અને પ્રગતિશીલ બનવું હોય તો એનું મધ્યબિંદુ જે સ્ત્રી તેને વિદ્યાસંપન્ન, ભાવનાસંપન્ન, અને દૃષ્ટિસંપન્ન બનાવવી જોઈએ એમ ગોવર્ધનરામ માને છે. સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ. એ ભણેલી ન હોય તો પુરુષનું, સમાજશરીરનું, અર્ધું અંગ પક્ષઘાતવાળું બને. ગોવર્ધનરામના માનસપુત્ર સરસ્વતીચંદ્ર ને ચદ્રકાન્ત જેવા ભણેલા ભાવનાશાળી જુવાનોના ઘરમાં ચંદ્રાવલીઓ, ગુણસુંદરીઓ ને મધુરીમૈયાઓ ફરતી જોવી છે. આને માટે પહેલી જરૂરની વસ્તુ સ્ત્રીકેળવણી. ગોવર્ધનરામે ગુણસુંદરીને એના પતિ પાસે ભણાવીને, કુમુદને એથી વધુ ભણાવીને અને કુસુમને તો મિસ ફ્લૉરા જેવી આંગ્લ યુવતી પાસે એનાથીય વિશેષ ભણાવીને સ્ત્રીકેળવણીનો સંદેશો આપ્યો છે. 'સ્નેહમુદ્રા' અને 'લીલાવતી જીવનકલા' દ્વારા પણ એવું સૂચન એમણે કર્યું છે.

સ્ત્રીકેળવણી એક મોટો પ્રશ્ન ઊભો કરે તે લગ્નનો. ભણેલી સંસ્કારી યુવતીને તેની ભાવના અને સંસ્કારને અનુરૂપ પતિ ન મળે તો તો પેલી 'સ્નેહમુદ્રા'ની વિધવાની પેઠે જ એને સનિશ્વાસ બોલવાવારો આવે ને—'કંઈ હના મુજ ઉરે વિલાસો, કંઈ પતિની હતી ઉર સૃષ્ટિ!' એ જ કૃતિમાં ગોવર્ધનરામે કહી નાખ્યું કે 'રસઐક્ય વણ નહિ મિત્રતા' 'સ્ત્રી-પુરુષ કેરું લગ્ન એવી મિત્રતાનો હેતુ છે, અને એવાં અનુગુણ દંપતી 'તે અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે.' જૂની પદ્ધતિનાં લગ્નમાં બુદ્ધિધન, સૌભાગ્યદેવી અને વિદ્યાચતુર–ગુણસુંદરી જેવાં મધુર જોડાં ક્યારેક બંધાઈ જતાં પણ એમાં તો chance જ લેવાનો ને? એટલે ગોવર્ધનરામ સ્નેહલગ્ન પર ભાર મૂકે છે. રૂઢિલગ્ન મુજબ તો સંસ્કારી લલિતાઓને અને કુમુદોને મૂર્ખ અને અસંસ્કારી નંદનકુમારો તથા પ્રમાદધનો સાથે પનારું પડે ને એમનું લગ્નજીવન ધૂળધાણી થઈ જાય. સરસ્વતીચંદ્ર અને કુમુદની પ્રણયકથા દ્વારા ગોવર્ધનરામે સ્નેહલગ્નની સ્પષ્ટ તરફદારી કરી છે. ગોવર્ધનરામે એક સ્થળે કહ્યું છે કે પશ્ચિમમાં સ્નેહ લગ્નથી પૂરો થાય, આપણે ત્યાં લગ્નથી શરૂ થાય. બુદ્ધિધન–સૌભાગ્યદેવી અને વિદ્યાચતુર–ગુણસુંદરીનાં યુગલોમાં એ ભારતીય લગ્નસ્નેહનું સુંદર દર્શન કરાવી ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતા જતા લગ્નસ્નેહના પક્ષમાં પોતાનો મત આપે છે, એ સાથે જ પશ્ચિમના સ્નેહલગ્ન અને તે પહેલાંના સંવનનની ઈષ્ટતા પણ દર્શાવે છે. સંવનન દ્વારા સ્નેહવિકાસ સાધી લગ્ન કરાય અને તે પછી તરત વિચ્છેદની ભૂમિકા ન બંધાય પણ વિશુદ્ધ પ્રેમભર્યું દાંપત્યજીવન 'જીવ્યું મીઠું લાગે' એવું જીવાય એ આદર્શ રજૂ કરી ગોવર્ધનરામ ભારતીય તેમ પાશ્ચાત્ય દૃષ્ટિનો સમન્વય આ બાબતમાં પણ સાધે છે એમ કહેવાય. કુમુદ અને સરસ્વતીચંદ્ર વચ્ચે પત્રવહેવાર ને મિલનથી સ્નેહ જગાડી ને વધારી પછી તેમને છૂટાં પાડી સ્નેહલગ્ન ન થયું તો કુમુદને સંસ્કારના કેવા કજોડાનો ભોગ બનવું પડ્યું, તેને અને સરસ્વતીચંદ્રને કેવું હૃદયદર્દ સહેવું પડ્યું અને એ બંને લગ્નથી જોડાયાં હોત તો ઉભયની સહયોગી સેવાનો દેશના પુરુષ તેમ જ નારી સમાજને જે લાભ મળત તેનો સંભવ કેવો શૂન્યવત્ થઈ દેશને એટલું નુકસાન





થયું, એ બતાવીને ગોવર્ધનરામ સ્નેહલગ્નની જ જરૂર સ્થાપે છે. પેલી સાધ્વીઓ કુમુદને નવીનચંદ્ર જ એનો સાચો પતિ, પ્રમાદધન તો એનો જાર પતિ એમ સમજાવે છે ત્યારે, તેમજ પેલા સંગત સ્વપ્નમાં કુમુદ અને સરસ્વતીચંદ્રનો સહયોગ દેખાડી સૌભાગ્ય દેવીના મોમાંથી એમને વર-વધૂ તરીકે આશિષ મળતા વર્ણવાય છે. ત્યારે ગોવર્ધનરામ લગ્ન માટે બે સંવાદી હૃદયની પ્રીતિને કેવું મહત્ત્વ આપવા માગે છે એ સ્પષ્ટ સમજાય છે.

વિધવા લગ્નના મુદ્દાને ય ગોવર્ધનરામ કુમુદની કથાને અનુષંગે સ્પર્શી લે છે. વિધવાની કેવી સ્થિતિ હિંદુ સંસારમાં હોય છે એ સુંદરના પાત્ર દ્વારા ગોવર્ધનરામે બતાવ્યું છે. કુમુદને વિધવા થતી આલેખી, તેના સરસ્વતીચંદ્ર સાથેના પુનર્લગ્નમાં કશું જ અધર્મ નથી એ ભૂમિકા સુધી સાધ્વીઓના આગ્રહ તેમજ એ બંનેના હૃદયની ય પ્રતીતિથી પહોંચી, વિદ્યાચતુરનું તે અંગે મંથન અને તેને અને રૂઢિગત ફરજિયાત વૈધવ્યમાંથી પુત્રીને મુક્ત કરી તેને સરસ્વતીચંદ્ર જોડે પરણી સુખી થવામાં પ્રધાનપદને ભોગે પણ સંમત થવાનો તેનો નિર્ણય નિરૂપી ગોવર્ધનરામે પોતાનો નિર્ણય સ્પષ્ટ આપી દીધો છે. કુમુદ-સરસ્વતીચંદ્રને આખરે લગ્નથી ન સાંધવા પાછળ તો લોકસેવાની ભાવના હતી, ગોવર્ધનરામની કોઈ કાયરતા નહિ જ.

કેળવાતી જાય તેમ સ્ત્રીના મનમાં ગૃહકાર્ય પ્રત્યે એક પ્રકારનો કંટાળો કે એ કામ તો હલકું એવો પૂર્વગ્રહ જન્મવાનો સંભવ ગોવર્ધનરામે જોયો છે. સ્ત્રીના મનમાં એ ન જન્મે તો તેનો પક્ષ પોતાની મેળે લઈ બેસનાર ભણેલા સુધારકો એ જન્માવશે એમ પણ એમને લાગ્યું. એમનું એ દર્શન કેટલું સાચું હતું તે અત્યારે ભણેલી સ્ત્રીઓના મનમાં ગૃહકાર્ય વિશે ઊંડી દ્વિધા બતાવી આપે છે. ગોવર્ધનરામે આ પ્રશ્ન પણ વિચારણામાં લીધો છે. 'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગમાં વિદ્યાચતુર અને ગુણસુંદરીની વચ્ચે પ્રથમ વિનોદમાં પણ પછી ગંભીરતાથી આ વિશે ચર્ચા તેમણે કરાવી છે. સ્ત્રીપુરુષનાં શારીરિક બંધારણ પ્રકૃતિ તેમજ કાર્યક્ષેત્ર પોતપોતાની રીતે વિશિષ્ટ છે. સ્ત્રીનું કાર્ય પુરુષ કરતાં કોઈ રીતે ઊતરતું નથી, એના વિના સમાજ ટકે નહિ, એ દર્શાવી એનું ય ઘટતું ગૌરવ ગૃહસંસાર અને સમાજજીવનના લાભાર્થે ગોવર્ધનરામે ત્યાં કર્યું છે, અને ભણેલી સ્ત્રીઓના સંભવિત અસંતોષને દૂર કરવા પ્રયત્ન કર્યો છે.

પણ એના કરતાં વધુ મહત્ત્વનો પ્રશ્ન છે આપણી સંયુક્ત કુટુંબની પ્રણાલિકાનો. ગોવર્ધનરામના ચિત્તને નાનપણથી રોકનાર આ પ્રશ્નને 'સરસ્વતીચંદ્ર'માં મહત્વનુ સ્થાન મળ્યું છે. ગુણસુંદરીના કુટુંબજાળનું કથાનિરૂપિત અને ચંદ્રકાન્તના ગૃહસંસારનું પત્રસૂચિત ચિત્ર જાતે જ ઘણું કહી નાખે છે. બંને ચિત્રોમાં સયુક્ત કુટુંબપ્રથાના દોષો ઠીક ઉપસાવાયા છે. પ્રકૃતિદોષ તેમ જ નાના મોટા સ્વાર્થોને લીધે જન્મતા નિત્યનૈમિત્તિક સંઘર્ષ-કલેશ, સમજીને ફરજ બજાવનાર પર જ આવી પડતો બધો ભાર અને તજ્જન્ય નિત્યનો તનમનધનનો ઘસારો, કમાનારને તથા તેની પત્નીને સમજુ હોય તો સ્વેચ્છાએ નહિતર કચવાતે અંતરે પોતાનાં અંગત સુખ અને વિકાસનો કરવો પડતો હોમ આ સર્વ ગોવર્ધનરામે તેમાં ખુલ્લાં કર્યાં છે. આમ છતાં, સુંદર, માનચતુર, તરંગશંકર અને ઉદ્ધતલાલના સંયુક્ત કુટુંબપ્રથા સામેના બખાળા છતાં, વિભક્ત કુટુંબનો પક્ષપાત થતો લાગે એવા કોઈ કોઈ પાત્રોના ઉદ્‌ગાર છતાં, ગોવર્ધનરામે કર્યું છે શું? ગુણસુંદરી કે ચંદ્રકાન્ત પાસે બંડ કરાવી જુદાં ઘર મંડાવ્યાં નથી, પોતાની ધર્મબુદ્ધિથી તેમજ હૃદયની ઉદારતાથી ને મીઠાશથી સંયુક્ત કુટુંબના ઝેરને ભગવાન નીલકંઠના વારસની માફક પી જઈ પોતાની સારપની જ વર્ષા તેના પર કરતાં આલેખ્યાં છે. પશ્ચિમની પરણ્યા પછી પતિપત્ની જુદું ઘર શરૂ કરે એ વિભક્ત કુટુંબવ્યવસ્થામાં હુતાહુતીનું સુખ ખરું પણ તેમાં સ્વાર્થી નિજસુખપરાયણતા જ છે, જ્યારે આપણે ત્યાંની સંયુક્ત કુટુંબ-

વ્યવસ્થામાં ભોગ પ્રધાન નહિ પણ ત્યાગ પ્રધાન છે, એમાં કુટુંબીજનોનાં સુખસગવડ સારુ સ્વસુખનો ત્યાગ ને થોડું સહનતપન છે પણ એમાં હૃદયવિકાસ વધુ છે, વળી એમાં માનચતુર કહે છે તેમ ઘરડાં ને વિધવાઓનો વગર ઉતરાવ્યો વીમો હોય છે, એ ગોવર્ધનરામને બતાવવું હતું. એટલે એમણે આ પ્રશ્ન પરત્વેય પૂર્વપશ્ચિમના સમન્વયનું વલણ અખત્યાર કર્યું છે. એને માટે માનચતુરને સચિન્ત બનાવી, એ ગુણસુંદરીને જે રીતે કુટુંબભારથી મોકળી કરે છે તે દ્વારા વડીલોને માથે આ પ્રશ્નના સુખદ ઉકેલનો ભાર ગોવર્ધનરામે નાખ્યો છે. કેટલુંક નવું એમને ગમે છે, જૂનાના દોષો એમને મનમાં પૂરા વસે છે, છતાં જૂનાનાં શુભ તત્ત્વો એ જતા કરવા તૈયાર નથી. આ વલણ અન્ય સામાજિક પ્રશ્નોની વિચારણા વેળા પણ એ દાખવે છે. જેમ સંયુક્ત કુટુંબની પ્રણાલિકા તેમ બાળલગ્ન અને જ્ઞાતિકુંડાળાંની અનેકતા એમને પલટાયેલા દેશકાળમાં સુધારા માગી લેતાં અનિષ્ટ લાગે છે. સરસ્વતીચંદ્ર અને કુમુદ તેમના સ્વપ્ન-દર્શનમાં જે રાફડા જુએ છે એ રાફડા રુઢિઓના અને મૂળ શુદ્ધ પ્રણાલિકાઓ પર ચડી ગયેલા વિકૃતિની ધૂળના થરના છે. એને તોડવાની જરૂર ગોવર્ધનરામ સૂચવે છે. વસ્તુતઃ પશ્ચિમી સંસ્કારના પવનને જ એ રાફડાને પોલા કરવામાં તથા તોડવામાં લાગી ગયેલો તે બતાવે છે. પણ આમ જૂની રુઢિઓ તોડતા પહેલાં તેનું રહસ્ય અને તેની પાછળનો મૂલ આશય સમજવાનો પ્રયત્ન કરવો ઘટે એમ પણ તે સૂચવે છે. સનાતન ધર્મને ખ્યાલમાં રાખી દેશકાળની ખાસ જરૂરત સંતોષવા કેટલાક વિશેષવર્ગ ઊભા થતા હોય છે. નવા યુગમાં જૂની પ્રણાલિકા જે વિશેષધર્મે સર્જેલી તે નવા વિશેષધર્મ ઊભા થતાં ભલે બદલાય, કાળ જ એ બદલશે, એ બદલાય એમાં કશું ખોટું નથી; ઊલટું એ ઇષ્ટ તેમ જરૂરીય છે, માત્ર તેમ કરતાં પેલા સનાતન ધર્મને ન ઉવેખાય એ જોવું જોઈએ, એ ગોવર્ધનરામે સૂક્ષ્મ વિવેકપૂર્વક એ સ્વપ્નદર્શન દ્વારા બતાવ્યું છે. અશ્વત્થામાને (અ-વિચારી બ્રાહ્મણવર્ગને) પ્રતાપે આ દેશમાં અશ્વત્થ પેઠે વધી રહેલા 'વર્ણાચારના વિરોધનું બીજ હવે નષ્ટ કરી દેવામાં આવશે,' 'હવે મનુષ્ય માત્ર ચાતુર્વર્ણ્ય પાળશે' આવા વિચારો ધરાવનાર ગોવર્ધનરામ પુરાણપૂજક જ ન હતા, પણ નવા જમાનાની જરૂરત પિછાણનાર પ્રગતિશીલ વિચારક હતા, એ સિદ્ધ કરી આપે છે. માત્ર, રાફડા તોડતાં તળેનાં કોઈ કોઈ રત્ન તૂટી જાય નહિ એ જોવાની કાળજી રાખવાની સૂચના એ આપ્યા વિના રહેતા નથી.

[ વધુ આવતે અંકે ]

☆

## —'ઊર્મિ'ના ગ્રાહકોને—

'ઊર્મિ–નવરચના'નો આ અંક નવેંબર–ડિસેંબરનો જોડિયો અંક હોવાથી હવે પછીનો અંક જાન્યુઆરીની ૧લી તારીખે દરેક ગ્રાહકને રવાના થશે. જે ગ્રાહકોનું લવાજમ ડિસેંબર આખરે પૂરું થાય છે તેમને જણાવેલું છે જ. ૨૫મી ડિસેંબર સુધીમાં તેમનું લવાજમ નહિ આવે તો જાન્યુઆરી માસનો અંક વી. પી. થી રવાના થશે તેની નોંધ લેવા વિનંતિ છે.

—વ્યવસ્થાપક : 'ઊર્મિ–નવરચના'

પંડિત સુખલાલજી

# આત્મા-પરમાત્મા

ગુજરાતના પ્રજ્ઞાચક્ષુ પંડિતજીની ઊંડી વિચારસરણીથી કોઈ અજાણ્યું નથી. અહીં મૂકેલા વિચારો તેમના એક વ્યાખ્યાનમાંથી લીધા છે—ભારતીય સંસ્કૃતિ સાથે પોતે કેવા સમન્વયકારી બની જાય છે ..... ..

આત્મા-પરમાત્મા અંગેની મારી વિચારસરણી ભારતીય પરંપરા પૂરતી છે. આત્મા અને પરમાત્માનો વિચાર આપણે કરીએ અને તે અજ્ઞાનતાથી માનીએ કે પૂર્વના સંસ્કારથી, પણ આ અંગેની સાધના ન થાય ત્યાં સુધી માત્ર તે કલ્પના જ રહે ન તો આપણે મૃત્યુ પાસે જઈએ છીએ, ન તો મૃત્યુ આપણી પાસે આવે છે જીવન એ તો એક અખંડ પ્રવાહ છે

આર્થિક અને ઔદ્યોગિક ક્ષેત્રોમાં ડૂબેલો માનવી પણ ભજન અને કીર્તન દ્વારા કોઈ ગૂઢ શક્તિની હુંફ મેળવવા પ્રયત્ન કરતો હોય છે અને પરમાત્માનો વિચાર એ બહુ જ જૂનો આપણો વારસો છે. આ અંગેના આપણા સંસ્કારો જૂના અને ઊંડા છે. ગમે ત્યાં જશો પણ આ ચર્ચામાં રસ લેનારા મળી આવશે. વહેમ ગણીને આપણે આ વિષયને અવગણીએ તો તેમાં ઘણું ગુમાવવાપણું છે.

પુનર્જન્મ એ આત્મા પરમાત્મા વિષયનો પાયો છે. જો આપણે પુનર્જન્મમાં ન માનીએ તો આપણી પાસે આધ્યાત્મિકતા જેવું નથી રહેતું. પુનર્જન્મ એ આધ્યાત્મિકતાનો પાયો છે. હજારો વરસ પહેલાં પતંજલિએ કહ્યું છે કે પુનર્જન્મમાં માને તે આસ્તિક અને ન માને તે નાસ્તિક.

દૂર દૂરના દેશમાં કે અજાણ્યા એવા પ્રદેશના માનવીઓ પર આફત આવે, દુઃખ આવે ત્યારે આપણા દિલમાં પણ સંવેદના જાગે છે. એ કયા કારણે? આ સહાનુભૂતિ કયું તત્ત્વ છે? કુટુંબ, સમાજ, રાષ્ટ્ર કે કોઈ પ્રદેશના લોકો અંગે વેદના થાય છે તેનું કારણ શું? એનું કારણ એ હોઈ શકે કે બધાને અનુસંધાન કરતું કોઈ તત્ત્વ હોવું જોઈએ જે એકબીજામાં સંવેદન જગાડે છે. આપણે ત્યાં આત્મવાદી પરંપરાઓ છે પણ આત્મવાદ વિશે કોઈ એકમત નથી ઘણા મતભેદો છે. આત્મવાદી પરંપરામાં મતભેદ હોય પણ તે તત્ત્વનો મતભેદ નથી, ભાષાનો છે. તત્ત્વ વિષે તો મને એકમત છે.

★

સિદ્ધાર્થ

## ક્ષમાપના

ક્યારેક પણ અભિનંદનો
જો આપવા,
તો આજ પળ આવી હતી ભૂલું ખરો?

ક્ષમાપના આજે જ ને?

તારી કને?

હા, તું જ છે મોટી ક્ષમાની દેવિકા
મરી સદાની,
અભિનંદનો સ્વીકારતા ક્ષમાપના કર્યે જજે:
અપરાધ મારા સર્વની ....

★



ગુલાબદાસ બ્રોકર

# 'કવિતામાં પણ પૈસા છે'

પૈસાને જ સર્વસ્વ ગણતા આપણે જીવનમાં સાહિત્ય, આનંદ એ બધું દૂર જ રાખીએ છીએ. પણ આ વાર્તા તો એક નવી જ રજૂઆત કરે છે, જે કદાચ પૈસાને જ પરમેશ્વર માનતા આપણે ન સ્વીકારીએ.........

વિલાયત જતી સ્ટીમરમાં, પચ્ચાસેક વર્ષના લાગતા, બેઠી દડીના, માથે તાલ પડી ગયેલા, અને ભૂરી આંખોવાળા એક માણસે પોતાનો દડિયા જેવો પહોળો હાથ મારી સામે લંબાવ્યો ને પોતાનો પરિચય આપ્યો :

'બદરીપ્રસાદ જયપુરિયા મારું નામ છે. તમારું નામ શું છે? રેશમી કાપડનો મારો વેપાર છે. તમે શેનો વેપાર કરો છો?'

મેં લોચા વાળ્યા કે મારા ધંધામાં કંઈ કસ નહોતો. જમી લીધા બાદ જ્યારે કૉફી પીરસવામાં આવી ત્યારે સ્ટીમરના કૅપ્ટન અને પર્સરે મને નમસ્કાર કર્યો, અને અમારા ટેબલ પાસે આવી થોડી વાર મારી જોડે બેઠા. મેં મારા સાથીદારની તેમની જોડે ઓળખાણ કરાવી. આવા મોભાદાર માણસો મારી જોડે મૈત્રીભાવથી વર્તતા હતા તે જોઈ એના ઉપર વટ પડી ગયો લાગ્યો, ને તેણે ફરી વાર પૂછ્યું :

'શું કહ્યું તમે? શેનો વેપાર છે તમારો?'

મારો ઉત્તર તદ્દન ઉડાઉ જેવો હતો. મૂંઝાઈને બદરીપ્રસાદ મારી સામે સાશંકભાવે જોઈ રહ્યો.

કલાક પછી બદરીપ્રસાદે આવી દોસ્તીદાવે મારો ખભો હલાવ્યો.

'જુઓ, મેં શોધી કાઢ્યું છે તમે કોણ છો એ. આ બધા કહે છે કે તમે લેખક છો. તમે જ મને કહ્યું કેમ નહીં, યાર? એમાં શરમાવા જેવું કશું જ નથી. મારા પોતાના કુટુંબમાં પણ એવું તો બન્યું છે. વારુ ત્યારે, જય જય.'

બીજે દિવસે બદરીપ્રસાદે એના જીવનની કથા મને સંભળાવવાનું નક્કી કરી દીધું હતું. એને નિરાશ કરવાને બદલે મેં એમ કરવાને એને ઉત્તેજન આપ્યું. એ પતાવી દેવું જ વધારે સારું હતું. જ્યારે કોઈ પણ માણસ તમને પોતાની જીવનકથા કહેવા માગતું હોય ત્યારે એમાંથી છટકી શકાય એવું હોતું જ નથી. જેમ તમે એને વધારે રાહ જોવડાવો એમ એની વાત વધારે આલંકારિક બનવાની...ને વધારે ખોટી ને કલ્પનારહિત મનુષ્યોએ યોજી કાઢેલા રોમાન્સ જેવી કંટાળો આપનારી બીજી કોઈ વસ્તુ હોતી નથી.

જમી કારવીને હું તુતક ઉપર ગયો, તેની બાજુમાં એક ખુરશી ઉપર ગોઠવાયો, ને કહ્યું :

'તમે મને કંઈક કહેવા માગતા હતા ને? તો કહો જોઉં, બદરીપ્રસાદ, તમારી વાત સંભળાવો.'

બદરીપ્રસાદે થોડી વાર હં...હાં...કર્યું. પછી કહે :

'ટૂંકમાં કહેવું હોય તો વાત આમ છે. હું તમને બહુ જ ટૂંકાણમાં કહીશ, પણ કહીશ તો પગથી તે માથા સુધીની બધીય વાત.

વાત શરૂ તો આમ થાય છે. દુર્ગાપ્રસાદ રામપુરિયા નામનો એક માણસ છે. મારો જૂનો મિત્ર છે. એ પણ રેશમના જ વેપારમાં છે. હું વેપાર કરવા દેશમાંથી મુંબઈ આવ્યો લગભગ ત્યારે જ, એ પણ આવેલો, વીસેક વર્ષ પહેલાં અમે બન્ને એક જ જાતનો ધંધો કરતા. કોઈ કોઈ વાર અમારા બન્ને વચ્ચે થોડી ઘણી હરીફાઈ પણ થતી. કોઈ કોઈ વાર હાથ મિલાવીને પણ અમે કામ કરતા. કોઈ કોઈ વાર અમારી વચ્ચે એવી તકરારો થઈ જતી, નાનાં એવાં મનદુઃખ, નાના એવા ઝઘડા; પણ જ્યારે મને લાગ્યું કે હવે તો અમારો નાતો કાયમ માટે તૂટી ગયો છે ત્યારે દુર્ગાપ્રસાદે વિલેપાર્લેમાં થોડી જમીન ખરીદીને કહ્યું કે એની જમીનની બાજુમાં બીજો જમીનનો ટુકડો પણ વેચાઉ છે. તેની કિંમત પણ પોનાના ટુકડા જેટલી જ છે. ને મારે એ ખરીદી લેવો જોઈએ.





આપણે બન્નેએ સરખી જ જાતનાં ઘર ત્યાં બાંધવાં, જેથી એ વધુ સસ્તું પડે, ઇજનેરના એ બધા ખરચા, ને આપણે ફરી પાછા લાંબા વખત સુધી દોસ્તીદાવે રહી શકીએ. એની પાસે હોય એ એનું રહેવાનું, મારી પાસે હોય એ મારું, ને બન્ને કુટુંબો વચ્ચે દોસ્તી રહેવાની ને બધું સમે સૂતર્યું ગોઠવાઈ જવાનું.

જ્યારે સમય પાકે છે ને રેશમનો ધંધો તેજ ચાલતો હોય છે ત્યારે દુર્ગાપ્રસાદનો સૌથી મોટો દીકરો નિશાળનું ભણતર પૂરું કરતાંવેંત એના બાપના ધંધામાં જોડાઈ જાય છે. છોકરો હોશિયાર છે, દરેક બાબતમાં એ વન. પાડોશની કોઈ છોકરી જોડે એ પ્રેમમાં પડે છે એની સાથે પરણી જાય છે, વાંદરામાં રહેવા જાય છે, ધંધો ધાપો સરસ ચલાવે છે. દુર્ગાપ્રસાદનો એ મોટો છોકરો તો રજેરજ એના બાપની જ આવૃત્તિ જોઈ લ્યો. એના બાપે વીસ વરસની ઉંમરે જે કર્યું હતું એ જ એ પણ વીસ વરસની ઉંમરે કરે છે. એના બાપે ચાળીસ વરસની ઉંમરે જે કર્યું છે એ એ પણ ચાળીસની ઉંમરે કરવાનો. નિયમિત પણ પહેલા નંબરનો. માણસને જેવો દીકરો જોઈએ એવો છે એ દીકરો, કોઈ અજાણ્યો, અજાણ્યો લાગે એવો નહીં.

પણ એનો બીજો છોકરો રાધુ—એનામાં એવી મઝા નથી. બન્યું 'તું એવું કે જ્યારે રાધુ બાર કે તેર વર્ષનો હતો ને હજી નિશાળમાં ભણતો હતો ત્યારે. એની નિશાળના ચોપાનિયામાં રાધુએ લખેલી એક કવિતા નિશાળવાળાઓએ છાપી હતી. એનું નામ હતું 'હિંદની હવા' ને દુર્ગાપ્રસાદ તો એથી ફુલાયો માતો નથી ને બધાને એ કવિતા બતાવતો ફરે છે ને કહે છે કે પોતાનો દીકરો તો કવિ છે, ને એ કવિતાને એ મઢાવે છે ને પોતાની ઑફિસમાં ટીંગાડે છે. પાંચ મિનિટ પણ પૂરી તમે દુર્ગાપ્રસાદ સાથે વાત ન કરી હોય તો ત્યાં એ તમને એના દીકરાની મઢાવેલી ને દિવાલ ઉપર ટીંગાડેલી કવિતા બતાવવાનો જ. હું તો વેપારની વાત કરવા ગયેલો. એણે મને રાધુની કવિતાનું એ ચિત્ર બતાવ્યું. ને એથી એનો મોટો છોકરો છેડાયો. 'મેં કવિતા નથી લખી તેથી શું થઈ ગયું? એથી કંઈ હું ઓછો સારો દીકરો છું એવું થોડું જ છે?'

બાર તેર વર્ષની ઉપરનો છોકરો હોય, ને પાછો પરગામથી આવતો હોય ને છાપામાં છપાય એવી કવિતાઓ લખતો હોય, એ બધી કંઈ જેવી તેવી વાત નથી. આખો પાડોશ એને અંગે ગૌરવ લે છે. આટલી ઉંમરમાં તો એ પ્રખ્યાત માણસ બની જાય છે. પણ પછી એ છોકરો નિશાળનું ભણતર પૂરું કરી રહે છે, ને બાપને થાય છે કે હવે એણે ધંધામાં જોડાઈ જવું જોઈએ, ત્યારે રાધુ તો એ વાતને કાને ધરવાની જ ના પાડે છે ત્યારે એ વાત કંઈ બરોબર ન ગણાય, એને તો કવિ થવું છે.

વારુ, એકાદ વર્ષ સુધી તો અમને એ વાતની કંઈ ખબર પડી નહીં, ને દુર્ગાપ્રસાદને એથી કેટલી ચિંતા રહેતી 'હતી ને તેના કુટુંબમાં એથી કેટલા ઝઘડા થતા હતા એ પણ કંઈ અમને જણાયું નહીં. દુર્ગાપ્રસાદ જરા અભિમાની માણસ છે, પોતે જ પૈસો રળેલો છે, ને એના કુટુંબમાં બહુ શોભે એવી વાત ન હોય એ ખાનગી રાખી શકે એવો છે. પણ છોકરો જ્યારે અઢાર ઓગણીસ વર્ષનો થયો, ને છતાં કવિતા લખવા સિવાય બીજો કોઈ ધંધો કરવા ન લાગ્યો, ત્યારે મારે એ વાતની નોંધ લેવી પડી; કેમકે હમેશ રાતે મારે ઘેર આવી એ મારી દીકરી સરલાને પોતાની કવિતા સંભળાવી જતો'તો. એટલે એકવાર મેં એને કહ્યું:

'અલ્યા રાધુ, આ બધાનો અંત ક્યાં આવવાનો? ધંધો કરવાની શરૂઆત તું ક્યારે કરીશ? રામપુરિઆના કુટુંબી માટે કવિતા અવિતા કંઈ કામની નથી. તારે તારા કુટુંબનો પણ વિચાર કરવો જોઈએ.'

એમાં રાધુ તો મારી સામે એવી રીતે જોઈ રહે છે કે જાણે હું એના બાપને ગાળો ન ભાંડતો હોઉં, ને ખભા તો એવી રીતે ઉછાળે કે જાણે હું કંઈ ન

[ અનુસંધાન માટે ૧૯૦મું પાનું જુઓ ]



ઈશ્વરલાલ મો. દવે

# રંગભર્યો મસ્ત કવિ

પૂર્વ આફ્રિકાના યુગાન્ડા પ્રાંતમાં કંપાલા નામે એક નગરી છે—ગુજરાતીઓની મોટી વસ્તી ધરાવતી. એ નગરીના જાણીતા બેરિસ્ટર-કવિનો આ માસિકના તંત્રીએ આપેલો આ પરિચય સહવાસ પછી અપાયો છે એની પ્રતીતિ તો થાય છે જ.........

કમ્પાલા નગરીમાં એક સાહિત્યરસિક યુવાન જોયો. એના હૈયામાં પ્રત્યેક ક્ષણે નવું કાવ્ય ગૂંજે છે. એના કંઠની માધુરી અસ્ખલિત ઝરણની માફક પ્રત્યેક ક્ષણે પૃથ્વીપટે રેલાય છે. તે યુવાનના પરિચયમાં આવતાં હું મગ્ધ બની ગયો કે આવો અર્ધવિકસિત સાહિત્યનો યોગી આવા યુગાન્ડા જેવા આફ્રિકા ખંડના ભીતરમાં આવેલા પ્રદેશમાં હોઈ શકે! એ યુવાન બીજો કોઈ નહિ પરંતુ 'શાલિની', 'છેલ્લો અભિનય', 'પદ્માવતી', 'કલાવતી' વગેરે વાર્તાસગ્રહો, 'આમ્રમંજરી', 'વનની વાટે', 'ઊર્જિતા' વગેરે નવલકથાઓ, 'પ્રસ્પંદ', 'પ્રણયસવેદન' વગેરે કાવ્યસંગ્રહો અને 'આહુતિ', 'પ્રશસ્તિ' વગેરે નાટકોના સર્જક ડાહ્યાભાઈ પટેલ.



શ્રી ડાહ્યાભાઈ પટેલ, બેરિસ્ટર

એમની ઋજુતા, મૃદુતા, સૌજન્ય સ્નેહ જાણે હૈયામાં નીપજેલાં મોતી. એમના અંતરમાંથી સહાનુભૂતિ અને સહૃદયતા અસ્ખલિત રેલાતાં જ હોય. કલ્પના અને ઊર્મિની પાંખે ઊડતા આ યુવાન સાહિત્યકારે ખરેખર મને મુગ્ધ બનાવી દીધો. કવિતાની વાત કરતાં એ ગરવા સ્વભાવના મસ્તાન બની જાય. ઘડીમાં કમ્પાલા નગરીની ટેકરીઓ સાથે રાસડે રમતી વાદળીઓ જ્યારે એમનાં નર્તનોથી લીલી હરિયાળી ધરતીને હસાવે ત્યારે ઊચરી ઊઠે કવિ કુલગુરુ કાલિદાસને સંભારી—

संतप्तानां त्वमसि शरणं तत्पयोद ! प्रियाया

× × ×

जात वंशे भुवनविदिते पुष्करावर्तकानां
जानामि त्वां प्रकृतिपुरुषं कामरूपमघोनः ।

× × ×

એ પૂરું બોલે નહિ ત્યાં તો એમનો પ્યારો જર્મન કવિ હાઈને (Heinrich Heine) એનાં સંવેદનભર્યાં ગીત ગાતો સ્મરણપટે હાજર થઈ જાય. તરત જ એની કવિતા બોલવા એ લાગી જાય:

The Sea hath
its pearls,
The heaven hath
its stars;
But my heart,
my heart,
My heart hath
its love.

Thou little,
youthful maiden,
Come unto my
great heart;
My heart, and the sea, and the
heaven,
Are melting away with love!

એ પૂરું ના કહે ત્યાં તો એમના બુલંદ કંઠથી પ્રણયસંવેદનની કરુણ રસ ઉત્પન્ન કરતી અનેક કવિતાઓમાંની એકાદ કવિતા નીસરી પડે. એમની કવિતા 'શાને'માં જે રુદન, જે કરુણા ભરી છે એવાં કરુણા-





દર્દ બહુ ઓછાં જોવા મળે. ભગ્નહૃદયી પ્રેમીનાં હૈયાનો ભાવ વ્યક્ત કરતી એ કવિતા મારા હૈયામાં આજેય ગુંજી ઊઠે છે:

> કોઈ મને કહો કે કોયલ રડે છે શાને ?
> શાને રુદન ભર્યું છે આ દિલરૂબાના ગાને ?
> તરસ્યો મરુભૂમિ શો દિનરાત ઝંખતો'તો
> જોરીના ખણ્ડ ખણ્ડે તુજને પુકારતો,
> મુજ ઓષ્ઠ સેજ ભીના કરી ગે કહે તું શાને ?
> પાવા પીવા સુધાને પાછી ફરી ન શાને ? !
> આ સૌ સમીરલહરી નાખી રહી નિસાસા,
> સિન્ધુ સરો સરિતા કે છે કે લાગી પ્યાસા;
> ધરતી અરે સુકાઈ શોભા રહી ન શાને ?
> આનંદ ના દીસે, ના સુષમા સુગંધ શાને ?
> મેં અંધ થઈ તને જો ચાહી ન આરઝૂ હા,
> કે હોત જો દીધું ના પાગલ બની જિગર આ:
> ઘર ઘર, નગર નગરમાં ભિખારી બની રે શાને,
> ઘાયલ બની સનમ હે તો હું ઢૂંઢોત શાને ? '

આવી કવિતાઓ ગાતાં ગાતાં કલાકોના કલાકો ચાલ્યા જાય. ઘડીમાં મહા કવિ શેક્સપિયરને સંભારી એ કહેશે:

> For thy sweet love remembered
> such wealth bringe;
> Then that I scorn to change my
> state with kinge.

એ પૂરું ના કરે ત્યાં તો એમની એવા જ ભાવ વ્યક્ત કરતી કવિતા એ ગાવાના.

> ખીલી 'તી શી દ્રુમકિસલયે વલ્લરીયે વસન્ત !
> મેક્યા 'તી શી કુસુમકલિયે સુરભિ મૂર્તિમન્ત !
> શોભા ભદ્રે ! તુજ ઉર અને અંગની પૂરબા'રે,
> ખીલી ઊઠી સુર યુવતી શી જિંદગીની વસન્તે ! '
> તારી સ્મૃતિ સુખદ છે પ્રિય એટલી કે
> ના સ્વર્ગના સુખ તણી રહી લેશ ઇચ્છા;
> તારી પ્રીતિ જીવનવૈભવથી ભરે કે
> ઐશ્વર્ય અન્ય તણી ના રહી રે'જ વાંછા.

હાફીઝ, ઓમરખય્યામ કે ફીરદોસીને ભૂલે એ ગાલા ભાઈ નહિ. એમની મસ્તી, કલ્પના અને દર્દભરી ગઝલો સાંભળવાની તો ઔર મઝા આવે. એમની એ દિલદારની ઝીણી સૃષ્ટિના અણુઅણુમાં થતાં ગુંજન કંઠે ગાય:—

> ચમનનાં ગુલ ગુલાબમાં દિલે-દિલદારને દીઠી,
> ચમકતાં ગુલ્મમાં હુસ્ને-જમાલે-યારને દીઠી,
> ઢૂંઢ્યો મિથ્યા અયે દિલબર તને મંદિર-મસ્જિદમાં.
> બની સાકી હતી આવી શરાબેજામમાં દીઠી.
> હશે એ દૂર પર્વતપે : હશે મહેબૂબ મહેતાબે,
> વિચારું ત્યાં ગુલેગુલ પર તને પેશે-નજર દીઠી.
> દીઠી દહાડે ગુલિસ્તાંમાં વસે દિલમાં બની ખુશ્બો,
> અને રાતે મને ચૂમતી સનમને ખ્વાબમાં દીઠી.
> જગતના રાહથી મારો અલગ છે રાહ આશકનો,
> જુદી એ રાહદારીમાં સનમને સાથમાં દીઠી,

જગતની રાહદારીથી જુદી રાહદારીવાળા એ યુવાન ! તું તારાં ગીતોનાં પ્રસ્પંદો જગાવ્યે જા એ કરુણ નિષ્ફળ પ્રણય વ્યક્ત કરતું ગીત—

> જ્યારે ફૂલડે મોગરો છાયો;
> ત્યારે પ્રેમ ના શેં તેં બતાવ્યો ?
> જ્યારે પ્રેમ કટોરો એ લાવ્યો,
> ઢોળ્યો તેં ના પીધો-પિવડાવ્યો.
> જ્યારે મત્ત પ્રફુલ્લ વસન્ત, હતી,
> જ્યારે કોકિલાઓ ટહુકા કરતી,
> મીઠું અમૃત ઉર ઉરમાં ઝરતી,
> સારા વિશ્વે હતી રસ રેલવતી;
> ત્યારે સ્નેહ સુધાભર આવ્યો,
> તેં ના તારો ગણી અપનાવ્યો.

અને નિષ્ઠુર પ્રેયસીને સંધ્યાટાણે પોકાર કરતા પ્રેમીને કેવી કલ્પના અને કાવ્યમય રીતે કવિએ મૂક્યો છે !

> જ્યારે સન્ધ્યાના સ્નેહમાં સૂર્ય હતો,
> એના ભાવ કપોલે હતો ઝૂમતો;
> ખીલ્યો પશ્ચિમમાં ઉદ્યાન હતો,
> વાટ જોતો પ્રિયાઓનો પ્રાણ હતો.
> હું છું તારો એ દ્વારે પુકાર્યો,
> દ્વાર બંધ કર્યાં ના સ્વીકાર્યો.

કઠિનહૃદયી પ્રેયસીની કઠોરતાના પરિણામે મૃત્યુ પામતો નાયક અને ત્યાર પછીનું પ્રેયસીનું રુદન જાણે કવિ



છેલ્લી લીટીઓમાં જગતની કઠોરતાને સંબોધી ના કહેતા હોય !

હાવાં રોયાં કર્યે કે' શું વળશે ?
એની ભસ્મ ઢૂંઢયે તને શું મળશે ?
તારું જીવન દર્દથી રે બળશે
હાય શાન્તિ હવે તને ક્યાં મળશે ?!
જ્યારે પ્રીતમ દૂર સિધાવ્યો
ત્યારે પ્રેમ તેં ફોકટ બતાવ્યો.

આ કવિતા સાંભળતાં મને મહાન અમેરિકન સાહિત્યકાર એડગર એલન પો (Edger Allen Poe) યાદ આવ્યા. જુદા ભાવનું છતાં આવા જ કરુણ ભાવ વ્યક્ત કરતું એમનું અમર કાવ્ય 'રેવન' (Raven) યાદ આવ્યું. પો જન્મથી જ શુદ્ધ કવિ હતો. પરંતુ કવિતા કોણ વાંચશે એ ભાવે તેણે વાર્તાઓ લખવી શરૂ કરી. પરિણામે તેણે અંગ્રેજી ભાષામાં પહેલાં કદીય નહિ લખાયલી એવી વાર્તાઓ આપી સૌનું માન અને પ્રીતિ સંપાદન કર્યા. એવું જ ડાહ્યાભાઈનું બન્યું છે. એ જન્મથી જ કવિ છે. પરંતુ કવિતા તરફ સેવાતી બેદરકારીએ એમને વાર્તાકાર–નવલકથાકાર બનાવ્યા. પરંતુ એમણે કેવી વિવિધતાભરી, રસભરી, નવી જ ભાત પાડતી વાર્તાઓ–નવલકથાઓ આપી ગુજરાતને આશ્ચર્યચકિત કર્યું !

એમની વાર્તાઓમાં જે રંગ અને વિવિધતા આવે છે, તે ઘણા ઓછા વાર્તાકારોમાં આવતી હશે. એમની વાર્તાઓ મુખ્યત્વે તો રોમાન્ટિક છે એમની 'લાખું' વાંચો કે 'શાલિની' વાંચો, એમની વાર્તા 'પ્રેમી' વાંચો કે 'શર્મિષ્ઠા' વાંચો, એમાં જે કૌતુકપ્રિયતા છે તે ખરેખર વાચકને સ્પંદિત અને આનંદિત બનાવી દે છે.

વાર્તાનું ફલક એટલું વિસ્તરેલું અને વૈવિધ્યવંતું છે કે એ વાંચતાં કોઈ અદીઠ ભૂમિનું આપણે દર્શન કરતા હોઈએ એવી પ્રતીતિ થાય છે. 'વીનસનું આલિંગન', 'એડેલપીસ', 'ગતશ્રદ્ધા', 'જનમોજનમનાં પ્રેમી' જેવી વાર્તાઓ ખરેખર ચમત્કૃતિભરી છે. વિશ્વના જુદા જુદા દેશોનું પર્યટન કરવાનું લેખકને મળ્યું છે. એમનો અનુભવ અને વાંચન ઘણાં જ વિશાળ છે. જીવનને અનોખી દૃષ્ટિથી અવલોકવાની એમનામાં સૂઝ છે. અને એ દૃષ્ટિને પરિણામે એમની સર્જક પ્રતિભા ખીલી ઊઠી છે. એમના વાર્તાસર્જનમાં કલ્પના, કથા કહેવાની કલા અને કાવ્યાત્મકતા છે.

એમનું વાંચન પણ એટલું જ વિશાળ. જગતની પ્રથમ નવલકથાનાં લેખક લેડી મુરાસાકીની વાત કરતાં તેઓ હજાર વરસ પહેલાંના જાપાનમાં લઈ જાય. ત્યાંના દરબાર અને સંસારનો વિષય લઈ લખાયલી લેડી મુરાસાકીની વિશ્વવિખ્યાત નવલકથા 'ગેન્જીની કથા' (Tale of Genji)ની રસમય વાત કરે. વળી એ બોલી ઊઠે કે ઈશ્વરભાઈ ! જગતમાં નવલકથાઓ અને વાર્તાઓ ઘણી લખાય છે અને લખાશે, પણ 'વૉર અને પીસ' (War and Peace) ફરીથી ક્યારે લખાશે ? કદીક જગતમાં ટૉલ્સ્ટોય જન્મશે તો એવી નવલકથા સર્જી શકાય એવો વિષય નહિ હોય અને વિષય હશે તો ટૉલ્સ્ટોય નહિ હોય. પેલો વિશ્વવિખ્યાત અંગ્રેજ લેખક સમરસેટ મૉમ (W. Somerset Maugham) તો એમ કહે છે કે આવી શ્રેષ્ઠ અને મહાન નવલકથા ફરીથી જગતમાં લખાશે નહિ. ફ્રેન્ચ નવલકથાકારો સ્ટેન્ધલ (Stendal), બાલ્ઝાક (Balzak), ફ્લાઉબર્ટ (Flaubert), ડૂમા (Duma) કે ઝોલા (Zola) અને તેમની કૃતિઓનાં વર્ણન અને વિવેચન કરતાં થાકે જ નહિ.

અને સાહિત્યના પરિશીલન સાથે વ્યવહારદક્ષતા પણ એટલી જ તેમના જીવનમાં વણાયલી છે.

લોકોના એ આદરણીય યુવાન છે. કમ્પાલાની જાહેર પ્રવૃત્તિઓમાં શ્રી ડાહ્યાભાઈનો ફાળો તો હોય જ.

સ્વપુરુષાર્થ અને ખંતથી તેઓ સાહિત્યક્ષેત્રે તેમજ આર્થિકક્ષેત્રે આગળ વધ્યા છે. બાહોશ ધારાશાસ્ત્રી હોવા ઉપરાંત જાણીતી સાતેક વેપારી પેઢીઓના એ ડાયરેક્ટર છે. આ બધી પ્રવૃત્તિઓ પછી યે એમના જીવનનું પ્રેરક બળ તો સાહિત્યની આરાધના જ રહ્યું છે. અહીં સાહિત્યક્ષેત્રની શૂન્યતામાં તેઓ સાહિત્યની

જયન્તિકા પરમાર

# પુરુષનો વહેમ

વહેમ માણસમાં જ્યારે ઘર કરી બેસે ત્યારે એ સ્ત્રી કે પુરુષ કોઈને પણ કોર્યા વગર રહેતો જ નથી. તેમાંય પોતાનાં સ્વજન માટેનો વહેમ તો ... અહીં રજૂ થયેલા સત્યપ્રસંગવિશેષ એવી જ એક કરુણ જીવની કહી જાય છે. ........

નાનાલાલને ચાર બાળકો હતાં. સ્વાનુભવે તેમની એવી માન્યતા હતી કે છોકરીઓને ખૂબ મોટાં ન થવા દેવાં. તેમની આંખે તોળાયેલી ઉંમર લગ્ન માટે તેમણે નક્કી કરી હતી. હા, પણ તેમાં નવા જમાનાની છૂટને તેઓ બિલકુલ ભૂલ્યા નહોતા. તે પોતે પણ નવા જમાનામાં ક્યાં નહોતા! પસંદગી પોતે કરે પણ પરણનાર વ્યક્તિઓની અરસપરસ પસંદગી કેવી ઊતરે છે તે ખાસ ધ્યાનમાં રાખતા.

રંજન નાનાલાલની સૌથી મોટી દીકરી. શરીરે રુષ્ટ પણ જરા બટકી, રંગે ગૌરવર્ણી, નમણા ચહેરાવાળી. રંજન ખૂબ દેખાવડી લાગતી હતી. અભ્યાસમાં તે બહુ મગન નહોતી થઈ શકતી. માંડ માંડ તે મૅટ્રિકને પગથિયે ચઢી હતી. તેને શોખ હતો શણગારનો, અને સાચે જ જે કંઈ તે પહેરતી તે તેને એવું તો દીપી ઊઠતું કે સામાની નજરમાં તે આવી જાય. અને બનતુ પણ એવું કે સારે પ્રસંગે તે પહેરી ઓઢીને બહાર નીકળે ત્યારે એ દિવસે, રાત પડે, ક્યાં તો બીજા દિવસની સવારે જોઈએ તો તે પથારીમાં જ પડી પડી તાવમાં ઘેરાઈ ગઈ હોય.

સાધારણ રીતે માબાપને પોતાનું પહેલું-છેલ્લું બાળક વધુ વહાલું હોય છે. રંજન પણ એટલે જ ખૂબ લાડથી ઉછરી હતી. તેનો પડ્યો બોલ ઝીલાતો. એ માગે એ વસ્તુ તરત તેની નજર સમક્ષ ખડી કરી દેવામાં આવતી અને એ રીતે રંજન પણ તેનો શોખ પૂરો કરતી.

રંજન હવે સત્તરેક વરસની થઈ હતી. પિતાની માન્યતા મુજબ તે ગોઠવાઈ જવી જોઈએ એટલે તેમણે એક મુરતીયો પસંદ કર્યો અને પછી બન્નેને અરસપરસ મેળવ્યાં. મુક્તમને બિલકુલ ગભરાયા વગર રંજનનો અભિપ્રાય તેમણે માગ્યો. સત્તર વર્ષની ગભરુ બાળા ગમે તેટલું સમજતી હોય તો પણ કલાક બે કલાકના પરિચયમાં વ્યક્તિને કેવી રીતે ઓળખી શકે! અને બીજું એ કે એની પાસે કોઈ ખાસ બીજું ધ્યેય નહોતું કે તે રીતે તે તેને ચકાસી શકે માબાપ જે કરે છે તે યોગ્ય જ હોય અને પોતાના ભલા માટે કરે છે એ તો ખરું જ. પોતાનું બાળક સુખી કેમ થાય તે જ દરેક માબાપની ઇચ્છા હોય છે. પ્રયત્નો હમેશાં સારા હોય છે અને આમાં તો નાનાલાલની નજર કંઈ ઓછી તીવ્ર નહોતી. સાત ગરણે પાણી પી પીને રીઢા થઈ ગયા હતા.

---

જ્યોત જલતી રાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

યુગાન્ડાની હરિયાળી ધરતી ઉપર બધી જ વૈભરસામગ્રી છે : કુદરતસર્જિત તેમજ માનવસર્જિત. પરંતુ સાહિત્યનો રસ પ્રમાણમાં ઓછો છે. એવા પ્રદેશમાં શ્રી ડાહ્યાભાઈનો પરિચય થતાં મારા અંતરમાં એક નવો આશાનો જન્મ થયો કે અહીં સાહિત્યસાધકોની એક નવી પેઢી જન્મી રહી છે. અહીં કેટલાક અનજાન લેખકો છે અને જો એમને પ્રોત્સાહન મળે તો એ પણ ચમકી ઊઠે એમ છે. આ લખતાં શ્રી ઉમાકાન્ત મને યાદ આવે છે. તેમનાં નવલોમાં એક નવીન જોશ અને પ્રેરક બળ ભર્યું છે. પરંતુ એમનો પરિચય તો બીજીવાર કરાવવાની ઇચ્છા છે

શ્રી ડાહ્યાભાઈ તેમજ પૂર્વ આફ્રિકામાં વસતા બન્ધુલેખકોની સાહિત્યસાધના અવિરત ચાલુ રહે, અને પ્રગતિને પથે તેઓ પ્રયાણ કરતા રહેશે એવી મારી મનોવાંચ્છના છે.





અત્યાર-સુધીની ઉંમરમાં સારા નરસા અનુભવોથી કોઈથી મહાત થયા ન હતા.

કમલ શ્રીમંત માતાપિતાનો એકનો એક પુત્ર હતો. નહિ બહેન, નહિ ભાઈ; એટલે તેનો ઉછેર વળી જુદો જ પડતો હતો. ઘરમાં માનીતો ખરો પણ પુત્ર એટલે એને ફાવે તેમ વર્તવાની છૂટ. કોઈ જાતની રોકટોક નહિ. મોજશોખ અને તેમાં રમતનો ભારે રસિયો. તેમના લત્તાની ક્લબમાં તેને હંમેશ જવાનું. ગંજીપત્તા, કેરમ, બેડમિંગ્ટન, ક્રિકેટ વગેરે અને એ જ મિત્રો સાથે ફરવાનું. ઘરમાં બીજી કંપની નહિ એટલે ખાસ રોકાતો જ નહિ. અભ્યાસમાં મેટ્રિક સુધી તે સારી રીતે પહોંચ્યો પણ તેમાંથી પહેલે વર્ષે પસાર ન થઈ શક્યો. અને પેઢી દર પેઢી ચાલુ ધંધામાં પિતાની સાથે તેને જોડાવું પડ્યું.

રંજન અને કમલ અવારનવાર મળતાં. ક્યારેક સિનેમા જોવા જતાં કે ફરવા જતાં. પણ શરૂઆતથી જ બન્ને વચ્ચે મેળ જામતો નહિ. કમલને રંજન ખૂબ ગમતી હતી. એટલી બધી કે તેને તે કોઈપણ સંજોગોમાં છોડવા તૈયાર નહોતો. પણ તેનું વહેમી માનસ તેને કોઈની પણ સાથે વાત કરતી સાંખી શકતું નહિ. એને બીક હતી તેની ગોરી ચામડીની. રખેને, એની પાસેથી કોઈ એને છીનવી લે. અને એ એક જ કારણે તે રંજન પ્રત્યે કડક વર્તન રાખતો. જેથી એના ડરથી તે કંઈપણ પગલું ભરી શકે નહિ. જ્યારે જ્યારે તેઓ બન્ને મળતાં ત્યારે સહેજ તો કડવાશ ઊભી થતી જ. બિચારી રંજન મનને એમ મનાવતી કે આ બધું—આવું કાયમ કંઈ ઓછું રહેવાનું છે; લગ્ન પછી આપોઆપ બધું મટી જશે. પણ એ લગ્ન સુધીનાં બે વર્ષ તો તેને ભારે પડી ગયાં. મનને મનાવતી રંજન કોઈની આગળ દિલ ખોલી શકી નહિ. માબાપ તો પોતાની જાતને આવો સરસ છોકરો જમાઈરૂપે મળવાથી ધન્ય માનતા હતા. ઉપરથી સર્વગુણસંપન્ન દેખાતો કમલ 'મહીંના ગુણ મહાદેવ જાણે' જેવો હશે તેવી કલ્પનાયે ક્યાંથી વસે!

રંજન શરીરે નબળી બનતી ગઈ. ક્યારેક તાવ તો ક્યારેક મરડા જેવું થઈ જતું. હદ એટલી થઈ ગઈ હતી કે એવે વખતે કમલ ખાસ એની ખબર કાઢવા આવતો. બન્ને એકાંતમાં મળતાં, પણ કમલ તેની જાત ઉપર ગયા વગર ન રહેતો. રંજન મનમાં ને મનમાં સમસમી જતી. તેની સામે એક અક્ષર પણ બોલવાની તાકાત તેનામાં હતી જ નહિ અને રંજન તો ક્યારેક ક્યારેક બેભાન પણ થઈ જતી. મન અને શરીર બન્ને નબળાં પડતાં સહેજ પણ ઘા, અને તે પણ હૃદયનો તે જીરવી શકતી નહિ. અને છતાં નવાઈની વાત તો એ છે કે એની કોઈ સખી કે તેનાં વહાલાં મા-બાપ સમક્ષ એણે એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ.

કમલ રંજનની માંદગીનું કારણ સમજતો હતો. પણ તે તો તેને ઢોંગ જ માનતો હતો. લગ્ન પહેલાં પણ પોતાનો સંપૂર્ણ અધિકાર તેની ઉપર જમાવતો. એક દિવસ શરીરે નબળી રંજન બારી પાસે ઊભી હતી. તે એકલી જ હતી અને કંટાળી પણ ખૂબ હતી. વિચારમાં ને વિચારમાં તે ભાન ગુમાવી બેઠી અને નીચે ગબડી પડી. સારું હતું કે ખૂબ ઊંચેથી તે નહોતી પડી. છતાં પણ બેઠો માર સારા પ્રમાણમાં વાગેલો. સંપૂર્ણ પથારીવશ થયેલી રંજન દોઢ મહિના પછી આ માંદગીમાંથી પણ બેઠી થઈ.

આ માંદગી દરમિયાન સમાજને પણ જાણે નવું કૌતુક મળ્યું. રંજનની માંદગીએ શંકાનું ઘેરું વાદળ ફેલાવી દીધું. અને ઘેર ઘેર વાત ચર્ચાવા લાગી કે આ વિવાહ તૂટવાનો છે. રંજનના ઘરમાં કે શ્વસુર-પક્ષે કોઈને આની ગંધ સુદ્ધાં નહોતી આવી. તેનાં સાસુ-સસરા તો અવારનવાર પોતાની દીકરીની માફક ખબર લઈ જતાં. કમલ પણ એ જ રીતે આવતો જતો ચાલુ જ હતો. છતાં એક દિવસ નાનાલાલથી ન રહેવાયું. તેમણે કમલને બેસાડી નિરાંતે ગામમાં ચર્ચાતી વાતનો ખુલાસો માગ્યો. અને તેણે કહ્યું પણ





ખરું કે એ તો ખોટી વાત છે. એવું હોય તો હું અહીં આવું જ શું કામ!' એના ખુલાસાથી તેઓને શાંતિ થઈ.

બીજે વર્ષે કમલ–રંજન ખૂબ ધામધૂમથી પરણ્યાં. લગ્ન પછી રંજનની માન્યતા નિષ્ફળ ગઈ. શાંતિને બદલે એક કદમ આગળ વધ્યું. કમલ હવે તો રંજન તરફ પૂરેપૂરો અધિકાર જમાવતો થયો. થોડો આનંદ પણ જાણે તેને ભારે પડી જતો. તેને તરત તેનું પુરાણું યાદ આવી જતું. એટલી હદ થઈ ગઈ કે રસ્તે જતાં બન્ને સાથે હોય અને રંજન તરફ કોઈ જોતું હોય તો તરત પૂછે કે એ કોણ હતું? શા માટે એ તારી સામે જોતો હતો? અને કદાચ કોઈ ઓળખીતું મળી ગયું અને 'આ તને સુંદર લાગે છે' એવું કંઈક તેણે સાંભળ્યું હોય તો તો તેના બાર વાગી જાય. રંજન તેને સમજાવવા પ્રયત્ન કરતી પણ નિષ્ફળ, ધીમે ધીમે કમલનું વર્તન ઘરમાં પ્રકાશમાં માંડ્યું. તેની બાએ તેને સમજાવવા પ્રયત્ન કર્યો પણ નિરર્થક. રંજન ધીરે ધીરે નિરાશ થવા લાગી. હવે તો તેને પિયર પણ તેને કહ્યા વગર છૂટકો જ ન રહ્યો. કમલની નફટાઈ એટલી બધી વધી ગઈ હતી કે તેના પિયરના દાગીના, સારાં કપડાં વગેરે ગુસ્સામાં ને ગુસ્સામાં તોડી ફોડી નાખતો. તે તેના રૂમમાં આવે ત્યારે તે ચોપડી વાંચતી હોય તો તે પણ ઝૂંટવી લઈને મેહાલ કરી મૂકતો. આ બધી વસ્તુનો જવાબ આપવા માટે પણ તેણે તેનાં મા-બાપને ના છૂટકે કહેવું પડતું.

પોતાની માનીતી રંજનને આ જાતનો ત્રાસ સાંભળી તેઓ બન્ને ખૂબ દુઃખી થયાં. તેમની પાસે બીજો ઉપાય નહોતો. ધીમે ધીમે રંજને પિયર આવવાનું અને ત્યાંની વસ્તુઓ વાપરવાનું ખૂબ જ ઓછું કરી નાખ્યું. છતાંપણ એક દિવસ કમલની ભંભેરણીથી, તેનાં સાસુ–સસરા સુદ્ધાંએ તેના ચારિત્ર્યને કલંકિત ઠરાવ્યું. સારે નસીબે તેમણે અંદરોઅંદર તેના પિતાને ઘેર બોલાવ્યા. વિગતે વાત કરી. નાનાલાલે આ વખતે ખૂબ જ કુનેહથી કામ લીધું અને સમજાવટ કરતાં પણ ખરી હકીકત શું છે તે તેમણે વર્તનથી કરી બતાવ્યું. અને મૂળ વાત ક્યાંથી અને કેવી રીતે પ્રસરી હતી તેનું નિદાન પણ થઈ ગયું.

અને પછી તો પહેલાંની માફક જ તેના સાસુ–સસરાના રંજન ઉપર ચારે હાથ ફરવા લાગ્યા. કમલ પણ કંઈક અંશે ભોઠો પડી ગયો હતો. પોતાનાં કૃત્યો માટે થોડો ઘણો પસ્તાયો પણ ખરો.

આ દરમિયાનમાં રંજનને ગર્ભ રહ્યો. સુવાવડ પણ પિયરમાં જ કરી અને બાબાને લઈને ઘેર ગઈ. પછી તો દરેક જાતના ત્રાસમાંથી છૂટી ગઈ, કમલનું પુરુષસહજ વહેમી માનસ એકદમ દૂર તો નથી થયું પણ રંજન હવે ત્રાસ તો નથી જ પામતી.

★

प्रवात

## નવજીવન

તમે ગગન ચુંબતાં અગણ્ય આલયો મહાલતાં,
કરો હરહમેશ વાત સૌ બસ રહી મહાલવું.
અહીં મનુજકો રહ્યાં સકળ કારમા યુદ્ધથી,
સદા જીવન સાથ યુદ્ધ મરણનું કરી જીતતા.
ત્યહીં ટકવવા વળી ટચુકડી નિજ કાયને,
હમેશ બનતા વિમગ્ન ભરપેટ રોટી તણી.
તલાશ કરવા ઘણી વખત ભોગ જાતે બની,

કદીક બનતા અહીં ગગન આંબતા મહેલના
ખરા ધરણખંભ કો મનુ ઇમારતો ટેકવી.
ફરાર્થ નિજ કાયને ખપવતા અચકાય ના,
બની જડ સમા ભલે, સતત ચેતના ફેંકતા.
કરી ગહન કાદકા ખુશ બની વહોરે ઘણા,
ભલા પરુષતા ભરેલા રસજીવનાહ્‌લાદમાં
ભલી ભસમમાં નવી અમર જિંદગી પેખતા!

★



ઈશ્વર પેટલીકર

# હે પ્રભુ !

જેની નિયત સારી હોય તેને ભગવાન આપી જ રહે છે એવી શ્રદ્ધાભરી દૃષ્ટિ માનવમાત્રમાં હોય તો ? અહીં આપણા સર્વપ્રિય વાર્તાકાર એવી જ એક માનવતાના સદંશવાળી વાર્તા રજૂ કરે છે કે જે પૂરી કરીને આપણે પણ વાર્તાકારની સાથે સાથે ઉચ્ચારી બેસીએ છીએ : 'હે પ્રભુ !'……

સાંજના પાંચ વાગ્યા હતા. આખા દહાડામાં ગાડી અને મોટરની મુસાફરી ઉપરાંત પગે ચાલીને મેં પાંચસાત માઈલની દડભર્યા રસ્તાની મજલ કાપી હતી, એટલે આણંદ જવા નડિયાદના મોટર-સ્ટેશને આવ્યો ત્યારે થાકી ગયો ન કહું તો ય હું ખરડાઈ ગયો હતો તો પૂરેપૂરો.

કર્મસંજોગે મોટર ઊપડવાની તૈયારીમાં હતી, પરંતુ જગ્યાના અભાવે ટિકિટ ન મળી, એટલે 'હાશ' કરતો બાંકડા ઉપર હું લોચો થઈને બેઠો. આંખો આપોઆપ નીચે ઢળીને મીંચાઈ ગઈ.

ધર્‌ર્‌ર્‌ર્ કરતી મોટર ઊપડી ગઈ બીજી મોટર આવતાં થોડી વાર થવાની માની મેં બાંકડાની પાછળ ટેકો દેવાની ઉપલી પાટલી ઉપર માથું મૂક્યું. આંખ તો ઊઘડવા માગતી જ ન હતી.

પરંતુ એટલી શાંતિય ઝાઝી વખત ન ટકી. મને ઊજળાં કપડાં પહેરેલો જોઈ મારી શાંતિનો ભંગ કરતી બૂમ પડી : 'સાહેબ ! ચંપલને પૉલિશ બનાવી દઉં ?'

'જા ને ભાઈ હવે.' આંખ ઉઘાડ્યા વગર જ મોંને બદલે મન કટાણું કરી હું બોલ્યો.

નીચે પડેલાં ચંપલ પણ એના સામું તાકી રહી મૂંગી ભાષામાં કહી રહ્યાં હશે : 'ભૂંડા ! જરા અમારા દેદાર જોઈ ને તો વાત કર ! ચાર મહિના ઉપર મોચીને ઘેર તૈયાર થયાં ત્યારે એણે પૉલિશનું છેલ્લું પોતું માર્યું હતું એ જ ગનીમત.'

પણ મારું કે ચંપલનું કહેવું એણે કાન ઉપર ધર્યું જ ન હોય તેમ એ બોલ્યો 'સાહેબ ! સરસ બનાવી દઈશ. એમાં તમારે કહેવું જ નહિ પડે.'

આ વખતના શબ્દો કાનને મધુર અને કોમળ લાગ્યા. ચંપલ પૉલિશ કરાવવા નહિ, પણ એ મધુરતા અને કોમળતાને જોવા સ્વાભાવિક રીતે આંખ ઊઘડી.

મારી સામે મજબૂત બાંધાનો, ગૌરવર્ણો અને ફાટેલાં પણ એના ગજા પ્રમાણે સ્વચ્છ ખમીસ-ચડ્ડીવાળો દસેક વર્ષનો છોકરો ઊભો હતો.

હજી હું એને પેટ ભરીને જોઈ રહું તે પહેલાં એ ફરી બોલ્યો : 'સાહેબ ! સરસ બનાવી આપીશ.'

આ વખતની એની મોહકતાએ હું ચળ્યો હોઉં તેમ બોલ્યો : 'શું લઈશ ?'

'એક આનો.'

'અરે ચંપલનો શાનો એક આનો ? બે પૈસા આપીશ.'

'ના સાહેબ ! પૉલિશ ચોપડીશ, રંગ લગાડવાનો નથી.'

બાળકના મોં ઉપરના ભાવ, એની મોહક આકૃતિ, બોલવાની મીઠાશ, કામ મેળવવાની તત્પરતા—મારા મગજમાં અણધારી ભરતી આવી ચડે તેમ વિચારો ચડી આવ્યા.

મોંએથી બોલ્યા વિના મેં આંખથી ઈશારત કરી ચંપલને પૉલિશ કરવાની મંજૂરી આપી.

ચંપલ લઈ ને એ બાંકડાની પાછલી બાજુએ બેઠો. ચંપલ સાત માઈલ જેટલું દડમાં અથડાયાં હતાં એટલે એના ઉપલા પડ ઉપર ચોંટી ગયેલી માટીના બેટ ઉપસી આવ્યા હતા.

છોકરે પૉલિશની ડબી ખોલી, તેના ઉપલા ઢાંકણની ધાર વતી પ્રથમ એક ચંપલને ચોંટેલી માટી ઉખાડી નાખી.

અને કંઈક શોધતો હોય તેમ એની નાની કોથળીમાં બે વખત એણે હાથ ઘાલી જોયો. છેવટ એણે પાછળ મોઢું ફેરવી બૂમ પાડી : 'મગના ! ઓ મગના !'

ત્યાંથી થોડેક છેટે ઊંચે આકાશમાં જોઈ રહેલો નાનો



ખરું કે એ તો ખોટી વાત છે. એવું હોય તો હું અહીં આવું જ શું કામ!' એના ખુલાસાથી તેઓને શાંતિ થઈ

બીજે વર્ષે કમલ–રંજન ખૂબ ધામધૂમથી પરણ્યાં. લગ્ન પછી રંજનની માન્યતા નિષ્ફળ ગઈ. શાંતિને બદલે એક કદમ આગળ વધ્યું કમલ હવે તો રંજન તરફ પૂરેપૂરો અધિકાર જમાવતો થયો થોડો આનંદ પણ જાણે તેને ભારે પડી જતો તેને તરત તેનું પુરાણું યાદ આવી જતું. એટલી હદ થઈ ગઈ કે રસ્તે જતાં બન્ને સાથે હોય અને રંજન તરફ કોઈ જોતું હોય તો તરત પૂછે કે એ કોણ હતું? શા માટે એ તારી સામે જોતો હતો? અને કદાચ કોઈ ઓળખીતું મળી ગયું અને 'આ તને સુંદર લાગે છે' એવું કંઈક તેણે સાંભળ્યું હોય તો તો તેના બાર વાગી જાય રંજન તેને સમજાવવા પ્રયત્ન કરતી પણ નિષ્ફળ, ધીમે ધીમે કમલનું વર્તન ઘરમાં પ્રકાશવા માંડ્યું. તેની બાએ તેને સમજાવવા પ્રયત્ન કર્યો પણ નિરર્થક રંજન ધીરે ધીરે નિરાશ થવા લાગી. હવે તો તેને પિયર પણ તેને કહ્યા વગર છૂટકો જ ન રહ્યો. કમલની નફટાઈ એટલી બધી વધી ગઈ હતી કે તેના પિયરના દાગીના, સારાં કપડાં વગેરે ગુસ્સામાં ને ગુસ્સામાં તોડી ફોડી નાખતો. તે તેના રૂમમાં આવે ત્યારે તે ચોપડી વાંચતી હોય તો તે પણ ઝૂંટવી લઈને બેહાલ કરી મૂકતો. આ બધી વસ્તુનો જવાબ આપવા માટે પણ તેણે તેનાં મા-બાપને ના છૂટકે કહેવું પડતું.

પોતાની માનીતી રંજનને આ જાતનો ત્રાસ સાંભળી તેઓ બન્ને ખૂબ દુઃખી થયાં. તેમની પાસે બીજો ઉપાય નહોતો. ધીમે ધીમે રંજને પિયર આવવાનું અને ત્યાંની વસ્તુઓ વાપરવાનું ખૂબ જ ઓછું કરી નાખ્યું. છતાંપણ એક દિવસ કમલની ભંભેરણીથી તેનાં સાસુ–સસરા સુદ્ધાંએ તેના ચારિત્ર્યને કલંકિત ઠરાવ્યું. સારે નસીબે તેમણે અંદરોઅંદર તેના પિતાને ઘેર બોલાવ્યા. વિગતે વાત કરી. નાનાલાલે આ વખતે ખૂબ જ કુનેહથી કામ લીધું અને સમજાવટ કરતાં પણ ખરી હકીકત શું છે તે તેમણે વર્તનથી કરી બતાવ્યું. અને મૂળ વાત ક્યાંથી અને કેવી રીતે પ્રસરી હતી તેનું નિદાન પણ થઈ ગયું.

અને પછી તો પહેલાંની માફક જ તેના સાસુ–સસરાના રંજન ઉપર ચારે હાથ ફરવા લાગ્યા. કમલ પણ કંઈક અંશે ભોઠો પડી ગયો હતો. પોતાના કૃત્યો માટે થોડો ઘણો પસ્તાવો પણ ખરો.

આ દરમિયાનમાં રંજનને ગર્ભ રહ્યો. સુવાવડ પણ પિયરમાં જ કરી અને બાળાને લઈને ઘેર ગઈ. પછી તો દરેક જાતના ત્રાસમાંથી છૂટી ગઈ, કમલનું પુરુષસહજ વહેમી માનસ એકદમ દૂર તો નથી થયું પણ રંજન હવે ત્રાસ તો નથી જ પામતી

★

प्रभात

## નવજીવન

તમે ગગન ચુંબતાં અગણ્ય આલયો મહાલતાં,
કરો હરહમેશ વાત સૌ બસ રહી મહાલયું.
અહીં મનુજકો રહ્યાં સકળ કારમા યુદ્ધથી,
સદા જીવન સાથ યુદ્ધ મરણનું કરી જીતતા.
ત્યહીં ટકવવા વળી ટચુકડી નિજ કાયને,
હમેશ બનતા વિમગ્ન ભરપેટ રોટી તણી.
તલાશ કરવા ઘણી વખત ભોગ જાતે બની,
કદીક બનતા અહીં ગગન આંબતા મહેલના
ખરા ધરણુખંભ કો મનુ ઇમારતો ટેકરી.
પરાર્થ નિજ કાયને ખપવતા અચકાય ના,
બની જડ સમા ભલે, સતત ચેતના ફેંકતા.
કરી ગહન કારકા ખુશ બની વહોરે ઘણા,
ભલા પરુવતા ભરેલા રસજીવનાહ્લાદમાં
ભલી ભસ્મમાં નવી અમર જિંદગી પેખતા!

★



ઈશ્વર પેટલીકર

# હે પ્રભુ !

જેની નિયત સારી હોય તેને ભગવાન આપી જ રહે છે એવી શ્રદ્ધાભરી દૃષ્ટિ માનવમાત્રમાં હોય તો? અહીં આપણા સર્વપ્રિય વાર્તાકાર એવી જ એક માનવતાના સદ્દંશવાળી વાર્તા રજૂ કરે છે કે જે પૂરી કરીને આપણે પણ વાર્તાકારની સાથે સાથે ઉચ્ચારી બેસીએ છીએ: 'હે પ્રભુ!'......

સાંજના પાંચ વાગ્યા હતા. આખા દહાડામાં ગાડી અને મોટરની મુસાફરી ઉપરાંત પગે ચાલીને મેં પાંચસાત માઈલની દડભર્યો રસ્તાની મજલ કાપી હતી, એટલે આણંદ જવા નડિયાદના મોટર-સ્ટેશને આવ્યો ત્યારે થાકી ગયો ન કહું તોય હું ખરડાઈ ગયો હતો તો પૂરેપૂરો.

કર્મસંજોગે મોટર ઊપડવાની તૈયારીમાં હતી, પરંતુ જગ્યાના અભાવે ટિકિટ ન મળી, એટલે 'હાશ' કરતો બાંકડા ઉપર હું લોચો થઈને બેઠો. આંખો આપોઆપ નીચે ઢળીને મીંચાઈ ગઈ.

ધર્રર્રર્ કરતી મોટર ઊપડી ગઈ. બીજી મોટર આવતાં થોડી વાર થવાની માની મેં બાંકડાની પાછળ ટેકો દેવાની ઉપલી પાટલી ઉપર માથું મૂક્યું. આંખ તો ઊઘડવા માગતી જ ન હતી.

પરંતુ એટલી શાંતિય ઝાઝી વખત ન ટકી. મને ઊજળાં કપડાં પહેરેલો જોઈ મારી શાંતિનો ભંગ કરતી બૂમ પડી: 'સાહેબ! ચંપલને પૉલિશ બનાવી દઉં?'

'જા ને ભાઈ હવે.' આંખ ઉઘાડ્યા વગર જ મોંને બદલે મન કટાણું કરી હું બોલ્યો.

નીચે પડેલાં ચંપલ પણ એના સામું તાકી રહી મૂંગી ભાષામાં કહી રહ્યાં હશે: 'ભૂંડા! જરા અમારા દેદાર જોઈને તો વાત કર! ચાર મહિના ઉપર મોચીને ઘેર તૈયાર થયાં ત્યારે એણે પૉલિશનું છેલ્લું પોતું માર્યું હતું એ જ ગનીમત.'

પણ મારું કે ચંપલનું કહેવું એણે કાન ઉપર ધર્યું જ ન હોય તેમ એ બોલ્યો 'સાહેબ! સરસ બનાવી દઈશ. એમાં તમારે કહેવું જ નહિ પડે.'

આ વખતના શબ્દો કાનને મધુર અને કોમળ લાગ્યા. ચંપલ પૉલિશ કરાવવા નહિ, પણ એ મધુરતા અને કોમળતાને જોવા સ્વાભાવિક રીતે આંખ ઊઘડી.

મારી સામે મજબૂત બાંધાનો, ગૌરવર્ણો અને ફાટેલાં પણ એના ગજા પ્રમાણે સ્વચ્છ ખમીસ-ચડ્ડીવાળો દસેક વર્ષનો છોકરો ઊભો હતો.

હજી હું એને પેટ ભરીને જોઈ રહું તે પહેલાં એ ફરી બોલ્યો: 'સાહેબ! સરસ બનાવી આપીશ.'

આ વખતની એની મોહકતાએ હું ચળ્યો હોઉં તેમ બોલ્યો: 'શું લઈશ?'

'એક આનો.'

'અરે ચંપલનો શાનો એક આનો? બે પૈસા આપીશ.'

'ના સાહેબ! પૉલિશ ચોપડીશ, રંગ લગાડવાનો નથી.'

બાળકના મોં ઉપરના ભાવ, એની મોહક આકૃતિ, બોલવાની મીઠાશ, કામ મેળવવાની તત્પરતા—મારા મગજમાં અણધારી ભરતી આવી ચડે તેમ વિચારો ચડી આવ્યા.

મોંએથી બોલ્યા વિના મેં આંખથી ઈશારત કરી ચંપલને પૉલિશ કરવાની મંજૂરી આપી.

ચંપલ લઈને એ બાંકડાની પાછલી બાજુએ બેઠો. ચંપલ સાત માઈલ જેટલું દડમાં અથડાયાં હતાં એટલે એના ઉપલા પડ ઉપર ચોંટી ગયેલી માટીના બેટ ઉપસી આવ્યા હતા.

છોકરે પૉલિશની ડબી ખોલી, તેના ઉપલા ઢાંકણની ધાર વતી પ્રથમ બેઉ ચંપલને ચોંટેલી માટી ઉખાડી નાખી.

અને કંઈક શોધતો હોય તેમ એની નાની કોથળીમાં બે વખત એણે હાથ ઘાલી જોયો. છેવટ એણે પાછળ મોઢું ફેરવી બૂમ પાડી: 'મગના! ઓ મગના!'

ત્યાંથી થોડેક છેટે ઊંચે આકાશમાં જોઈ રહેલો નાનો





છોકરો બૂમ સમાણો દોડ્યો આવ્યો. અને કંઈ બોલતા પહેલાં હાથમાંના બ્રશ વતી ચંપલને સાફ કરવા લાગી ગયો.

નાના છોકરને જોતાં જ મને મારો સાત વર્ષનો રમેશ યાદ આવ્યો. બને લગભગ સરખા લાગ્યા—દેખાવમાં પણ. મારો જ દીકરો આમ કો'કનાં ચપલ સાફ કરતો હોય તો? મારા કાળજે કાપ મુકાયો. થયું કે એ બાળકોના હાથમાંથી ચંપલ લઈ લઉં! ભલે એકને બદલે બે આના આપું, પણ એ કુમળાં બાળકો મારાં ચંપલને પૉલિશ કરે એ તો મેં એક ગુનો કર્યો જ કહેવાય.

પણ તેમ કરતાંય મારો જીવ ન ચાલ્યો. મારી જેમ બધા જ કરે તો કમાય શું? અને લોકોની દયા ઉપર ભીખ માગીને જીવે તે કરતાં આવું કામ કરે તેય શું ખોટું?

મારા એક ચંપલને સાફ કરી બીજું હાથમાં લેતાં નાનો છોકરો બોલ્યો: 'ભાઈ! પેચ જબરા લાગ્યા છે કાળા મથ્થાવાળો પતંગ જો કપાય ને આપણા હાથમાં આવે...'

મારી નજર ઊંચે ગઈ ઊંચે ઊંચે એ પતંગોના પેચ ચાલતા હતા. મને રમેશની બૂમ સંભળાઈ.

'બાપુજી! મને આવી નાની પતંગ નહિ, મોટી, કિનાર બાંધેલા ને દોરનું મોટું પિલ્લું!'

રોજ તો હું એના એ કોમળ શબ્દો ઉપર હસતો જ. જવાબ પણ આપતો કે: 'તું પતંગ ઉડાડે એવડો તો થા. અત્યારે તો તારે પતંગ ચગાવવા નહિ પણ ફાડવા જોઈએ. અને ફાડવા માટે નાની પતંગ સારી.' પણ રમેશને મારા કરતાં સત્ય જુદું જ લાગતું હતું. એનાથી પતંગ ચગતી ન હતી, તેમાં એ પોતે નાનો છે, પોતામાં એટલી આવડત નથી, એમ એને લાગતું ન હતું એણે જે જે પતંગો ચગતા જોયા હતા તે બધા મોટા હતા.

એટલે મારા જવાબનો સ્વીકાર ન કરતાં એ કહેતો: 'તમે નાની પતંગ લાવી આપો પછી શી રીતે ચગે!'

હું આગળ દલીલ જ ન કરતો. એની માગણીનો સ્વીકાર કરતો: 'સારું, મોટો પતંગ લાવી આપીશ, થયું!'

'દોરનું મોટું પિલ્લું પણ'

હું હસીને કહેતો: 'સારું'

હું એ સ્મૃતિમાંથી જાગ્યો ત્યારે મોટો ભાઈ મારા એક ચંપલને એની પટ્ટીઓ અને તળિયાની ધારોને ઝીણવટથી પૉલિશ લગાડતો હતો. અને નાના મગને મારું બીજું ચંપલ સાફ કરી નીચે મૂકતાં કહ્યું: 'ભાઈ! બાએ કહ્યું છે, તું ઘેર જતાં મને પતંગ લેઈ આપીશ ને?'

દસેક વર્ષના મોટા ભાઈના મોં ઉપર ગંભીરતા છવાઈ. એણે કંઈ જવાબ આપ્યા વગર પૉલિશ કરવામાં જ ધ્યાન આપ્યું.

એને ઓળખી ગયેલો મગન બોલ્યો: 'જો ભાઈ! આજ તો હું રહીશ તારી પાસેથી આનો લેવાનો. બાએ કાલેય પતંગ લેવાનું કહ્યું'તું, પણ તેં ના લેઈ આપી.'

મોટો ભાઈ બોલ્યો: 'તું બાને પજવે છે એટલે બા તો કહે રહેતો! પણ બાને તાવ આવે છે, નોકરી તૂટી ગઈ છે. બા કે' છે કે લોક એને જ્યાં જશે ત્યાં જંપીને નોકરી નહિ કરવા દે બાને, મગના! આપણી ફકર છે, ત્યારે તું ભૂખા પતંગો અને દોરામાં પૈસા બગડવાની હઠ કરે છે એક આનો એવો બગાડ્યા કરતાં બા સરુ મોસંબી લેઈ ગયા હોઈએ તો!'

જાણે બને ભાઈઓ એમની સૃષ્ટિમાં લીન થઈ ગયા હોય તેમ સંકોચરહિત વાત કરી રહ્યા હતા. મને આ કુટુંબનો ઇતિહાસ જાણવાનું મન થઈ આવ્યું, પણ પ્રશ્ન પૂછી ખલેલ કરવી ઈષ્ટ ન હતી.

મગન કહેતો હતો. 'તે ભાઈ! તું પાલીસ કરે છે, પછી બાને નોકરી શું કરવા કરવી પડે?'

મોટો ભાઈ: 'પણ પાલીસથી આપણું બધાનું ખાવાનું પૂરું થાય' ને તેમાં તું પાછો બીજાના વાદ કરી



પતંગ માગ્યા કરે!'

'ભાઈ! એક વાર લાવી આપ જા, પછી નહિ માગું.' મગનનું બાળ હૃદય પતંગની મોહિની મૂકે શી રીતે? મોટો ભાઈ બોલ્યો : 'મગના! તેં બાની કને ધ્રુવની અને પ્રહ્‌લાદની વાત સાંભળી છે. એ આપણા જેવડા નાના છોકરા હતા પણ કેટલું દુઃખ ભોગવ્યું? પાંચ વરસનો ધ્રુવ વનમાં તપ કરવા ગયો'તો. ને પ્રહ્‌લાદે લોઢાને થાંભલે બાથ ભીડી'તી! તું પતંગ મૂકતો નથી તો એટલું દુઃખ પડે તો ..'

મોટો ભાઈ હજુ એ વાત પૂરી કરે તે પહેલાં ઊંચે પેચ લડતા પતંગ સામે નજર રાખી રહેલો મગન હાથમાંનું ચંપલ નીચે નાખતો નાઠો : 'એ કાળા મથ્થાવાળો પતંગ કપાયો ..'

સ્થિતપ્રજ્ઞની માફક મોટો ભાઈ એને રોકયા વગર એક ચંપલ મૂકી બીજું ચંપલ પૉલિશ કરવા લાગ્યો. મારી આંખમાં પાણી આવી ગયું, અને ગળે ડચૂરો ભરાયો હોય તેમ બોલી તો શકાયું જ નહિ.

મારું મસ્તક કોઈ ઝૂંપડીમાં તાને ફડફડની એ બાના ચરણે ઝૂકી પડ્યું!

એ કાળા મથ્થાવાળો પતંગ તો છાપરે ઝંડા લઈ ઊભેલા મહારથીઓમાંના એકના પંજામાં તરત સપડાઈ ગયો, અને મગન વીલે મોઢે પાછો આવ્યો.

મોટો ભાઈ પૉલિશ કરી રહી ડબ્બી બંધ કરવા ઢાંકણું શોધતો હતો, ત્યાં મગનની નજર ડબ્બી ઉપર પડી. પતંગ ભૂલીને એનું બાળ મગજ બીજે રોકાઈ ગયું: 'ભાઈ! ડબ્બી આટલી બધી ઊણી થઈ ગઈ!'

મોટો ભાઈ આંખ ખેંચીને બોલ્યો : 'આનો કંઈ મફતનો થાય છે કે પાલીસ બરાબર કર્યા વગર કોઈ આલે?'

મગન : 'હેમતો કંઈ એટલી બધી પાલીસ વાપરતો નથી.'

મોટો ભાઈ : 'પણ બા શું કે' છે? કામમાં હરામી ન કરાય.'

અને મોટા ભાઈએ મારા તરફ નજર કરી ત્યારે મેં, જાણે એ તરફ મારું ધ્યાન જ ન હોય તેમ આંખો બંધ કરી નજર નીચે ઢાળી દીધી.

આંતર દૃષ્ટિમાં શું દેખાયું તે તો શી રીતે કહું?

'સાહેબ!' મારા પગ આગળ ચંપલ મૂકતાં મોટા ભાઈએ મને જગાડ્યો, 'જોઈ લો, આનાનું કામ કર્યું છે કે નહિ?'

દૂધિયા દાંતે બાળક તીણું બચકું ભરે અને આપણે જેવો સીમકારો બોલાવીએ તેવો સોસકારો મારા અંતરે ભર્યો!

હું હજુ ખિસ્સામાંથી પૈસા કાઢું તે પહેલાં પૉલિશની કોથળી લઈ મગન પણ એની પાસે આવીને ઊભો રહ્યો. મેં પાવલી કાઢી મોટા ભાઈના હાથમાં મૂકી. બાકીના પૈસા પાછા આપવા એણે ખિસ્સું ફેંદવા માંડ્યું એ લે મેં કહ્યું: 'તું તારે લઈ જા બધા. પાછા નથી જોઈતા.'

બંને છોકરા ફાટી આંખે મારી સામે એક પળ જોઈ રહ્યા. મોટો ભાઈ સ્વસ્થ થતાં, ખિસ્સામાંથી ત્રણ આનીઓ કાઢી મને આપતાં બોલ્યો : 'ના, સાહેબ! વધારે ન લેવાય.'

જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ મારો હાથ ધ્રુજી ગયો. ત્રણે આનીઓ સર્‌ર્‌ર્ કરતી નીચે પડી ગઈ.

મોટાએ ત્રણેય આનીઓ નીચે નમીને લીધી, અને મને આપવા હાથ લાંબો કર્યો.

મેં આનાકાની કરતાં કહ્યું : 'આમાંથી નાના ભાઈને પતંગ અને દોર લાવી આપજે.'

મોટો ભાઈ હું એમની વાત સાંભળી ગયો હતો તે જાણુનાં હસીને બોલ્યો : 'એ તો સાહેબ! એ વનાય હું લેઈ આપવાનો છું' અને ખિસ્સામાં પડેલું પરચુરણ કાઢીને મને બતાવતા બોલ્યો : 'રોજ કરતાં આજ વધારે પૈસા મળ્યા છે. બા કે' છે કે કોઈનું હરામનું લેવાની દાનત ન રાખીએ તો ભગવાન આલે જ.'





દિલખુશભ બ૦ દીવાનજી

# નૈતિક આયોજનનાં મંડાણ

આખા વિશ્વમાં આજે જે વાતની નવાઈ છે એ ભૂમિ-દાન-પ્રવૃત્તિના પ્રણેતા વિનોબાજીને માટે દેશ વિદેશ ગર્વ લે છે. એ પ્રવૃત્તિના થોડા પ્રસંગો અને એ વિષે કંઈક વિશેષ આપણા એક પીઢ કાર્યકર અહીં કહે છે......

દક્ષિણ હિંદમાં વિમલાબેન ભૂમિદાન પગયાત્રા કરી રહ્યાં છે ત્યાંના કેટલાક પાવક પ્રસંગોનું વર્ણન કરતાં લખે છે : —

એક હરિજન ભાઈ પાસે ચાર એકર જમીન છે. તેમાંથી એક એકર જમીન ભૂમિદાનમાં આપી દીધી. વિમલાબેને તેમને જણાવ્યું :

'અર્ધો એકર જ આપોને.'

હરિજન : 'ના, તમારું ભાષણ સાંભળીને એક એકર જ આપવાનું ઠરાવ્યું. ઘરે ગયો હતો. સ્ત્રી બાળકોની સંમતિ મેળવીને આ દાન કરું છું, કૃપા કરી સ્વીકાર કરો.—હું કંઈ આમાં બહુ મોટો ત્યાગ નથી કરતો. મારો મોટો પુત્ર કમાય છે. નાનો પુત્ર ખેતીમાં મને મદદ કરે છે.—આ કંઈ મારે માટે ઓછું છે! બીજા પાસે તો જમીનનો ટુકડો પણ નથી. હું ભલે એક એકર તમને આપી દઉં—ત્યાર પછી પણ ત્રણ એકર તો રહે જ છે ને? ભગવાનની દયા હશે તો ૩ એકરમાંથી ૪ એકર જેટલો પાક મળી પણ રહેશે.'

વળી બીજા ગામમાં તો વધુ પ્રેરક પાવક પ્રસંગ બન્યો.—ભૂદાન સભા પૂરી થઈ. રાતે બધા સૂઈ ગયા. ૧૧॥ વાગ્યાનો સમય હતો.

એક ગરીબ હરિજન ભાઈ વિમલાબેનના સાથી ભાઈ કક્કનની પથારી પાસે ગયા. કક્કનભાઈ ઊંઘતા હતા.

'બાબા, જાગોને! મારે કામ છે!'

કક્કનભાઈ જાગ્યા. પેલા હરિજન ભાઈ બોલ્યા : 'નારાજ ન થતા—ભૂમિદાન માટે ઇચ્છા થઈ આવી આથી તમને આટલી તસ્દી આપું છું. હું ગરીબ છું, મારી પાસે વધુ જમીન તો નથી. ૩॥ એકર જમીન છે. મારી એક એકર ભૂમિદાનમાં લેશો ને?'

કેવું હૃદયને હલાવી નાખનાર દૃશ્ય! કલિયુગમાં બધે જ સ્વાર્થ, લોભ, ખેંચતાણ અને ટુકડા જમીન માટે કોરટ કચેરીયા ચાલી રહ્યા છે.—અને સંત વિનોબાએ આ શું ચમત્કાર કર્યો!

વિમલાબેને વર્ણવેલાં આ કંઈ એક બે દૃશ્ય છે! જ્યાં જ્યાં સંત વિનોબાજીનાં અથવા એમના સાથીઓનાં પગલાં પડે છે ત્યાં ભારતભૂમિમાં પડેલી સનાતન ત્યાગભાવના એકએક પ્રગટી ઊઠે છે. સૈકાઓના થર ભારતીય સંસ્કૃતિ પર બાઝી ગયા છે. કોઈક સંત પુરુષની તપશ્ચર્યાના પુનિત પ્રકાશમાં પેલા થરની જડતા ઓગળી જાય છે.

ગાંધીજીએ પણ હિંદમાં આવા કેટલાય પ્રવાસ કરેલા. એમને પણ આવા જ અવનવા અનુભવો મળતા. એમના ભવ્ય જીવનની ભવ્યતમ કથાને પાને પાને આ ગરીબ, પતિત દલિત, સૂગાયેલી પ્રજાના

---

અને મારા પૈસાથી પતંગ લેવાનું નાના ભાઈના મનમાં પાણી ન આવી જાય તેની ગણતરી કરતો મોટો ભાઈ મગન તરફ જોઈ કહેવા લાગ્યો : 'એને જ પૂછી જુઓ સાહેબ! ઘેરથી નીકળ્યા ત્યારે જ કહ્યું છે ને કે સાંજે પતંગ લેઈ આપીશ? એ તો ઘડીએ ઘડીએ ના માગે એટલે એવું કહેવાનું!'

મારા હાથમાં એ ત્રણ આનીઓ પાછી મૂકી, મારી લાગણી બદલ આભાર માનતો હોય તેમ સલામ કરી મોટા ભાઈએ વિદાય લીધી નાનો ભાઈ પણ એની પાછળ પાછળ ચાલ્યો. ચોમેરથી હતાશ થઈ ગયેલો માનવી સૂનમૂન થઈ જાય તેમ હું સાવ વિવશ બની ગયો

ફક્ત મોંમાંથી એક જ ઉદ્‌ગાર નીકળ્યો: 'હે પ્રભુ!'





હૃદયમાંથી એકાએક જાગી ઊઠેલા પવિત્ર ત્યાગ સંસ્કારોના પુનિત પ્રસંગો અંકિત થયા છે. આવું કેમ બને છે! કઈ રીતે સૂતેલી પ્રજાનો પ્રાણ જાગી ઊઠે છે—ગાંધીજીએ એવું તે શું કર્યું કે પ્રજાના પ્રાણને ઢંઢોળવાની સંજીવિની એમને મળી ગઈ—અને આજે પૂ. વિનોબાજી એક સંજીવિનીમાં રહેલી શકિતના કેટલા કેટલા પાવન દર્શન કરાવતા રહ્યા છે! ભૂમિદાનનો એમનો-સંદેશો માનવમાં રહેલી ત્યાગદાન અને સેવા શકિતને તો જગાડે જ છે—પરંતુ સામુદાયિક પરસ્પર સહકારની શક્તિ હજારો વર્ષોથી ગ્રામપ્રજામાં સુપુપ્ત રહેલી તે પણ સળવળવા લાગી છે. વ્યકિતસ્વાર્થના અનર્થોમાં ધસડાતી પશ્ચિમની સંસ્કૃતિના શોષણ કૃત્યોના આંચકામાંથી માકર્સ સમાજવાદ અને સામ્યવાદના આદર્શો પ્રતિ જગતનું ધ્યાન ખેંચ્યું. વ્યકિતસ્વાર્થના સ્થાપિતહિતના સિંહાસન એટલાં દ્રઢ થઈ ચૂકયાં હતાં કે આખરે હિંસક ક્રાંતિને માર્ગે રશિયા અને ચીને તેના પાયા હચમચાવી મૂકયા. 'સ્વને માટે નહિ પરંતુ પરને માટે જીવો' એ આદર્શ તો ઘણો ઉચ્ચ ગણાય પરંતુ આજે તો એના પ્રચારમાં રાજ્યદંડનો ભય પ્રવર્તે છે. પરસ્પર સહકારમાં જે પ્રેમ ભાવના વાત્સલ્ય છે તે આજના સમાજવાદી રશિયામાં કે ચીનમાં નથી. ત્યાં સામુદાયિક જીવનનાં ચોકઠાંઓ રાજ્ય તરફથી ગોઠવાય છે. પરંતુ પૂ. વિનોબાજીએ તો આમાં પણ પ્રેમ અને કરુણાના અમીછાંટણા છાંટી કોરાપુટ જિલ્લાના આદિવાસી ગામોમાં ગ્રામ સંગઠન અને પરસ્પર સહકારની સૂતેલી શકિતને જગાડી મૂકી છે. આંધ્રપ્રદેશમાં એમણે પ્રવેશ કર્યો ત્યાં સુધીમાં ૩૨૦ ગ્રામદાનો એમને મળી ચૂકેલાં. આ ગ્રામદાન એટલે શું? આદિવાસી પ્રજા તો ગરીબ છે. અજ્ઞાન છે. એમનામાં કશી જાગૃતિની ચળવળ પહેલાં થઈ ન હતી. અને છતાં એમના ગામોમાં ભટકી રહેલા સંત વિનોબાની પ્રેમની વાણી અને સમર્પણની ટહેલે એ અબુધ પ્રજામાં સામુદાયિક સંપ અને સંઘટનની અનેરી શકિતને એકાએક જાગૃત કરી દીધી. આખું ગામ એક થઈને ત્યાગ કરવા નીકળી પડે એ કેટલું બધું પાવનકારી દૃશ્ય. ગામની પ્રજામાં આટલો સુમેળ, આટલો સહકાર, આટલો સંપ કયાંથી પ્રગટી ઊઠયો? ત્યાગ અને સમર્પણની ઉદાત્ત ભાવનાનો એ અલૌકિક મહિમા છે! કોઈક સ્વાર્થ માટે કે બહારના કોઈક હિંસક આક્રમણનો સામનો કરવા માટે સંગઠિત થયેલાં ગામોના દૃષ્ટાંતો છે.—પરંતુ એ સંગઠન પ્રાસંગિક હોય છે. ગામદાનનું સંગઠન તો **રક્ષવા** માટે નહિ પણ **આપવા** માટે હોય છે. ભારતની સૈકાજૂની સંસ્કૃતિના તેજ આમાં પ્રગટી ઊઠે છે. ઉપનિષદ્‌ના ઋષિઓના આદર્શોનો આમાં અવાજ સંભળાય છે.

બાપુ સ્વરાજ્ય આપી ગયા—જગતને ચકિત કરે એ રીતે એમણે અંગ્રેજોના લોહીને રેડીને નહિ પણ એમને મિત્ર બનાવીને સ્વરાજ્ય મેળવ્યું. અહિંસાની તપસ્યા હતી—પરંતુ સ્વરાજ્યમાંથી સર્વોદયનો વિકાસ કરવાના કાર્યનો તો હજી આરંભ થવાનો હતો. એટલામાં રાજઘાટ પર બાપુ પોઢી ગયા—વિનોબાએ એમનું કાર્ય ઉપાડી લીધું. એ જ ત્યાગ, એ જ પ્રેમ અને એ જ તપસ્યા—પંચવર્ષીય યોજનાઓ તો ઘડાશે પ્રજાહિતનાં કેટલાંક કામો તો એમાં પણ થશે. પરંતુ પ્રજાની ભીતરમાં પડેલી નૈતિક શકિતના આયોજન તો ભૂમિદાન, સંપત્તિદાન ગ્રામદાન અને જીવનદાનમાં પડેલાં છે. એ જ આખરે અહિંસાને માર્ગે મળેલા સ્વરાજ્યના અહિંસાના પાયા દૃઢ કરશે. સત્યમેવ જયતેનો રાજ્ય મંત્રનો પ્રાણ તો એ જ જગાડી શકે છે. શાંતિની સ્થાપના જગતમાં થતી જાય એવું વાતાવરણ પંડિત જવાહરલાલ તૈયાર કરે છે. એનું આયોજન તો વિનોબાજી ભૂમિદાન, સંપત્તિદાન અને ગ્રામદાન દ્વારા કરી રહ્યા છે. કોરાપુટની અબુધ આદિવાસી પ્રજા જગતને સમર્પણનો સહકારનો અને શાંતિનો પ્રેમ-સંદેશો આપી રહી છે.







ધૂમકેતુ

# ચાણક્ય ભાગે છે !

આપણા ઇતિહાસનો સુવર્ણયુગ કહેવાય તેવા ગુપ્તયુગમાંથી લીધેલી વસ્તુ હોય અને જે કલમ માટે ગુજરાત ગર્વશાળી છે એ જ ધૂમકેતુની કલમ હોય પછી એ વાચન તો ગમે જ, પણ એ ગમો બીજાને ચખાડવા આપણે આપણી જાતને ન રોકી શકીએ........

રાક્ષસ મંત્રીશ્વરે જ્યારે વિષકન્યાને જોઈ ત્યારે જ એ શકટાલ મંત્રીશ્વરની ભયંકર યોજનાને પામી ગયો હતો. તેણે નંદરાજના નાશને આવતો જોયો. એને શકટાલની મહાન સુવર્ણકાશની વાત એક બાજી સમી લાગી. તેણે તત્કાલ નિશ્ચય કરી લીધો. શકટાલને પોતાને જ એની પોતાની જાળમાં ફસાવવાની આ ખરેખર તક હતી. તેણે તરત જ કુશળ કલા કારીગરોની તપાસ આદરી. વિદ્વદ્સભાની નંદરાજે કરેલી ઘોષણાને લીધે દેશ વિદેશના અનેક વિદ્વાનો અત્યારે પાટલીપુત્રમાં હતા. કુશળ કલાકારીગરો પણ આવ્યા હતા. એક કલાકારીગરીવાળાએ એને અદ્ભુત વિદ્યા બતાવી. એણે મીણનો સિંહ બનાવ્યો. પણ માણસો એને જોઈને છેટેથી જ ધ્રૂજી ઊઠતા હતા. એ કલાકારીગરીવાળો સિંહલદ્વીપથી આવ્યો હતો. રાક્ષસે તેની પાસે બે પુતળાં તૈયાર કરાવરાવ્યાં. એક નંદ રાજનું હતું. બીજું પેલી વિષકન્યાનું હતું. 'નિત્ય પરિચયમાં રહેનારને પણ એની સજીવતા અદ્ભુત લાગે એવાં એ આબેહુબ હતાં.

જે સમય શકટાલ મંત્રીશ્વરે આપ્યો હતો, તે સમયે રાજનૌકા બરાબર આવી, અંધ નાવિક પણ આવ્યો. નંદરાજ એમાં બેઠા. વિષકન્યા પણ બેઠી. આછા ઝાંખા વહેલી પ્રભાતના ઉજાસમાં આ વાત એકદમ કરી શકાય તેવી ન હતી. ઘણા સમય પછી જ માણસ સમજી શકે કે આ બન્ને નિર્જીવ છે એવી એ આબેહુબ પ્રતિમાઓ હતી.

શકટાલને છેક હિરણ્યગુહા પાસે એ વાત સમજાણી. એ હતાશ થઈ ગયો. તે તરત સમજી ગયો કે આ કામ રાક્ષસ મંત્રીશ્વરનું !

પણ ત્યારપછી એનું શું થયું એ કોઈને ખબર પડી નહિ.

અંધ નૌકાપતિ નિયમ પ્રમાણે ગુહામાંથી મોડી સાંજે બહાર આવ્યો હતો. એને બાજી કોઈ વાતની ખબર પડી ન હતી. એણે જે અવાજ સાંભળ્યો તેની વાત માત્ર રાક્ષસ મંત્રીને કહી-હતી રાક્ષસ શાંત રહ્યો. એને પોતાનું અનુમાન સાચું પડતું લાગ્યું. એણે શકટાલ મંત્રીશ્વર વિષે વિશેષ તપાસ કરવાનું અત્યારે માંડી વાળ્યું. ગુહામાં હજી એ પોતાની નૌકામાં સુવર્ણ જોતો બેઠો હોય તો ભલે બેઠો. બીજે ક્યાંય એ નીકળી શકે તેમ ન હતો. રાક્ષસે આવતી કાલના પ્રસંગ ઉપર ધ્યાન આપ્યું.

આવતી કાલે આચાર્ય ચાણક્યનો વિદ્યાપતિ તરીકેનો અભિષેક હતો. મગધ મહારાજની વિદ્વદ્સભાનો એ મહાન વિદ્યાપતિ બનવાનો હતો. રાજપુરોહિત પણ એ જ થાય, એવી મહાદેવીની આજ્ઞા હતી. •

બીજા દિવસ માટે મહાદેવીની આજ્ઞા આવી ગઈ હતી. વિદ્વદ્સભાની ઘોષણા થઈ ગઈ હતી. પ્રભાતમાં જ ચાણક્યના દ્વારે ઉપસેનાપતિ પુષ્પગુપ્ત પોતે સોનેરી શિબિકા લઈને આવી ગયો હતો. એ આવ્યો ત્યારે આચાર્ય તૈયાર જ હતા.

એમણે બન્નેએ કાલે હિરણ્ય ગુહામાં શકટાલ મંત્રીશ્વરને જતો જોયો હતો. સાથે નંદરાજ હતા. એક કોઈ લાવણ્યવતી સ્ત્રી પણ હતી. એ કોણ હતી એ આચાર્ય જાણતા હતા. પુષ્પગુપ્તને હજી એ વાત અજ્ઞાત હતી આચાર્યે એને એક નિશાની કરી. પુષ્પગુપ્ત તેની પાસે આવ્યો.

'મંત્રીશ્વર બહાર આવી ગયા છે ?'

'હા. કેમ ?' પુષ્પગુપ્ત નવાઈ પામ્યો. મંત્રીશ્વર ખોટું સ્થળ બતાવશે એટલી જ વાત થઈ હતી. એથી વિશેષ પુષ્પગુપ્ત જાણતો ન હતો.

'તમે જોયા ?'



'મેં વૃદ્ધ નૌકાપતિને જોયો. એટલે એનો અર્થ એ જ ના ?'

'મહારાજ ક્યાં છે ? એમને તમે જોયા ?'

'મહારાજ ?' પુષ્પગુપ્તને લાગ્યું કે આચાર્યની પાસે કાંઈક વધુ વાત છે. 'મહારાજ? મહારાજને મેં જોયા નથી. પણ આ વિદ્વદ્‌સભાનો અભિષેક તો મહાદેવીની આજ્ઞાથી રાજકુમાર સુકલ્પ કરવાના છે. મહારાજ પણ ત્યાં આવી જશે. આપણે જે મુહૂર્ત જાળવવાનું છે તેની આડે માંડ હવે થોડી જ પળ છે. શિબિકા વાહકો દોડશે ત્યારે પહોંચાશે !'

ચાણક્ય સમજ્યો કે નંદરાજ ગુહામાં જ રહ્યા લાગે છે. એને મંત્રીશ્વરનો વિજય થતો લાગ્યો.

'રાક્ષસ મંત્રીશ્વર ક્યાં છે ?'

'એ કાંઈક વ્યગ્ર છે. મારી બહેન—જેના વિષે તમને મંત્રીશ્વરે ન કહ્યું ?—તેણે જ મને ખબર આપ્યા કે કાલે સાંજથી જ શસ્ત્રધારી યવનીઓને વધુ સાવચેત રહેવાની આજ્ઞા એણે આપી છે. એ કાંઈક વ્યગ્ર દેખાય છે, પણ આપણે હવે પળ ન ગુમાવીએ !'

'આપણે મંત્રીશ્વર શકટાલને મળીશું ?'

'અત્યારે ? ના રે ભન્તે આચાર્ય ! હવે આપણે મોડા થઈ જઈએ, મુહૂર્ત જશે, તો પછી નિરાંત થઈ જશે. અને બીજું પણ આપણે બહુ મળીએ નહિ, એ જ સારું છે. વાત આપણે સમજી લીધી છે. શૃંગારે મને કહ્યું હતું, તમારા તરફ પણ રાક્ષસ મંત્રીશ્વરને શંકા છે !'

'શાની ?'

'એ જ તો. આપણી વાત !'

'તો હું તમને ઉપસેનાપતિજી? એક વગરમાગી શિખામણ આપું ? રાક્ષસને શંકા પડે, પછી તેના પડછાયામાં ઊભા રહેવું એ મૃત્યુ છે. તો આપણે આંહીથી નાસી છૂટવું. તક્ષશિલાને આપણે કેન્દ્ર બનાવીશું !'

'અરે ! ભન્તે આચાર્ય ! તમે જુઓ તો ખરા. આજે તમે રાજપુરોહિતપદે આવો છો. આવતી કાલે હું સૈન્ય રચું છું. થોડા વખતમાં હું નીકળું છું.'

'તમારી બહેન ત્યાં રાજમહાલયમાં જ રહે છે ?'

'હા.'

'રાત દી ?'

'હા, એ તો શસ્ત્રીયવનીઓની નાયિકા છે. રાજમહાલયના રક્ષણનો ભાર એના ઉપર છે. મહારાજની શરીરરક્ષા એના ઉપર છે. એ કહેતી હતી કે હમણાં રાક્ષસ મંત્રીશ્વર બહુ જ સાવધ રહે છે.

'એક મહાલયમાં સશસ્ત્ર યવનાઓ રાખે છે. જ્યારે મહારાજ તો ત્યાં હોતા જ નથી. બીજો મહાલય જલાં જલાં થતો દીપકોની શોભા બતાવે છે. પરંતુ, મહારાજ તો ત્યાં પણ હોતા નથી. કાલે રાતે એ કયા મહાલયમાં હતા તેનો યવનીઓને પોતાને પણ પત્તો લાગ્યો નથી !'

ચાણક્યને લાગ્યું કે તો તો નંદરાજ ગુહામાં તળ રહ્યો લાગે છે, કોઈને કાંઈ ખબર ન પડે માટે જ રાક્ષસે આ ઉત્સવ ચાલવા દીધો હોય.

'ત્યારે ભણે ઉપસેનાપતિ ! હું તમને એક વાત કહું !'

'શી ? પણ હવે ઉતાવળે કહી દો હો. આપણે જવું જોઈએ. નહિતર વિધિ સાંજ પહેલાં નહિ થાય.'

'ઉતાવળે જ કહું છું, નંદરાજ પોતે ક્યાં છે તે તમે જાણો છો ?'

'ના. ક્યાં ?'

ચાણક્યે આંગળી ઊંચી કરીને આકાશ બતાવ્યું. 'ત્યાં !'

'હેં ?'

'ચાલો હવે......' ચાણક્ય બોલ્યો : 'પેલી અતિ રૂપવતી સ્ત્રી તેની સાથે હતી. એ તમે જોઈ હતી ?'

'હા, એવું કાંઈક લાગતું હતું ખરું !'

---





'ત્યારે હું તમને કહું. એ વિષકન્યા હતી.'

'અરે ! ભન્તે આચાર્ય ! હોય નહિ !'

'હોય નહિ. પણ હતી. પરંતુ હવે તમે પણ ચેતજો, રાક્ષસ મંત્રીશ્વર પાસે એ અમોઘ શસ્ત્ર આવ્યું છે !'

પુષ્પગુપ્ત અવાક્ થઈ ગયો. પોતે આ કાંઈ જાણતો ન હતો તેનુ તેને આશ્ચર્ય થયું તે થોડીવાર વિચાર કરી રહ્યો. 'હં ત્યારે શૃંગારદેવી કહેતી હતી કે કોઈક અદ્‌ભુત રૂપવતી નારી, એણે એક વખત જોઈ હતી. એ જ આ હોવી જોઈએ. પણ ચાલો હવે...' આચાર્ય અને ઉપસેનાપતિ તરત ઊપડયા. આચાર્યના શિબિકાવાહકોએ સમય જાળવવા દોટ મૂકી. તે વખતસર આવી પહોંચ્યા. આચાર્યે મંડપમાં પગ દીધો કે તરત જ શંખઘોષ થયો. ચારે તરફ વિદ્વાનો બેસી ગયા. અભિષેક સામગ્રી લઈને બ્રાહ્મણો ઊભા રહી ગયા. દુંદુભિ અને મંગલવાદ્યોના સ્વરોથી આકાશ ગાજી ઊઠયું. વેદના મંત્રોચ્ચાર થવા લાગ્યા.

મંડપમાં ચારે તરફ વિદ્વાનો આવી ગયા હતા. ગંધ માલા પુષ્પ ધૂપ દીપથી વાતાવરણ આહ્‌લાદક લાગતું હતું.

ચાણક્યે ત્યાં મહામંત્રીશ્વરને ન જોયો. પણ અમાત્ય રાક્ષસ ત્યાં બેઠો હતો. મહાદેવી આવી ગયાં હતાં. સુકલ્પના આવવાની રાહ જોવાતી હતી. ચારે તરફ આવી રહેલા સંગીતના મધુર સ્વરો આવી રહ્યા હતા.

આ મહાન ઉત્સવને પ્રજા પણ ઘેલી બનાવીને વધાવવા માટે તૈયાર હોય તેમ રાજમહાલયના વિશાળ મેદાનની ચારે તરફ લોકોના ઝૂંડનાં ઝૂંડ ઊભાં હતાં. નંદરાજના દરબારમાં બ્રાહ્મણો માન પામતા હતા. એ મહાન આશ્ચર્ય હતું. એ આશ્ચર્ય જોવા સૌ ઊભા રહી ગયા હતા. તક્ષશિલાના વિદ્વાન બ્રાહ્મણે આ હવા પ્રગટાવી હતી એમ લોકમાં વાત ચાલતી હતી.

રાજપુરોહિતના અભિષેક વિષે લેશ પણ શંકા ક્યાંય જણાતી ન હતી. આચાર્ય મનમાં આનંદ પામી રહ્યા હતા. પણ એ વખતે કોઈ યવની આવતી દેખાઈ. એણે આવીને અમાત્ય રાક્ષસને નમન કર્યું. તેણે તેના કાનમાં કાંઈ કહ્યું. તે તરત વિદાય થઈ ગઈ. રાક્ષસોએ ચારે તરફ એક દૃષ્ટિ ફેરવી. ચાણક્ય એની ઝીણામાં ઝીણી ક્રિયાને જોઈ રહ્યો હતો. અચાનક એને લાગ્યું કે રાક્ષસની આંખમાં એક ભયંકર ઉપહાસ આવી રહ્યો છે. એની દૃષ્ટિ ચારે તરફ ફરતી હતી. તેમાં પણ આ ઉપહાસ હતો. અને વળી જાણે બધું બરાબર છે કે નહિ એ જાણવા જોવાની જિજ્ઞાસા હતી. તેણે મહાદેવી તરફ જોયું. મહાદેવી સિંહાસન ઉપરથી ઊભાં થયાં. તેના હાથમાં રાજપુરોહિતની અભિષેક માળા હતી. તે આચાર્ય ચાણક્ય તરફ આગળ વધ્યાં. છેક તેની પાસે આવ્યાં. તેની ડોકમાં અભિષેકની કુસુમમાળા પહેરાવી. તેને બે હાથ જોડીને તે નમી રહ્યાં. તેને રાજસિંહાસન પાસેના આસન તરફ લઈ જવા માટે તે બે હાથ જોડીને આગળ વધ્યાં.

આચાર્ય ધીમે પગલે તેની પાછળ ચાલ્યા. તેની દૃષ્ટિમાં હજી પણ રાક્ષસની ઉપહાસભરેલી આંખો આવી જતી હતી. એણે એના ઉપહાસનો અર્થ સમજાતો ન હતો. તે આગળ વધ્યા.

બરાબર રાજસિંહાસન પાસે તે આવ્યા. પોતાના રાજપુરોહિતના સ્થાન ઉપર તે બેસવા ગયા પણ બરાબર એ જ વખતે તેમણે પાછળના દ્વારમાંથી પોતાની સામે આવી રહેલા મહાપદ્મનંદને દીઠો.

આચાર્ય આશ્ચર્યચકિત થઈ ગયા. એમની ગણતરી પ્રમાણે તો નંદરાજ હિરણ્ય ગુહામાં હતા. પણ એને બદલે એ તો સામેથી આવી રહ્યો હતો. તેને લાગ્યું કે વખતે કાંઈક ઊંધું વેતરાયું છે. તે એકદમ સાવધ થઈ ગયા. નંદરાજના ચહેરા ઉપર એણે આવી રહેલા રોષનાં ચિહ્ન જોયાં. તે ઉતાવળમાં, વ્યગ્ર, આવેગ અને આવેશભર્યો આવી પહોંચ્યો. તેણે અચાનક પ્રવેશ કર્યો. સભા આખી તરત ઊભી થઈ ગઈ.

[ અનુસંધાન માટે ૧૮૭મું પાનું જુઓ ]



ડૉ. સુમન્ત મહેતા

# એક અદ્‌ભુત આશ્ચર્યજનક સંજોગ

'સંજોગોનો માનવી ગુલામ છે' એ કહેવત વિષે કયારેય વિચાર કર્યો છે? એવો જ એક અદ્‌ભુત સંજોગ અહીં વિશિષ્ટ દૃષ્ટિથી આપણા ગુજરાતના પીઢ અનુભવી રજૂ કરે છે

આપણા જીવનમાં ક્વચિત ક્વચિત એવા પ્રસંગો બને છે કે જે કેવી રીતે બનતા હશે તેનું કારણ આપણે સમજી શકતા નથી. ભોળા શ્રદ્ધાળુ લોકો એવા પ્રસંગોની પાછળ કોઈ દૈવી અથવા અલૌકિક શક્તિનો હાથ કલ્પે છે, અને વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા મનુષ્યો આવા પ્રસંગોને આશ્ચર્યજનક સંજોગો (કો-ઈન્સિડંસ) કહીને સંતોષ માની લે છે. સાચી હકીકત તો એ છે કે આવું બનવાનું કારણ આપણે સમજતા નથી.

આવા એક નાના આશ્ચર્યજનક સંજોગનો અનુભવ મને થોડા જ દિવસો પહેલાં થયો હતો અને તે જે રીતે બન્યો તેની વિગતો વાચકવર્ગની સમક્ષ રજૂ કરું છું.

હમણાં હમણાં ગુજરાતમાં આપણે ગુજરાતી તથા અન્ય પ્રખ્યાત અગર માનીતા મહાપુરુષોની જયંતિઓ ઉજવવામાં ઠીક ઉદાર મનના થયા છીએ. અને તેવી જ રીતે વિદ્યમાન સ્ત્રીપુરુષોના અમુક પ્રસંગોની સમયિક જયંતિઓ; પચીસ વર્ષની રૌપ્ય, પચાસ વર્ષની સુવર્ણ કે સાઠ વર્ષની હીરક જયંતિઓ;—અથવા તેવાં સ્ત્રી–પુરુષના વનપ્રવેશના ષષ્ઠિપૂર્તિના વગેરે એવા એવા ઉત્સવો ઉજવવાની વેગશ રાખતા થયા છીએ. આ બધો ઉત્સવ આપણામાં કદરદાની અગર કદરબુજ વધી જવાના પરિણામે જ છે કે કેમ તેની ચર્ચા અહીં અપ્રસ્તુત છે.

સમાજના જીવનમાં બે પ્રકારનાં પરિવર્તનો વારાફરતી આવ્યા કરે છે. શાંતિથી ધીરે ધીરે વહી જતા સમાજમાં જ્યારે કોઈ અનિષ્ટ તત્ત્વ વધી જાય છે ત્યારે તે અનિષ્ટ તત્ત્વને ઉખેડી નાખવાને માટે સમાજની અમુક વ્યક્તિઓ પ્રવૃત્તિશીલ બને છે, સાહસિક બને છે તથા અનેક જાતનાં દુઃખો સહન કરીને પણ સમાજની બદી દૂર કરવાના અને સમાજને સુમાર્ગે ચઢાવવાના પુરુષાર્થ કરે છે. આ પ્રવૃત્તિઓને લીધે શાંત સમાજમાં ભારે ખળભળાટ તથા ઉથલપાથલ થઈ જાય છે. આવાં પરિવર્તન સામાજિક હોય, રાજકીય હોય કે અન્ય પ્રકારના પણ હોય. આવા વીરકાળમાં કોઈને જયંતિઓ ઉજવવાની કે ઈતિહાસ લખવાની અગર આત્મકથા લખવાની ઇચ્છા થતી નથી, તેમ કરવાની ફુરસદ પણ હોતી નથી. જો વીરકાળમાં જયંતિઓ ઉજવાતી હશે તો તે કેવળ લોકસમાજને ઉત્સાહિત બનાવવાના પ્રચાર માટે જ હોય છે. આવો જુસ્સાનો સમય પૂરો થાય છે ત્યાર પછી સમાજ, પોતે જે પરિવર્તન કર્યું હોય છે અથવા જે મેળવ્યું હોય છે તેને વાગોળવામાં, પચાવવામાં અથવા સમાજશાહીનો બાંધો સુધારવામાં રોકાઈ જાય છે. પહેલા અતિઉત્સાહના કાળમાં જો કોઈ અનર્થ કે અનિષ્ઠ પેસી ગયાં હોય તો તેને ટાળવાનો આ બીજો કાળ હવે આવે છે. પહેલાને આપણે વીરકાળ કહ્યો, બીજાને આપણે સ્થિરકાળ અથવા સંગઠનકાળ કહી શકીએ, અને આવા કાળમાં જ્યારે પુરુષાર્થ મંદ પડી ગયો છે, ત્યારે ઉત્સવો અને જયંતિઓ ઉજવાય છે.

જે અદ્‌ભુત અથવા વિચિત્ર સંયોગ વિશે આ લેખમાં ઉલ્લેખ કર્યો છે તે આવી રીતે બન્યો. એક દિવસ એક સ્મારક અથવા પ્રશસ્તિ અંક મારા હાથમાં આવી પડ્યો. આ પુસ્તકમાં જે વ્યક્તિ વિશે લખાણો લખાયાં હતાં તેમને હું ઓળખતો હતો, ઘણાખરા લેખકો પણ મને પરિચિત હતા. જે વ્યક્તિના જીવનકાર્ય વિશે લખાયું હતું તે મને ઠીક યોગ્ય લાગતું હતું. ઘણા રસથી હું એ ટૂંકા લેખો વાંચતો ગયો. કલાકેક પછી મારા જીવને બેચેની થવા માંડી અને જેમ જેમ હું વધુ વાંચતો ગયો





તેમ તે બેચેની વધતી ગઈ મારી પાસે એક મિત્ર બેઠા હતા તેમને મે કહ્યુ કે મને આ પુસ્તકના લેખો ગમે છે અને તે છતાં મારા મનમાં ભારે દુ ખ અને અજપો, થયાં કરે છે તેમ થવાનુ કારણ મને જરાય સમજાતુ નથી અડધા કલાક પછી મે એ પુસ્તક બધ કર્યુ અને એક નિસાસા સાથે કહ્યુ કે મારા મનમાં ભારે ગ્લાનિ પ્રસરી રહી છે, હુ થાકી ગયો છુ અને મારુ શરીર નરમ પડી ગયુ છે આમ થવાના કારણ વિશે અમે થોડી ચર્ચા કરી, મે મો પર ઠડા પાણીની છાલકો મારી અને પછી અમે બહાર ફરવા ચાલ્યા ગયાં અ દર અ દરથી મારુ મન પૂછ્યા કરતુ હતુ કે પુસ્તક વાચવાથી આવુ અણધાર્યુ પરિણામ શા માટે આવ્યુ ? મને તેનો ઉત્તર ન જ મળ્યો, તે ન જ મળ્યો, જમ્યા કર્યા પછી અમે સૂઈ ગયાં અને મને આ બાબતનુ પૂરુ વિસ્મરણ થઈ ગયુ

બીજે દિવસે સવારે મારી ટપાલમા 'ઊર્મિ' માસિકના થોડા અ કો આવી પહેચ્યા ચારેક વર્ષથી આ સારૂ માસિક મારા જોવામાં આવ્યુ હોય એવુ મને સાભરતુ નથી એ માસિકના સ પાદક ભાઈએ મિત્રમારે એ અ કો મોકલાવી આપ્યા હતા આ અણધાર્યા આ લા અ કોમાંથી એક મે ઉપાડયો અને જે પાનુ ઊઘડ્યુ તેમાં શ્રી 'ધૂમકેતુ'ની 'મહાપાપી' નામની વાર્તાના ત્રીજા પેજ પર મારી નજર પડી

[ રાણી મહારાણી અહલ્યાબાઈ નર્મદા નદીની પાસે મોટુ મ દિર બધાવી રહ્યા છે પોતે જુવાનીમાં પતિ ગુમાવ્યો હતો, જુવાન પુત્ર ખોયો હતો એકની એક પુત્રીએ પોતાનો પુત્ર ગુમ ગ્યો અને પછી પતિ મરણ પામતા સતી થઈને બળી મરી તે છતાં સ સારમાં અને રાજ્ય ચલાવવામા એ સત્કર્મો ધીર જથી કર્યે જતી હતી એણે પોતાનુ જીવન ઈશ્વરને, જનસમાજના હિતાર્થે, અર્પણ કરી દીધુ હતુ

ત્રીજા પેરામાં મે જે વાચ્યું તે નીચે પ્રમાણે હતુ —

'એ વખતે આપસ આપસમાં કોઈ સરદાર મ દિરના અદ્ભુત દેખાવની પ્રશ સા કરી રહ્યો હતો, તો બીજો યાવતચંદ્ર દિવાકરો રહી જનારા નામનાને વખાણી રહ્યો હતો સાભ્ની મહારાણી બધી વાતો સાંભળી રહી હતી, પણ એના દિલમા તો મહાશો કનો સાગર વહી રહ્યો હતો એના દિલમાં સ્વજનોનો શોક હતો અને પોતાની સાચી વાતને ટાળી નાખ નારી આ અતિ પ્રશ સાનો પણ શોક ઊભો થઈ રહ્યો હતો '

આ શબ્દો વાચીને મારી આંખના પડળ ખૂલી ગયાં ગઈ કાલે અનુભવેલા વિચિત્ર દુ:ખના કારણ પર પ્રકાશનાં કિરણો પડવા લાગ્યાં હુ વાર્તાઓ નહીં વાચનારો આ વાત પૂરી વાચી ગયો

[ અહલ્યાબાઈ પોતાના સ્વજનોનો શોક, અને બે કરી અતિપ્રશ સાનો ભયકર પાપશોક એ બન્નેનો વિચાર કરતા શાત ઊભાં રહ્યા નર્મદાના પાણી પર તેમની નજર ઠરી એમાથી એમને કઈક આશ્વસન મળ્યુ આ નદીને કિનારે અનેક નગરો ઊગ્યા, ફૂલ્યા અને આથમ્યા એમ જ આ મ દિર આથમી જશે પોતાનુ નામ પણ ભૂલાઈ જશે છેવટે તો ઈશ્વરનો મહિમા ( સત્કર્મનો ) જ ટકી રહેશે ] •

'એટલામાં એમણે એક વિખ્યાત શાસ્ત્રીને પોતાની તરફ આવતા જોયો, એમના હાથમા એક પોથી હતી અહલ્યાબાઈ એને બે હાથ જોડીને નમ્યાં .. શાસ્ત્રીએ પોથી ઉઘાડી તેમાંથી ગીર્વાણ ( સસ્કૃત ) ભાષામાં લખેલા શ્લોકો બોલવા લાગ્યા એક તો ગીર્વાણ ભાષા, શાસ્ત્રીના અત્યત શુદ્ધ સુદર ઉચ્ચાર, શ્લોકબદ્ધ કાવ્યના મધુર સ્વરો, અને નર્મદાનો કિનારો !

' ...પ્રશ સા પૂરી થઈ, તેમા અહલ્યાબાઈને દેવી તુલ્ય ગણ્યાં હતાં

'મહારાણી અહલ્યાબાઈ આ બ્રાહ્મણને નવાજી દેશે એવા આન દભરી આશા ત્યા પ્રગટી હતી

'મહારાણી અહલ્યાબાઈએ ફરીથી નમસ્કાર કર્યો અને



રવિશંકર મ. રાવળ

# વેપારીનું સ્વપ્ન

કોઈનાં સ્વપનાં કોઈને ફળે એવું તો ઘણુંય આપણી લોકવાર્તાઓમાં આપણે જોઈએ છીએ. અહીં એવી જ એક અંગ્રેજી લોકવાર્તાને ગુજરાતના કલાગુરુ આપણી જ ભોમકાની વાર્તા જેવી દેખાય તેવી રીતે ગુજરાતીમા રૂપાંતર કરીને મૂકે છે ત્યારે આપણે કેવા હોંશે હોંશે વાંચીએ છીએ......

અમદાવાદથી આઘે ચાર દીને રસ્તે એક ગામડામાં વરજદાસ નામનો વેપારી રહેતો હતો ઘરમાં તેની વહુ અને ત્રણ છોકરાં હતાં પણ રોજગાર બરોબર ચાલતો નહોતો એટલે કુટુંબ ગરીબીમાં દિવસો કાઢતુ હતું. વરજદાસમાં દુનિયાનો મેલો પવન જરાય નહોતો. બજારમાં કે મેળામાં એની પાસે ચીજ વસ્તુ ખરીદવા ગામડાનાં ગરીબ લોકો આવે પણ કોઈને છેતરીને વધારે કમાણી કરવાની તે જરાય દાનત રાખતો નહિ. રોજ ઊઠીને કોથળામાં, સોયદોરા બટન કાપડ એવું એવું લઈ ગામડે ગામડે ફરતો અને તેનો હસતો ભોળો ચહેરો જોઈ લોકો રાજીથી તેનો માલ લેતા.

એક વરસે વરસાદ એટલો પડયો કે ગામડે જવાના રસ્તા પાણીના પૂરથી ઢંકાઈ ગયા. મહાપરાણે ઘરમાં ખાવાનું પૂરું થતું અને માંડમાંડ શરીર ઢંકાતાં. છોકરાને કેડીયું કે જોડાં નહોતાં. દીકરીઓ માટે સારી ચૂંદડી કે કબજા નહોતાં.

'કેમ કરીને હવે દિવસો કાઢશું!' તેની સ્ત્રીએ વરજ-દાસ પાસે કકળાટ કર્યો 'હવે મને કંઈ સૂઝતું નથી. ખેતરોમાં મજૂરી કરવા જઈએ. વેપારમાં કંઈ કસ રહ્યો નથી.'

'વરસાદના પાણી ભર્યાં હોય ત્યાં મજૂરીયે કોણ આપશે!' વાણીયે કહ્યું: 'વરસાદ રહી જાય તો હું અમદાવાદમાં કંઈ નોકરી શોધવા જાઉં.'

'અમદાવાદ શહેરમાં?' સ્ત્રી બોલી, 'બાપ રે, તમે ત્યાં શું ઉકાળવાના હતા? મોટા લખપતિ થઈ જવાના ખરું? અરે શહેરના કપટી લોક તમારાં લૂગડાંય ઉતારી લેશે. ત્યાં જવાનું તમને મન કેમ થયું?'

'કેમ થયું પૂછે છે તો કહું' વરજદાસે કહ્યું, 'કાલ રાતે વરસાદ વરસી રહ્યો હતો અને કામ ધંધાની ફીકર અને કકડાટથી સારી નીંદર આવી નહીં. આમ તેમ તરફડીયાં માર્યાં ત્યારે છેવટ આંખ મળી ગઈ અને મને સ્વપ્નું આવ્યું, સમજી!'

'હા સમજી. સપનામાં તમારા ઘરમાં લૂગડાનાં પોટલાં ને ધાનના ઢગલા જોયા હશે અને આંખ ઊઘડી ત્યારે છાપરામાં ચકલીનો માળો જોયો હશે.'

'ના ભાઈ ના! એવું નહોતું. મેં સ્વપ્નમાં એક સાદ સાંભળ્યો. એ સાદ હતો મીઠો મધુરો. ક્યાંથી

---

પછી ધીમે શાંત દૃઢ અવાજે કહ્યું: 'માણસની સ્તુતિ માણસ કરે ત્યારે પાપ ઊભું થાય છે. શાસ્ત્રીજી આ ગ્રંથ મને આપો'.'

[મહારાણીએ એ ગ્રંથને નર્મદા નદીમાં ફેંકાવી દીધો.]

'પછી બે હાથ જોડીને શાસ્ત્રીજીને વિનતિ કરી: 'કોઈ ઈશ્વરી મહિમાનો ગ્રંથ લખીને લાવો, માણસનો મહિમા માણસ ગાય એમાંથી તો છેવટે એક વધુ પાપ દુનિયામાં આવે।

'માણસનો મહિમા ગાનારો પાપી છે, પણ એ મહિ-માને જાણી જોઈને પોતાના જમાનામાં ફેલાવા દેનારો મહાપાપી છે.'

'અહલ્યાબાઈની વાણી સાંભળીને સૌનાં માથાં નીચે નમી ગયાં.'

........'ઈશ્વર માણસને શોક એટલા માટે આપે છે કે એના દ્વારા એ વધુ સુંદર, વધુ પવિત્ર બને. માણસ જાતને આનંદ કરતાં વધુ મોટી ભેટ શોકની મળી છે.'





આવ્યો તે હું સમજી શક્યો નહિ પણ તેના બોલ હતા કે, વરજદાસ તું અમદાવાદ જા અને પૂલને છેડે ઊભો રહે ત્યાં તને અજબ જેવી વાત જાણવાની મળશે '

'કેવી વાત ?' સ્ત્રીએ પૂછ્યું

એ તો કંઈ સાંભળી નહિ, કારણ કે એ જ વખતે હું જાગી ગયો પણ એ સાદ એવો હતો કે તેના બોલ પ્રમાણે થશે એમ લાગ્યું '

'ટાઢું ખાધાનું વાયુ થયું અને રાતમાં સપનું આવ્યું એના ભરોસે તમે અમદાવાદ સુધી જશો ? કેવા કહું ?'

'તારી રસોઈથી એવા સ્વપ્ના આવે છે એવું કોઈ ન માને ?'

'ન માને તો રહ્યું મારે વળી મોટાં રાંધણાં કરવાના ખર્ચ ને ? અમદાવાદ જઈને નદીના પૂલ આગળ તમે શું જાણવાના હતા ? તમારા બાપદાદાનો કોઈ દલ્લો આપવા આવવાનું નથી ને ?'

'કહેવાય નહિ એના જેવું કંઈ બને પણ મારા બાપ પાસે આપવા જેવું શું હતું એ તો તને ખબર છે અનણુ બોલી તો ભલે મારે એ વાત હવે કરવી નથી '

પણ વાણિયાને તે રાતે પણ ચેન પડ્યું નહિ પછીની, રાત પણ એવી ગઈ, બેઉ રાત્રે એનો એ સાદ સંભળાય—'વરજદાસ તું અમદાવાદ જઈને નદીના પૂલ આગળ ઊભો રહે, તને અજબ જેવી વાત જાણવા મળશે '

'આ સાદ કોઈ દેવ દેવીનો હશે કે સાક્ષાત્ ભગવાનનો હશે કદાચ મારા દુઃખ પર દયા લાવીને મને કંઈ લાભ આપવાનો હશે ' આવો વિચાર તેને થયો

એ બિચારો સાવ ભલો ભોળો હતો અને એક વાત માની લીધી એટલે તેના મનમાંથી ખસે નહિ બાપડીને ગમે તેમ સમજાવી અમદાવાદ જવાની સંમતિ લીધી એ બિચારીએ ખૂબ લાગણીથી કહ્યું

'મારે તો તમે સારા નરવા પાછા આવશો તો બહુ સુખ છે '

ઘરમાંથી જે સારો ડગલો ધાબળો જડ્યો તે અને બચાવેલા થોડા પૈસા અને ભાખરી બાંધી આપી નાનાં છોકરાંઓને મળી ભેટી વાણિયો અમદાવાદને પંથે ચાલી નીકળ્યો સાથે કંઈ ભાર નહોતો પહેર્યાં લૂગડાં અને હાથમાં પોટલી ને લાકડી જ હતી

ચાર દિવસે તે અમદાવાદ પહોંચ્યો તેના નસીબે વરસાદ રહી ગયો હતો નદીનો પૂલ ઝટ શોધી કાઢ્યો આસપાસ બહુ લોકો નહોતા એકાદ મંદિર અને પાસે થોડી દુકાનો હતી એ છોડીને એ તો પૂલને નાકે જઈ ઊભો રહ્યો બહારગામનાં ગાડાં શહેરની ગાડીઓ ગામડી લોકો ઉંટ જાનવરો ખૂબ આવજા કરતા હતા પણ એની સામે કોઈએ નજર કરી નહિ તેમ કોઈએ ધ્યાન આપ્યું નહિ રાત પડી એટલે મંદિરના ઓટલે જઈ સૂઈ રહ્યો બીજે દિવસે પૂલને બીજે નાકે જઈને ઊભો રહ્યો પણ પહેલા દિવસની જેમ કોઈએ તેના તરફ જોયું પણ નહિ ભૂખ લાગી ત્યારે એક ભાખરી પોટકીમાંથી કાઢી નદીમાં જઈ પાણી પી આવ્યો એમ ને એમ દિવસો વીતી ગયા પાસેના પૈસા ખૂટવા આવ્યા

'થયું, મારા નસીબનો છેડો આવ્યો' તેણે મનમાં વિચાર્યું, 'પૈસા વપરાઈ ગયા અને તેનો કશો બદલો મળ્યો નહિ કોઈ મારી સાથે બોલ્યું ન કે સાદી કે અજબ વાત કે બોલ મેં સાંભળ્યો નહિ હવે તો ઘરભેગો થઈ જાઉં, નહિ તો ભીખ માગવી પડશે ફક્ત ચાર આના પાસે વધ્યા છે'

એમ વિચારી નદી તરફ છેલ્લી નજર નાખી ઘર તરફ પગ ઉપાડ્યા એવામાં નજીકની દુકાનોમાંથી એક જણ ચ નાને તેની પાસે આવ્યો ને બોલ્યો

'ભલા માણસ તું છો કોણ ? અને તારે શું જોઈએ છે ? હું તને કેટલાય દિવસથી પૂલ ઉપર ઊભેલો જ જોઉં છું તારી પાસે વેચવાનો માલ નથી, તેમ તું



ભીખારી પણ નથી. તેં કોઈ માણસ ઓરત કે બચ્ચા સાથે વાતચીત પણ કરી નથી. મને નવાઈ લાગી કે અહીં ઊભો રહીને શું કરે છે તે જરાક પૂછું.'

વરજદાસ જરા ખમચાયો. અમદાવાદની નદીના પૂલ આગળ આટલા દિવસ ઊભો રહ્યો તેની વાત અજાણ્યાને કેમ કહેવાય. પણ તે મનનો નિષ્કપટી હતો. જૂઠું બોલવાનું કે છેતરવાનું તે જાણતો ન હતો. એટલે છેવટ ખુલાસો કર્યો.

'ભાઈ સાહેબ, સાચું કહું ? હું ગામડાનો ગરીબ આદમી છું. ત્રણવાર મને સ્વપ્નું આવ્યું કે આ પૂલ આગળ હું ઊભો રહું તો કંઈ અજબ વાત સાંભળવાની મળશે. પણ આવી કોઈ વાત મેં કંઈ સાંભળી નથી. પૈસા ખૂટ્યા છે એટલે પાછો જાઉં છું.'

પેલો દુકાનવાળો તો તેની સામે તાકી જ રહ્યો અને પછી હસવા લાગ્યો. એટલું હસ્યો કે તેની આંખમાં પાણી આવી ગયાં અને વાણીયાને લાગ્યું કે તેની નસો તૂટી જશે

'વાહ ભાઈ વાહ, ખરો મૂરખ' માંડ માંડ દુકાનદારથી બોલાયું, 'એક ખાલી સ્વપ્નું જોયું એટલે ચાલી ચાલીને તું અમદાવાદ સુધી આવ્યો. તારા જેવો ઉલ્લુ મેં આ શહેરમાં કદી જોયો ન હતો. તારી વાત કોઈને કહી હોય તો હસવા જ માંડે. મારી બૈરી વાએ ખાટલામાં પડી છે તેનું દરદ ભૂલાવી દે એવી તારી વાત છે.'

વળી પાછો તે ખડખડાટ હસ્યો ને બોલ્યો:

'ગામડાના ભાઈબંધ, હું તને હવે મારી વાત કહું. પરમ દિવસે મને પણ સ્વપ્નું આવ્યું હતું. સ્વપ્નું સાવ ખરેખરું અને આબાદ હતું. પણ હું સ્વપ્ના પાછળ ચાલવા માંડું તો તારા જેવો ગધેડો બનું. મને પણ તારી જેમ સ્વપ્નામાં એક સાદ સંભળાયો. એણે કહ્યું કે અમદાવાદથી ચાર દિવસના માર્ગે મોરપરું ગામડું છે. બસ એ જ નામ દીધું—પણ મેં કંઈ પહેલાં એ નામ સાંભળ્યું પણ નહોતું. હવે હું જો એ ગામે જાઉં અને ત્યાં એક વાણીયાના ઘર પાછળ પીપળો છે તેના થડમાં ખોદું તો મોટો ખજાનો મને મળી જાય એમ છે. આવું સપનું મને આવ્યું સમજ્યો ભાઈ! પણ એવાં સ્વપ્નાં આવે એટલે ચાલવા માંડું એવી અવળી બુદ્ધિ મારી નથી, અરે આ ધરતી પર મોરપરું ગામ છે કે નહિ તેનીયે મને ખબર નથી.'

વરજદાસની મજા કરતાં તેનું હસવું રોકાયું નહિ. તે પહેલાં તો વાણીયાએ 'જે ભગવાન' કહી પીઠ ફેરવી અને ઘર ભણી મેલ્યાં વહેતાં.

આમ ઉતાવળે તેને ચાલતો થયો જોઈને દુકાનદારને નવાઈ લાગી. કોઈ અડબંગ છે કે મગજનો ખસેલો હશે વિચારી તેણે તેનો વધુ ખ્યાલ ન કર્યો.

વરજદાસ તો દુકાનવાળાના બોલ મનમાં ગણગણતો પૂરી ઝડપે પગ ઉપાડતો ઘર ભણી ઉપડ્યો એટલા ગાઉનો પંથ કરતાં કરતાં તેનો વિચાર એ જ હતો કે તેના પોતાના જ ખોરડાની પાછળના વાડામાં પીપળો હતો. એ પીપળો કેમ ન ઓળખે ? પોતે નાનો હતો ત્યારે એની ઉપર ચડતો. તેનાં છોકરાં પણ પેપડા ખાવા ચડી જાય છે.

જેમ તેમ કરતાં થાક્યો પાક્યો ઘરના આંગણામાં પહોંચ્યો ત્યારે તેની સ્ત્રી ઘણી રાજી થઈ ગઈ અને ઘરમાં જઈ તેના માટે ભાણું કરવા લાગી. એ ખરો ભૂખ્યો થયો હતો પણ ખાવા બેસી ગયો નહિ ને બોલ્યો:

'ઝટ કર, આપણી ખોદવાની કોદાળી લાવ.'

'કોદાળી મેં વેચી ખાધી નથી, આ પડી. તેનું શું કામ છે ? ખાવાનું કહું છું ત્યાં કોદાળી માગી.'

પણ હવે વાણીયો સાંભળે શાનો ? વાડામાં જઈ પીપળાની આસપાસ ખોદવા જ મંડ્યો. અરેરે તેની સ્ત્રી અને છોકરાં તેની પાછળ આવીને ચકીત થઈ જોવા લાગ્યાં. અરેરે અમદાવાદના લોકે એની અક્કલ પણ લૂંટી લીધી લાગે છે. એમાંથી શો લાડવો લેવાના





હર્ષિદા પંડિત

# માનવસ્વભાવ

*શ્રી હર્ષિદા પંડિતના માનસશાસ્ત્રીય રીતે લખાયેલા માનવસ્વભાવનું દર્શન કરાવતા લેખોથી હવે તો બધા પરિચિત છે જ એ લેખોમાંથી વીણીને તૈયાર કરેલ સંગ્રહ હવે 'સ્વભાવ દર્શન' નામથી પુસ્તક રૂપે પ્રગટ થાય છે ત્યારે એ માટે લખાયેલો આ નવો લેખ પણ એ પુસ્તક માટે આકર્ષણ જમાવે જ છે*

'માનવસ્વભાવ' શબ્દ સાંભળતાંવેંત મનમાં અનેક જાતના પ્રશ્નો ઉદ્ભવે છે ઘડીભર એમ થાય છે કે માનવસ્વભાવ શું છે? આપણને કુદરત તરફથી મળેલી બક્ષિસ છે કે જન્મ પછી પ્રયત્નપૂર્વક મેળવેલ સિદ્ધિ છે? સ્વભાવ આનુવંશિક છે કે સંજોગોને કારણે ઘડાયેલ છે? વ્યક્તિ વ્યક્તિના સ્વભાવમાં થોડુંક સામ્ય હોવા છતાં કાંઈક ભિન્નત્વ કેમ હશે? સ્વભાવ જેવો હોય તેવો જ રહે કે એમાં કાંઈ પરિવર્તન આણી શકાય ખરું? વિશ્વના ઇતિહાસમાં જુદી જુદી રાજકીય અને સામાજિક વિચારસરણીઓ હોવાનું શું કારણ હશે? આ જુદી જુદી રાજકીય અને સામાજિક ફિલસૂફીના પ્રણેતાઓના સ્વભાવ સ્વભાવમાં પણ કાંઈ ફેર હશે ખરો? વળી કોઈ પ્રજા અમુક સામાજિક વ્યવસ્થામાં સુખ અનુભવે તો બીજી પ્રજા બીજા પ્રકારની સામાજિક વ્યવસ્થા નીચે રહેવાનું પસંદ કરે એમ કેમ બનતું હશે! બંને જાતની પ્રજા એક જ પ્રકારના ઊર્મિ-સ્પંદનો કેમ નહિ અનુભવતી હોય?

આવા અનેક પ્રશ્નોના જવાબ વિદ્વાનો સૈકાઓથી શોધે છે છતાંય હજુ એનો સો ટકા ઉકેલ આજે માનવજાત પાસે નથી માનવસ્વભાવ એ અતિ ગુંફિત અને ભાવાત્મક વસ્તુ છે એ પણ એક કારણ હોય આમ છતાં રોજિંદા વ્યવહારમાં ઘણાં માણસો એક બીજા વિષે વાત કરતી વખતે 'ફલાણાભાઈ આળસુ છે ને ઢીકણા ક્રોધી છે' કે પછી 'એ મહત્ત્વાકાંક્ષી છે મળતાવડા છે, બીજા માટે ઘસાઈ છૂટે એવા છે એવાં વિવિધ વિશેષણો દ્વારા ત્રીજી વ્યક્તિ વિષે અભિપ્રાય ઉચ્ચારતા જોવામાં આવે છે ટૂંકમાં માનવસ્વભાવ વિષેનું શાસ્ત્રીય જ્ઞાન ન ધરાવતી વ્યક્તિઓ માનવસ્વભાવનું વિશ્લેષણ અજાણતા પણ [illegible] રીતે કરી જાય છે

આમછતાં માનવસ્વભાવ વિષે વિચાર કરી ગયેલા વિદ્વાનોએ અમુક તારણો બાંધ્યા છે. માનવસ્વભાવની ચોક્કસ વ્યાખ્યા બાંધવા આમાંના કોઈ વિદ્વાનો સમર્થ થયા ન હોવા છતાં માનવસ્વભાવનું વર્ણન પોતાની રીતે કરવાનો એમાં પ્રયત્ન જરૂર છે

ફિલસૂફીમાં માનવસ્વભાવને લગતા કુલ ચાર મત પ્રચલિત છે એક વર્ગ એમ માને છે કે માનવસ્વભાવ એટલે જન્મજાત મળેલું માનસિક બંધારણ— જે પ્રેરણાગત (Instinctive) હોય છે ને પ્રાપ્ત કરી શકાતું નથી બીજો વર્ગ એમ માને છે કે માનવસ્વભાવ એટલે માનસિક શક્તિઓ—બુદ્ધિ,

---

હતા! પણ એની વાત ખોટી પડી વરજદાસે ખોદતાં ખોદતાં જમીનમાં દટાયેલી એક લાકડાની પેટી ખુલ્લી કરી તેના પર માટીના થર ચોંટયા હતા, થોડી ખવાઈ ગઈ હતી છૂટી પાડીને તેને ઘરમાં આણીને ઢાંકણું ઊંચકાવ્યું પછી તો તેમાંની વસ્તુઓ જોઈ દરેક જણ નવાઈથી ચકી ગયા અંદર રૂપાનાં થાળી વાસણ હતા, સોનાના સિક્કા હતા, રત્નો અને સુવર્ણના અલંકારો હતા

'મારી વાત સાચી હતી ને?' વરજદાસે ધીરેથી કહ્યું એ સાદ જૂઠો નહોતો સાચ પોતે પોકાર કરતું હતું હવે આ બધાનું શું કરીશું?'

ભગવાનની કૃપાથી આ બધું મળ્યું છે એમ સમજી તેણે ગામની ધર્મશાળા બંધાવી, કૂવા કરાવ્યા, નિશાળ બાંધી અને છેવટ પોતાનાં સ્ત્રી બાળકો માટે એક સારું સુખાકારીવાળું ઘર બંધાવ્યું તેમાં એનું કુટુંબ સુખથી રહેવા લાગ્યું





યાદશક્તિ, ઇચ્છાશક્તિ, ભાવના, ઊર્મિ અને પ્રેરણા આ બધી શકિતઓ ઓછેવત્તે અંશે સામાન્ય રીતે માનસિક રીતે તંદુરસ્ત (normal) માનવીમાં હોય છે. આપણે જે કાંઈ જોઈએ છીએ, યાદ રાખી શકીએ છીએ, વિચારી શકીએ છીએ, ને ગમે તે વસ્તુની ઇચ્છા કરી શકીએ છીએ, તે બધાં કાર્યોની પાછળ મૂળભૂત રીતે પેલી શકિતઓ રહેલી છે, તદ્દુપરાંત માનવીના માનસ પર બહારની દુનિયામાં કેટલાંક બળો પણ અસર જમાવે છે.

ત્રીજો મત એવું પ્રતિપાદન કરવા મથે છે કે માનવસ્વભાવ પોતે પોકળ (empty) ને નિરાકાર હોય છે, આથી જ બાહ્ય અક્ષરો દ્વારા એને ધારીએ તે આકાર આપી શકાય. આ મતના પ્રણેતા તરીકે જહોન લૉક નામના બ્રિટિશ ફિલસૂફનું નામ પ્રખ્યાત છે. એણે એમ કહ્યું છે કે માનવીનું મન એક કોરી સ્લેટ જેવું છે અને માનવીને આપવામાં આવતું શિક્ષણ અને આસપાસની દુનિયામાંથી મળતો અનુભવ એ જ એના સ્વભાવઘડતરમાં મુખ્ય ભાગ ભજવે છે. જો માનવી પૂર્વગ્રહી હોય કે બદચલનવાળો હોય તો એમાં એનો પોતાનો વાંક નથી પણ એના સંજોગોનો છે, કારણકે સંજાગોએ એને એવા ચોકઠામાં ઢાળીને ઘડયો છે. ચોથો મત એવું સૂચવે છે કે માનવસ્વભાવની વ્યાખ્યા કદીય ન આપી શકાય. એને બરાબર સમજવા માટે સ્વભાવની વિવિધ શાખાઓ—ભાષા, ધર્મ, કાયદો, રાજ્ય અને કળાનો સૂક્ષ્મ અભ્યાસ જરૂરી છે. માનવીની ઇચ્છાશકિતને ઘડનારાં આ સૌ ખૂબ જ શકિતશાળી બળો છે અને માનવી આ બધાં તત્ત્વોનું સંયોજીત રૂપ છે. ગ્રીક તત્ત્વવેત્તા એરિસ્ટોટલ અને જર્મન તત્ત્વજ્ઞાની હેગલે ઉપરના મતનું સમર્થન કર્યું છે.

આમ માનસશાસ્ત્રમાં આ પ્રશ્નની ચર્ચા છેડાઈ તે પહેલાં ફિલસૂફીના ક્ષેત્રમાં એનું થોડું ઘણું ખેડાણ થઈ ચૂકયું હતું. આજે પણ માનસશાસ્ત્રના ક્ષેત્રમાં બે મત મુખ્ય રીતે પ્રવર્તે છે. એક મતના પ્રણેતાઓ એવું માને છે કે સ્વભાવ એટલે મગજ ને મગજની શકિતઓનો આવિર્ભાવ, જેને આપણા પૂર્વસંસ્કાર સાથે કશી જ લેવાદેવા નથી. માનવસ્વભાવ એ 'પ્લાસ્ટિક' જેવો છે, એને ધારીએ તો જડ બનાવી શકાય, રાસાયણિક પ્રયોગો દ્વારા એને સુધારી શકાય અને ચકચકિત પણ કરી શકાય. વિલિયમ હોકિંગે પોતાના Human Nature and its Remaking નામના પુસ્તકમાં આ મતનું સમર્થન કરવા અનેક દલીલો આપી છે. એ લખે છે: 'નિઃશંક સ્વભાવ એ સજીવ સૃષ્ટિનો સૌથી પ્લાસ્ટિક અંશ છે આથી જ એ ખૂબ અનુરૂપ છે અને શિક્ષણ દ્વારા કેળવી શકાય એવો છે. બધાં પ્રાણીઓમાં મનુષ્ય એકલું જ એવું પ્રાણી છે કે જેમાં આનુવંશિક તત્ત્વો બહુ ઓછાં હોય છે ને સભાન રચનાત્મક બળો વિશેષ પ્રમાણમાં હોય છે. એનું બાળપણ લાંબામાં લાંબું હોય છે,એની પ્રેરણાઓ જડ નહિ પણ વિકાસશીલ હોય છે, એનું મગજ જન્મ વખતે પૂરું કસાયેલું નથી હોતું, ટેવો પાડવાની ને બદલવાની શકિત એને પ્રાપ્ય છે, સમાજિક અસરો એને સંવેદનશીલ બનાવે છે અને એ સ્પષ્ટ છે કે કુદરતે એને બધી જ શકિતઓ આપી છે. એની મૂળભૂત પ્રેરણાઓ ને વાસનાઓ એના જીવનના પ્રારંભમાં એના પર કાબૂ મેળવતી નથી જોવામાં આવતી, પણ રમતગમતમાં એનાં દર્શન થાય છે. કુદરત બીજાં પ્રાણીઓનું ઘડતર મોટભાગે સારી રીતે કરે છે, જ્યારે માનવીએ પોતાનું ઘડતર પોતાની મેળે કરવાનું હોય છે.' જે લોકો એવો દાવો કરતા હોય કે માનવસ્વભાવ કદી બદલી શકાય નહિ એના જવાબમાં હોકિંગ એમ લખે છે કે માનવસ્વભાવનું લક્ષણ જ પરિવર્તન છે.

માનવસૃષ્ટિનો ઇતિહાસ કેટલો પ્રગતિશીલ અને વિવિધતાપૂર્ણ છે? એ શું સૂચવે છે? કુદરતનાં બળોની સામે જીવનકલહ પર વિજય મેળવવા ઇચ્છતો માનવી જડતાપૂર્વક અમુક રીતરિવાજો કે ચારિત્ર્યનાં પાસાંઓને કયારેય વળગી નથી રહ્યો. સંજોગોનુસાર





એના વિચારો બદલાયા છે, એનું વર્તન બદલાયું છે ને દરેક પળે માનવી પણ ક્યાં નથી બદલાતો!

બીજો એક મત આધુનિક માનસશાસ્ત્રમાં વધુ લોકપ્રિય બન્યો છે ને આ મતના સમર્થકો એમ માને છે કે માનવીમાં મન જેવું કાંઈ અગમ્ય તત્ત્વ છે જ નહિ. એના માનસનાં લક્ષણો—માનવસ્વભાવનું અધ્યયન કે વિશ્લેષણ કરવું હોય તો માત્ર એના વર્તન પરથી જ થઈ શકે. કોઈપણ યંત્રની રચના સમજવા માટે એનાં જુદાં જુદાં અંગોનું અધ્યયન જરૂરી છે. તે નિયમ પ્રમાણે માનવી પણ એક યંત્ર છે અને એના કાર્યનું વિશ્લેષણ કરવા માટે એની રચના સમજવી જરૂરી છે. યંત્રવાદી ફિલસૂફી ધરાવતા વિદ્વાનોએ માનવસ્વભાવની સફળતાને માપવા માટે એક કોષ્ટક તૈયાર કર્યું છે. જે માનવી પોતાના સંજોગો (જે હમેશાં બદલાયા કરતા હોય) સાથે સારામાં સારી રીતે અનુરૂપ બની શકે એનો સ્વભાવ સારો કહેવાય. આવા વિદ્વાનો 'જીવન એટલે સંજોગો સાથેની અનુરૂપતા' એમ વર્ણવીને આ અનુરૂપતાની શક્યતા વિષે વિચાર કરે છે. આ લોકો એમ માને છે કે સંજોગો સાથે અનુરૂપ બનવા માટે માનવીએ સંજોગોથી વાકેફ રહેવું પડે અને એને યોગ્ય એવી પ્રતિક્રિયા કરવી પડે. આ બને ક્રિયાઓ મગજ જ સારી રીતે કરી શકે. દા. ત. એક વ્યક્તિને ભૂખ લાગે, ભૂખનું ભાન થવું અને ભૂખને દૂર કરવાના પ્રયત્નો કરવા એ બંને ક્રિયાઓ માનવીનું મગજ અસ્વસ્થ હોય તો શક્ય બને ખરી?

આમ આ યંત્રવાદી વિચારસરણી માનવસ્વભાવનાં સંવેદનશીલ પાસાંને બિલકુલ અવગણીને બહારનાં ઉત્તેજક બળો વત્તા મગજનાં જ્ઞાનતંતુઓને એને યોગ્ય પ્રતિક્રિયાના સાંકડા ચોકઠામાં મર્યાદિત કરવા પ્રયત્ન કરે છે અને સ્વભાવ એટલે એક જાતનું યાંત્રિક બળ એમ પુરવાર કરવા મથે છે. પણ એ લોકો એક વસ્તુ સાવ ભૂલી જાય છે કે જીવન એટલે માત્ર ઉત્તેજના (Stimulus) અને પ્રતિક્રિયા (Response) નથી, માનવી અમુક જાતનાં સંવેદનો પણ અનુભવે છે જેનો ઉદ્ગમ બહારની ભૌતિક દુનિયા કે સંજોગોને આધીન નથી, પણ એના મનના ખૂણામાં ચાલતાં મનોમંથનોને આધીન છે. એની અમુક ભાવનાઓ છે, જે સંપૂર્ણપણે આંતરિક છે અને માનવીના વર્તનમાં એનો આવિર્ભાવ ઘણું ખરું નથી થતો. કારણ કે આજે માનવસ્વભાવની સામાજિકતાનો એટલો બધો વિકાસ થઈ ચૂક્યો છે કે એને સમાજે સ્વીકારેલા શિષ્ટ વર્તનના નિયમોનું પાલન કરવું પડે છે.

માનવસ્વભાવનો તલસ્પર્શી અભ્યાસ કરવો હોય તો એનાં મૂળ તપાસવાં પડે એમ છે એનું પૃથક્કરણ ભલે માનસશાસ્ત્ર, માનસચિકિત્સાશાસ્ત્ર (Psychiatry) અને બીજાં સામાજિક વિજ્ઞાનોમાં કરવામાં આવ્યું હોય, પણ હજુય એનાં મૂળ જીવવિજ્ઞાન (Biology) માં પડ્યાં છે અને માનવસ્વભાવને સમજવા માટેની સૌથી ઉત્તમ ચાવી એ આનુવંશિક લક્ષણોનો અભ્યાસ છે. જન્મથી મળેલી અમુક પ્રેરણાઓ અને અમુક ક્રિયા અમુક જ રીતે કરવાની ટેવનો અભ્યાસ જેટલી ઊંડી રીતે કરી શકીએ અને આ બંનેને યંત્રવાદી ચોકઠામાં ઢાળવાનો પ્રયત્ન ન કરીએ તો સ્વભાવનાં વિવિધ પાસાં, એનો આવિર્ભાવ અને એનાં કારણો વિષે જરૂર સમજી શકાય.

ડાર્વિનથી માંડીને વિલિયમ મેકડુગલ સુધીના વિદ્વાનોએ પ્રેરણાઓના આવિર્ભાવની વિવિધતાનું વર્ણન કર્યું છે ને એવું સાબિત કરવા પ્રયત્ન કર્યો છે કે માનવસ્વભાવ એ પણ પ્રેરણાઓના ઉત્તેજનામી આવિર્ભાવનું સંયોજન રૂપ છે. માનવસ્વભાવ પોતાના બૌદ્ધિક પાસાના મહત્ત્વ વડે હમેશાં દરેક સારી-નરસી પ્રેરણાઓ વચ્ચે સમતોલપણું જાળવવાનો પ્રયત્ન કરતો રહ્યો છે. દા. ત. લડવાની પ્રેરણા દરેક વ્યક્તિમાં જન્મથી હોય છે, પણ માનવી પોતાની બુદ્ધિ વડે નક્કી કરે છે કે એનો ક્યારે ને કેવી રીતે ઉપયોગ કરવો. આ નક્કી કરવાની શક્તિ એટલે એના સ્વભાવનું વિવેક પાસું. એવું જ માનવીની જીજ્ઞાસાઓનું.



કેટલીય વસ્તુઓ એવી હશે કે જે જાણવાની અમુક વ્યક્તિ જરાય પરવા નથી કરતી અને બીજી વ્યક્તિ એના વિષે વધુ આતુર જોવામાં આવે છે. આમ કઈ પ્રેરણાનો ક્યારે, કેવી રીતે ને કેટલા પ્રમાણમાં ઉપયોગ કરવો એ દરેકે પોતે નક્કી કરવાનું હોય છે ને જેના સ્વભાવનું ઘડતર સારું થયું હોય એ વધારે સારી રીતે કરી શકે.

માનવસ્વભાવના ઘડતરનો મુખ્ય આધાર પ્રેરણા, ઇચ્છાશક્તિ, ટેવો, ચારિત્ર્ય, વર્તન, આવેગો પરનો કાબૂ ને નૈતિકતા જેવાં અનેક ઘટકો પર રહેલો છે. કેટલાક લોકો આમાંના એકાદ પર જ વધુ ધ્યાન આપીને બીજાં બધાંને અવગણે છે એ યોગ્ય નથી. આ બધાં સંયોજીતરૂપે જ માનવસ્વભાવ ઘડે છે, આમાંના એકને પણ નોખું પાડીને ચારિત્ર્ય એટલે સ્વભાવ કે ઇચ્છાશક્તિ એટલે સ્વભાવ એમ કદી ન કહી શકાય, કારણ કે સ્વભાવ પોતે એવી ભાવાત્મક વસ્તુ છે કે એને કાંઈ હાથમાં પકડીને બતાવી તો ન જ શકાય પણ એને ઘડનારાં બળોનું પૃથક્કરણ કર્યા પછી પણ એ બધાને એક સાથે રાખીએ એ જ વધુ ઇચ્છનીય છે.

સ્વભાવ વિષે વિચારતી વખતે ઘણા માણસોના મનમાં પ્રશ્ન ઊઠે છે કે સ્વભાવને બદલી શકાય કે નહીં? જહોન ડયુઈ એના Human nature and Conduct નામના ગ્રંથમાં એવું સૂચન કરે છે કે માનવીના સંજોગો બદલાય છે, પણ એનો મૂળભૂત સ્વભાવ એનો એ જ રહે છે, કારણ કે આનુવંશિકતાની અસર આગળ સંજોગો હારી જાય છે. આમ છતાં આનુવંશિકતા દ્વારા મળેલી પ્રેરણાઓનું સંશોધન અને એના પ્રકટીકરણમાં ફેર પાડવાનો પ્રયત્ન માનવી જરૂર કરી શકે. અમુક દૃઢ માન્યતાઓ, આશા-આકાંક્ષાઓ, તર્કબુદ્ધિ ને ગમા-અણગમાને બદલવામાં માનવીને જરૂર મુશ્કેલી પડે છે કારણ કે એ બધાં અમુક ચોક્કસ રૂપ લઈ લે છે. પણ એનો અર્થ એમ પણ નથી થતો કે સ્વભાવને બદલી જ ન શકાય.

એરિસ્ટોટલે માનવસ્વભાવ વિષે વર્ણન કરતાં એક સ્થળે લખ્યું છે કે 'ગુલામી આદિ માનવના મૂળમાં છે.' એના વિરોધમાં જહોન ડયુઈ એમ જણાવે છે કે ગુલામી એ સામાજિક સ્થિતિ છે, નહીં કે માનસશાસ્ત્રીય આવશ્યકતા. ક્રોધ, હરીફાઈ, મોટાઈ અને લડાયકવૃત્તિ માનવસ્વભાવમાં છે આથી જ લડાઈ શક્ય બને છે, પણ એનો અર્થ એમ પણ ન તારવી શકાય કે લડાઈ હંમેશ રહેવાની અને દયા કે સહાનુભૂતિ જેવી આંતરિક વૃત્તિઓ પ્રત્યે માનવજાતનું ધ્યાન કદીય નહીં દોરાવાનું. સૌથી અગત્યની વસ્તુ વિચારવાની તો એ છે કે આપણામાં રહેલી આ બધી આજન્મ ને પરસ્પર વિરોધિ વૃત્તિઓ વચ્ચેની આંતરિક ક્રિયા કેવી રીતે થાય છે, સારીનરસી વૃત્તિઓમાંથી કોણ જીતે છે અને માનવજાત કેવા હેતુઓને સર કરવાનું પોતાના જીવનનું લક્ષ્ય બનાવે છે. આથી માનવસ્વભાવમાં રહેલી ઇચ્છાશક્તિ અને હેતુલક્ષિતા પર સ્વભાવની જડતા કે ચંચળતાનો આધાર રહે છે.

ટૂંકમાં આપણો સ્વભાવ બહુરંગી છે. જુદીજુદી પરિસ્થિતિ સ્વભાવનાં વિવિધ પાસાંનો પરિચય કરાવે છે. સ્વભાવે ખૂબ આનંદી માણસ અમુક પરિસ્થિતિ જન્મતાં જીવનભર માટે સોગિયો કે ગંભીર બની જાય. કેટલાક માણસો એવી દલીલ કરે છે કે માનવસ્વભાવનો વિકાસ ક્યાં જઈને અટકવાનો? ધર્મની હયાતિ આ વિશ્વમાં હોવાછતાં હજુય લુંટારા અને બિનસાધુ માનવો પૂરતા છે. આ દલીલ દલીલ તરીકે ભલે વ્યાજબી હોય પણ ધર્મની હયાતિને કારણે બધા નહીં તો થોડા સંતો તો આ દુનિયાને ક્યાં નથી મળ્યા? દુનિયા આજે સંતોથી ભરપૂર નથી એનું કારણ ધર્મની અયોગ્યતા કે અસફળતા નથી, પણ આપણા સ્વભાવની નિર્બળતાઓ છે. આપણામાં આજે પુરુષાર્થ, શ્રદ્ધા, આશા અને ઇચ્છાશક્તિનો અભાવ છે. આપણા સ્વભાવનો કેવો, ક્યાં ને ક્યારે સારે રસ્તે ઉપયોગ કરવો એનો વિચાર સુદ્ધાં આપણામાંનાં કેટલાં માનવો કરે છે? સ્વભાવ પરિવર્તનશીલ છે ને વ્યક્તિ પોતે જાગૃત હોય તો જરૂર પ્રયત્નપૂર્વક સ્વભાવને બદલી શકે; પરંતુ ઘણા લોકો પોતાના સ્વભાવની ત્રુટિઓ





રંભાબેન ગાંધી

# સ્મશાનવૈરાગ

સ્મશાનમાં સામે જ પત્નીની ચેહ બળતી હોય અને ત્યાં જ બીજી પત્ની માટેના બોલ બોલાતા હોય એ નવી વાત નથી એ પુરૂષસ્વભાવને આબેહુબ રજૂ કરતી આપણા સફળ નારિકાકાર શ્રી. રંભાબેનની આ સાની વાર્તા કેવી સચોટ બની છે......

એ જ મુંબઈ, એનું એ જ પરું એ જ ઘર ને એ જ પાડોશ. એ જ સવારમાં દોડધામ એ જ ધમાલ એ જ લોકલ એ જ નોકરી ને સાંજે પાછા એ જ લોકલમાં થાકેલા પાકેલાં તીડનાં ટોળાં જેમ ઊતરીને એ જ ઘરે જવું. આ તે કંઈ જીવન છે? આવા અનેક વિચારો આજે આપણા નાયક અનંતને આવી રહ્યા હતા, ને ઘેર જઈને પણ શું? છે કંઈ નવીનતા? ઉલ્લાસ પ્રેરે તેવું વાતાવરણ? ખાઓ પીઓ, જરાક ટોળટપ્પા કરો ને સૂઈ જાઓ. બસ ક્રમ પૂરો થયો.

અનંતને પરણ્યાને આજે બે વર્ષ થઈ ગયા હતા, પહેલી લાગણીના પૂર આજે ઓસરી ગયાં હતાં. હવે તો પતિપત્નીનું જીવન એકધારું બની ગયું હતું. પતિ રોજ કમાઈને લાવે ને પત્ની ઘર સાચવે ને રસોઈ બનાવીને જમાડે. બસ આટલું જ ને? આ તે કંઈ જીવન છે!

અનંત વિચારી રહ્યો કે આજે પણ રોજ જેમ ઘેર જઈશ. ત્યાં ઇંદિરા બારીમાં મારી વાટ જોતી ઊભી હશે, મને જોઈને હસી ઊઠશે, હું એને જોઈને જરા હસીશ. બસ પછી એ મારો કોટ ઊતારવા દોડશે. ખીંટીએ, ટીંગાડશે. પછી હું ટાઈ કાઢીશ. લાંબો થઈને ખુરશીમાં પડીશ. એ મારા પગ પાસે બેસી જઈને બૂટની દોરી છોડશે. વાળમાં જરા હાથ ફેરવશે. બહુ થાકી ગયા છો એમ પૂછશે. હું થોડી વારે હાથ મોઢું ધોઈશ ને એ રસોઈ ગરમ કરીને બંનેની થાળી પીરસશે, જમીશું. બસ રોજનો આ જ ક્રમ. એમાં મજા શું? તે જમવામાંય શું? એ જ પાટલા, એ જ થાળીઓ ને વાટકા એ જ પવાલા. એ જ રસોડું ને એ જ દાળભાત પુરી શાક. જમીને એ જ નેપકીને હાથ લૂછવા ને એ જ સાથે જમીને એ જ ખુરશીમાં બેસવું એ જ પાનદાનીમાંથી એ પાન બનાવે ને ખાવું, ને પાન ચાવતા પાડોશીને ત્યાંનો રેડીઓ સાંભળવો ને તેમાંયે એ જ સિનેમાનાં ગાયનો ને જરાક બેસું ત્યાં પાડોશમાં રહેતો મનોહર એ જ અવાજે રોજ પૂછવાનો કે કેમ અનંતભાઈ! આવો છો ને? હું જવાબ આપુ કે છાપુ સવારે જોયું નથી તે જોઈને આવું છુ હું ત્યાં જાઉં ને એ જ બીજની ટુકડી. એ જ ક્લબ, સ્પેઈડ ને હાર્ટના ફોલ. એ જ રમત પછીનું પિષ્ટપેષણ, એ જ બાવન બાવન પત્તાના બે ઢગલા. એ જ બારના ટકોરા ને ઇંદિરાનું ચઢેલું મોઢું. એ જ બીજ પર લાંબુ લચ ભાષણ. ખારા મોતીડા સમા આંસુ રીસામણાં-મનામણાં ને પછી એ જ નીરવ શાન્તિ ને ઊંઘ. બસ આ છે નિત્યક્રમ. બે વરસથી આમાં કશોય નોંધવા જેવો ફેર પડ્યો નથી. તદ્દન મશીન જેવું જીવન. શું રસ આવે?......

આ વિચારો મગજમાં ચાલતા હતા ને પગ આદત મુજબ ઘર તરફ ચાલતા હતા. ઘરનાં પગથિયાં પાસે આવતાં જ ઊંચે નજર ફરી. બારી સામે જોયું. પણ આજે આમ કેમ? બારીમાં ઇંદિરા કેમ નથી ઊભી? અરે આ શું! આજે ઘરને તાળું કેમ? બહાર ગઈ હશે' મારા આવવાને

---

સુધાર્યા વિના સામી વ્યક્તિ પોતાના સ્વભાવને વશવર્તીને ચાલે એવી અપેક્ષા રાખતા હોય છે. આવા માનવો વધશે તો સમાજ દુઃખી થશે. દરેક માનવી પોતાના સ્વભાવનું અવલોકન તટસ્થરીતે કરીને એમાં યોગ્ય પરિવર્તન કરતો રહે તો સમાજ વધુ હેસ બને ને માનવી શાંતિપૂર્વક જીવી શકે.

★



ટાઇમે કદીયે બહાર જતી નથી ! રોજના ક્રમમાં થયેલા ફેરફારે અનંતને ધક્કો લગાડયો. ચાવી તો હતીજ એની પાસે, ઘર ખોલ્યું. પણ કોટ કોણ ઉતારે ! પ્યારથી પૂછે કોણ કે થાકી ગયા છો ? બૂટની દોરી છોડે કોણ ? પીરસે કોણ ? પાન બનાવે કોણ ! અનંતને ઘર આજ સ્મશાન જેવું લાગ્યું. એક જ માણસ જતાં ઘર આવું કેમ લાગે છે ? એ કંઈ સમજી ન શકયો. બધુ એનું એ જ હતું. ફકત એક ઇંદિરા જ ન હતી. પણ જીવ ચાલ્યો જાય અને મુડદું પડી રહે તેવું ઘર લાગતું હતું. પણ ઇંદિરા ગઈ કયાં ? આમ વિચારતાં ટેબલ નજીક ગયો ને ચિઠ્ઠી જોઈ. લખ્યું હતું કે મારી બા બહુ માંદા થઈ ગયાં છે તેથી એકદમ જવું પડયું છે. હમણાં તો ત્યાંજ રહેવું પડશે. તમારા માટે જમવાનું ઢાંકયું છે, એ જ.

રોજ ઇંદિરાને જોવા ટેવાઈ ગયેલો, તેની હાજરી છે જ તેમ માનવાને ટેવાઈ ગયેલા જીવને આજે નથી ત્યારે તેની હાજરીની કિમ્મત સમજાવા લાગી. રોજના નિત્યક્રમે ચાલતી ગાડીને આજે અચાનક જોરથી બ્રેક લાગી, ન કલ્પેલો આંચકો લાગ્યો. તે એ આંચકાએ અનંતને જ અસ્વસ્થ બનાવી મૂકયો, અનંતને ઘર સુનકાર લાગ્યું. એકલા ખાવામાં શું મજા ? પાન ખાવાનો શોખ, પણ હાથે બનાવીને કોણ ખાય ? એણે તો ખુરશીમાં લંબાવ્યું, છાપું વાંચવા પ્રયત્ન કર્યો પણ મજા ન પડી. આમ કેમ થાય છે ? રોજ તો છાપું વાંચે ત્યારે ઇંદિરા બોલાવે તોયે નહોતું ગમતું. તો આજે તો સંપૂર્ણ શાન્તિ હતી. વાંચે ને નિરાંતે અક્ષરેઅક્ષર. પણ એમાં રસ જ ન પડયો. પાસેના રેડિયોમાં રેકર્ડ ચડાવી. પણ એણે પણું જાણે વિયોગના જ સૂર સંભળાવ્યા. અનંતને કંઈ ન ગમ્યું. ઘરમાં ફરવા માંડયું. ઇંદિરાની સાડી લટકતી હતી, એની વસ્તુઓ પડી હતી, તે જોતાં તેની યાદ સતાવવા લાગી.

રોજના ક્રમથી ટેવાઈ ગયેલા ને કંઈક અંશે કંટાળેલા અનંતે ઇંદિરા વિનાના જીવનની કલ્પના જ કરી નહોતી. ઇંદિરાનું અસ્તીત્વ તેના માટે હવા જેવું હતું. જ્યાં સુધી હવા લઈ શકીએ છીએ ત્યાં સુધી તેનું મૂલ્ય સમજાતું નથી. પણ જે ઘડીયે લેવાતી બંધ થાય કે ગુંગળામણનો પાર ન રહે આવી જ સ્થિતિ આજે અનંતની હતી.

અનંતે મનને મનાવવા પ્રયત્ન કર્યો. હશે, થોડા દિવસની વાત છે ને ? આવી જશે. પણ મનનું સમાધાન થયું નહિ, ઇંદિરા વિનાનું જીવન શૂન્ય લાગ્યું ને એકલતા સાલવા લાગી. થોડીવાર આંખ મીંચીને પડી રહ્યો. પણ આખરે ભૂખ કયાં સુધી વેઠે ! ઊઠયો. ખાવા પ્રયત્ન કર્યો પણ રસ જ ન લાગ્યો. આમ તે કંઈ એકલા ખાવાનું ભાવતું હશે ? રોષ ઉતાર્યો સાસુ ઉપર. શા માટે એમને આમ અચાનક માંદા પડવું પડયું ?

પાન યાદ આવ્યું પણ પ્યારથી બનાવીને આપનાર કયાં ? ખિસ્સામાંથી સીગરેટ કાઢી એ સીગરેટ પીતો તે ઇંદિરાને ગમતું નહિ. આજે તો નિરાંત મોજથી પી શકે છે, કોઇ ટોકનાર ન હતું છતાંયે એ સીગરેટમાં એને મજા ન પડી, આજે તેને એમ પણ ન થયું કે લાવ ત્યારે જલ્દી બીજી જમાવું. આજે તો કોઈ એને રોકનાર ટોકનાર ન હતું. શા માટે રમવાની તક ઝડપી ન લીધી ? આ રમત માટે તો રોજ ઝઘડો થતો. ઇંદિરા કહેતી કે તમને મારી કિંમત જ નથી. હું નહિ હોઉં ત્યારે સમજશો એ વાતનો એ જવાબ દેતો કે તું લાંબુ જીવવાની છું. માટે ન હો તે વાત જ નથી બનવાની ને ! ઇંદિરાને બીજી રમતે કેટલી રડાવી છે. બન્નેનાં મન દુખી કર્યાં છે. એ યાદ આવ્યું. આજે જાણે એ એના મનનું ને ભૂતકાળનું પૃથ્થક્કરણ કરવા લાગ્યો, એને લાગ્યું કે ઇંદિરાની ગેરહાજરી તેને વિહ્વળ બનાવી રહી છે, તેને લાગ્યું કે ઇંદિરાને તે ખરેખર ખૂબ જ ચાહે છે. તે હતી ત્યારે જે પ્રેમની ખબર ન પડી તેની આટલી તીવ્રતા આજે સમજાઈ. પણ આવું

કેમ બન્યું ? એક પક્ષી ગીત ગાતું હોય ત્યારે આપણે તેનું ગીત સાંભળવામાં ને આનંદ લૂંટવા એટલા બધા મુગ્ધ બની જઈએ છીએ કે પક્ષી ને ગીત બંને ભૂલીને ફક્ત આનંદ જ લૂંટીએ છીએ. પણ પક્ષી એનું ગીત પૂરું કરીને ઊડી જાય ને એના ગીતના ભણકારા પણ વાતાવરણમાંથી શમી જવા માંડે ત્યારે આપણને ભાન થાય છે કે પંખીએ ગયું ને સુનકાર વ્યાપી ગયો. ફક્ત રહી તેની મધુરી યાદ ને વિયોગનું દુઃખ. ઇંદિરા માટે અનંતને આજે કંઈક આવું જ થયું.

આવું ભાન થતાં જ એ મનમાં બબડયો. હું કેટલો કૃતઘ્ની છું. પ્યાર વિનાનો છું. મારી ઇંદિરાની મેં કદર ન કરી. એને મૂકીને હું રોજ રમવા ગયો. એને રડાવી. એ બિચારી મારા માટે આખો દિવસ ઢસરડા કરે પણ મેં એની કદર ન કરી. રાતના જરા મારી કંપની માગે તે પણ મેં કંજુસે ન આપી. બિચારી જાત જાતની વાનીઓ બનાવીને મને પીરસે પણ મેં એકવાર એમ પણ ન કહ્યું કે વાહ આજ તો સુંદર બન્યું છે.

એ વાત કરે ને મેં ટાળી નાખી. કંઈક પૂછે ને હું ચીડાઉં. આ મેં શું કર્યું ? મારી ઇંદિરાને મેં દુઃખી જ કરી. છતાંયે બિચારીએ હસતે મોઢે સહન કરી લીધું. ક્યાં એ ને ક્યાં હું. એ મારા માટે જીવતી ને હું મારા માટે જ જીવતો. અને એને પણ મારા માટે જ જીવવાનું છે તેમ માનતો એણે રાત-દિવસ સુખી કરવા માટે પ્રયત્ન કર્યો. ત્યારે મેં શું કર્યું ? એને દુઃખી જ કરી. ઇંદિરા ! મને માફ કર, આજે મારી આંખ ઊઘડી ગઈ છે, તારી ગેરહાજરીએ મને તારી મહત્તા આજ સમજાવી દીધી છે, આજથી હું કોઈ દિવસ તને દુઃખી નહિ કરું, આજથી હું કોઈ દિવસ સીગરેટ નહિ પીઉં. રમવા નહિ જાઉં. આજથી તને જ કંપની આપીશ ને તારા આનંદમાં મારો આનંદ માનીશ. આવા વિચારો કરતા અનંતની નજર ઇંદિરાના ફોટા પર પડી. કેવી સુંદર છે ! હસતું મુખડું. ને પ્યારભીની આંખો ને રમતીયાળ હાસ્ય જોતાં જ ગમી જાય એવી. એ ઊઠયો અને ફોટાને હાથમાં લીધો. લાગણીના આવેશને એના પર ઢોળાવા દીધો ને જરાક ઊંચે સાદે બોલી ઊઠયો : 'ઇંદી, મારી ઇંદી, આજથી તારો અનંત તારો જ બની રહેશે. આજથી તું એને જુદા રૂપમાં જ જોઈશ.'

આ શબ્દોના પડઘા ઘરમાં પડયા ને સામેથી જાણે કોઈએ પૂછ્યું કે ખરેખર સાચું કોણ છે ! ને અનંતે પીઠ ફેરવી તો ઇંદિરાને જોઈ. શું એ ઇંદિરા જ હતી કે સ્વપ્નું ?

ઇંદિરાએ પૂછ્યું: 'શું આમ જોઈ રહ્યા છો ! હું ક્યાંય ગઈ નથી, પણ મારે જરા જોવું 'તું કે મારી ગેરહાજરી સાલે છે કે નહિ ! મેં બધું સામેની બારીમાંથી જોયું અનંત ! આજે હું ખૂબ ખુશ છું. મારો અનંત મને ચાહે છે.'

ચાલો, ગાડીને બીજી બ્રેક લાગી. ગેરહાજરી સાલી ને હાજરી પણ સાલી! નિત્યક્રમ પ્રમાણે ગાડી શરૂ થઈ ગઈ. ઘડીભરના વિચારો હવામાં ઊડી ગયા. હતું તેવું જ બધું ગૃહરૂપી ગાડીનું એન્જીન પાછું આવી પહોંચ્યું. ઉપરાંત એ એન્જીને જાણી જોઈને કરેલા આવા અખતરાથી મનને બીજો ધક્કો પહોંચ્યો. તે ધક્કાએ પ્રેમના વિચારોને ધક્કો દઈને કાઢી મૂકયા. ક્ષણ પહેલાનો અનંત રોજનો જ અનંત બની ગયો. એણે ન તો ઇંદિરાને સ્નેહ કર્યો કે ન તો મીઠી મશ્કરીની મજા માણી. ન તે એની એકલતામાં થયેલી લાગણીની વાત કરી કે ન પ્રેમની વાત કરી. ન તો એ હસ્યો કે ન તો ઇંદિરાને હસાવી. એ જ કઠોર મુખ, એ જ પરવા વિનાનું વલણ જાણે કે કહેતો હોય કે તું હો તોયે શું ને ન હો તોયે શું ! નિત્યક્રમ મુજબ ઘડિયાળમાં જોયું. બરાબર સાડાઆઠ. નિત્યક્રમ મુજબ સીગરેટ સળગાવી, ચંપલ પહેર્યાં ને બારણા બહાર પગ મૂકયો બ્રીજ રમવા માટે. ને એ જ પ્રમાણે ઇંદિરાએ આજે પણ કહ્યું કે આજે ન જાઓ તો ? એ જ અનંતના મુખ પર રોષ. ને



થોડીઈને ઇંદિરા બોલી: 'ક્યારે આવશો?' એ જ જવાબ: 'તું સૂઈ જજે.'

અનંતે બારણા બહાર પગ મૂક્યો ને ઇંદિરા એને જતી જોઈ રહી. એણે એના દિલને ફરી ફરી સવાલ પૂછ્યો કે શું પુરુષ કદીયે સ્ત્રીના પ્યારની કદર નહિ જ કરે? એમનો પ્યાર શું આવો જ? પણ છે જ ને? એક મરે ને ક્ષણ દુખી થઈને જ બીજીને ચાહી શકે છે તેવાના પ્રેમની શું કિંમત? સ્મશાનવૈરાગ જેવો જ પ્યાર. ગેરહાજરીમાં જશવારે પ્રેમનો ઉભરો આવે ને હાજરીમાં શમી જાય. સ્મશાનમાં જાય ત્યાં સુધીનો વૈરાગ. ત્યાંથી ઊઠતાં જ એ જ રંગ રાગ. શું પુરુષનો પ્રેમ ખરેખર આવો જ છે! ઇંદિરાનું મન આજે વંટોળે ચડયું ને ઘડિયાળમાં બારના ટકોરા થયા. ઘડિયાળ સામે જોયું. ઘડિયાળનું લોલક આમથી તેમ ફરતું હતું. પુરુષનું મન શું આવા લોલક જેવું નથી?—એ પૂછી રહી હતી.

★

કવિ દુલાભાઈ કાગ

## ફોરમું મૂકતાં જાશું

બગીચામાં બે બહેનો ફરે છે. તુરતનાં ખીલેલાં ફૂલને એક બહેન ઠપકો આપે છે કે તમે ખીલો કે તુરત જ તમારી સુગંધ બીજાને આપવા માંડો છો. ફૂલ જવાબ વાળે છે કે કાલ કોણે ભાળ્યું? બીજી બેનને વિચાર આવ્યો કે આ ફૂલને મરી જવાની બીક લાગે છે માટે મારી પાસે એવી સામગ્રી છે કે એને મરવા નથી દેવાં. એમ કહી ચૂંટવા માંડે છે. પેલી બહેન પૂછે છે કે બિચારાં હમણાં ખીલ્યાં છે તેને કેમ ચૂંટી લે છે? ત્યારે બીજી બહેન કહે છે કે મારી પાસે પાંચ જગ્યા એવી છે કે ફૂલ ત્યાં નહિ કરમાય. [૧] મોટી હવેલી. [૨] કુણી તળાઈ [૩] હૈયાનો હાર [૪] ચોટલાની વેણી અને [૫] શિવને માથે—

ફૂલડાંને મોટી મ્હેલાતોમાં રાખું રે ફૂલડાં
કેમ કરમાઈ જાશે.
ફૂલડાંને કુણી તળાઈએ સુવાડું રે ફૂલડાં
કેમ કરમાઈ જાશે.
ફૂલડાંને હૈયાનો હાર કરી રાખું રે ફૂલડાં
કેમ કરમાઈ જાશે.
ફૂલડાંને સુંવાળા ચોટલામાં ગૂંથું રે ફૂલડાં
કેમ કરમાઈ જાશે.
ફૂલડાંને શિવજીને માથે ચડાવું રે ફૂલડાં
કેમ કરમાઈ જાશે.

પણ ફૂલને તે અમૃત તો વિષ સમાન હતું. સવારે પાંચે ઠેકાણે જુવે છે તો ફૂલ ચીમળાઈને પડી ગયાં છે. શું થયું? ફૂલ જવાબ આપે છે:—

ફૂલડાં અમે આજે ખીલ્યાં ને
આજ મહેક્યાં રે ફૂલડાં
કાલ કોણે ભાળ્યું.
ફૂલડાં અમે આજે જન્મ્યાં ને
આજ ઝૂલ્યાં રે ફૂલડાં
કાલ કોણે ભાળ્યું.
ફૂલડાં અમે વગડાનાં વસનારાં રે ફૂલડાં
મેડિયુંમાં મુંઝાણાં.
ફૂલડાં અમે બીજાની પથારીમાં પોઢયાં રે ફૂલડાં
જાગીને ઝંખવાણાં.
ફૂલડાં અમે બાળપણાનાં બ્રહ્મચારી રે
અમળાતી છાતીથી અભડાણાં.
ફૂલડાં અમે આંટી ઘુંટીનાં અજાણ્યાં રે ફૂલડાં
અંબોડે અટવાણાં.
ફૂલડાં અમે પ્રભુને પાયે પડનારાં રે દેવ કેરે
માથે ચડાવ્યાં ને દુખાણાં.
ફૂલડાં ભલે થોડું જીવીને મરી જાશું તોય ફૂલડાં
ફોરમું મૂકતાં જાશું.

★





ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ

# આપણું વાતાવરણ

ધ્વનિનો વિસ્તાર, તેનું ક્ષેત્ર અને તેની અમર્યાદ મર્યાદા બધું આપણે રોજ અનુભવવાનું હોય છે છતાં આપણે ક્યારેય તે વિષે વિચાર્યું છે? વિજ્ઞાનના અભ્યાસુ પ્રોફેસરસાહેબ અહીં એવી જ એક રોજિંદી વાતને ખૂબ સ્પષ્ટ-સરલ રીતે સમજાવે છે ........

પ્રકૃતિના અનંત ભંડારોમાં કોણ જાણે કેટલીય સમસ્યાઓ દટાયેલી પડી છે! બ્રહ્માંડનું વજન ગણી કાઢનાર વૈજ્ઞાનિક આ બધી સમસ્યાઓનો નિર્ણયાત્મક ઉકેલ કાઢવા અસમર્થ છે.

આકાશમાં પ્રભાતનો અરુણોદય, બપોરનો તપતો સૂર્ય અને રાતના અસંખ્ય તારાઓ—આ બધું જૂના કાળથી માનવીની બુદ્ધિને આકર્ષક સમસ્યારૂપ રહ્યું છે. આધુનિક સંશોધને તેમાં અનેક મહત્તાપૂર્ણ ઉમેરા કર્યા છે.

જૈન ધર્મનાં પુસ્તકોમાં ષટ્ દ્રવ્યના નિરૂપણમાં આકાશને અનન્ત કહ્યું છે અને એને 'આકાશસ્ય અવગાહ' તરીકે વર્ણવ્યું છે. આધુનિક વૈજ્ઞાનિક પણ આ પરિભાષા સાથે એકમત છે અને એને અવકાશ (Space) તરીકે વર્ણવીને આગળ ચાલે છે. અન્ય ગ્રહો અને નક્ષત્રોની માફક આપણી પૃથ્વી પણ અવકાશમાં આકર્ષણશક્તિના બળ ઉપર ટકેલી છે. સામાન્ય ભાષામાં કહીએ તો, એવું આકાશ હજારો માઈલના વિસ્તારમાં આવેલું છે. આકાશ એટલે પૃથ્વીનું વાતાવરણ જ્યાં સુધી વિસ્તરેલું છે ત્યાં સુધીનો પ્રદેશ. પૃથ્વીના આકાશમાં કેટલાક વાયુઓ (ઓક્સિજન, નાઈટ્રોજન, બાષ્પ વગેરે)નું અસ્તિત્વ છે. આને વાતાવરણ કહેવાય છે. આ વાતાવરણને લગતું આપણું જ્ઞાન અતિ મર્યાદિત છે. લગભગ ૨૬૦૦૦ ફૂટથી વધારે ઊંચાઈએ શું છે તેની આપણને ખબર નથી. ધ્વનિત બલૂનો (Sounding balloons) મોકલીને કરેલ પ્રયોગો બતાવે છે કે વાતાવરણ ફક્ત ૩૬ કિલોમીટર સુધી વ્યાપેલું છે. એક કિલોમીટર=૧૦૦૦ મીટર=૦.૬૨ માઈલ=૩૨૮૦ ફૂટ-૧૦ ઈંચ અથવા ૧ માઈલ=૧.૬૦ કિલોમીટર) સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે સંધ્યા (Twilight)ના આધારે એમ અનુમાન થાય છે કે તેની ઊંચાઈ ૪૦ મીટર જેટલી છે. ખરતા તારા વાતાવરણના ઘર્ષણથી ચમકે છે અને આ ચમક ૨૦૦ માઈલની ઊંચાઈની દેખાય છે. એટલે વાતાવરણની ઊંચાઈ ૨૦૦ માઈલ હોવી જોઈએ. અર્થાત્ વધારેમાં વધારે ૨૦૦ માઈલની ઊંચાઈ સુધી વાતાવરણ છે. એથી ઉપર બહુ જ અતિ પાતળું (*Rarefied*) વાતાવરણ હોય છે, જેને લગભગ શૂન્ય તરીકે લેખી શકાય.

આપણા વાતાવરણની એક વાત સૌને સુવિદિત છે કે ક્રમાનુસાર ઉપરના વાતાવરણમાં જેમ જેમ જઈએ તેમ વાયુઓનું પ્રમાણ ઓછું થતું જાય છે એટલે કે ઉપરના વાતાવરણમાં વાયુઓ એકદમ ઓછા હોય છે. ઊંચા પર્વતો પર ચઢનારાઓ ઓક્સિજનના સીલિન્ડર લઈ જાય છે, જેથી શ્વાસોચ્છ્વાસમાં મુશ્કેલી ન પડે. એવરેસ્ટ પર જનાર અથવા આલ્પ પર્વતના ઊંચા શિખરે જનાર ઓક્સિજનનું સાધન સાથે રાખીને જ જાય છે.

એમ ગણતરી કરવામાં આવી છે કે વાતાવરણના વાયુઓનું અડધું પ્રમાણ ૩॥ માઈલ સુધીની ઊંચાઈમાં આવી જાય છે. એનાથી ઉપરના વાતાવરણમાં એનાથી અડધા, એટલે સાત માઈલ સુધીમાં વાયુઓનો ૩/૪ ભાગ આવી જાય છે. પછી એનાથી અડધા એમ ક્રમ ચાલે છે. આ હિસાબે વાતાવરણના વાયુઓ કોઈ પણ ઊંચાઈએ અસ્તિત્વ ધરાવે—અતિ ખૂબ ઊંચાઈએ એકદમ અતિ સૂક્ષ્મ પ્રમાણમાં પણ માલૂમ પડવાના. પરંતુ એટલું ચોક્કસ છે કે ૯૭ ટકા વાયુઓ ૧૮ માઈલની ઊંચાઈમાં આવી જાય છે અને પછી વાયુઓનું પ્રમાણ એકદમ ઓછું થતું જાય છે અને છેવટે તે વાયુઓ વાયુરૂપે રહેતા નથી એટલે કે એકદમ પાતળા પડી જાય છે એટલે કે (Rarefied) થઈ જાય છે.



જેમ ઉપર જઈએ તેમ તેમ ઉપરનું વાતાવરણ ક્રમશઃ ઓછું થતું જાય છે. એવી રીતે ઊંચાઈ વધવાની સાથેસાથ ઉષ્ણુતા પણ ક્રમશઃ ઓછી થતી જાય છે. ઉષ્ણુતાનો આ ઘટાડો તાપક્રમ (Lapse rate) કહેવાય છે. ખૂબ ઊંચે બલૂનો મોકલીને કરેલ તપાસમાં માલૂમ પડે છે કે ખૂબ ઊંચાઈએ તાપક્રમ મળતો નથી, પરંતુ ત્યાં વિલોમ-દશા (stratified condition) છે. ઊંચાઈની સાથેસાથ ત્યાં ઉષ્ણુતાના ક્રમમાં વૃદ્ધિ થાય છે. આ અસ્વાભાવિક જેવું લાગે છે. આ ફેરફારનું કારણ શું? આ પ્રશ્નની તપાસ કરતાં વૈજ્ઞાનિકોએ આશ્ચર્યકારક અવલોકનો કર્યાં છે, આના આધારે તેઓએ વાતા-વરણને જુદાજુદા થરોમાં વહેંચી નાખ્યું છે.

વાતાવરણનો સાવ નીચલો થર ટ્રોપોસ્ફીયર યા thermal layer કહેવાય છે. આ થરની ઊંચાઈ વધતી જાય તેમ તેની ઉષ્ણુતા ઓછી થતી જાય છે. એટલે તાપક્રમના અંતરને કારણે હવાની સંવાહનિક ધારાઓ ચાલે છે. આથી આપણને વાયુઓ લાગે છે—હવા મળતી હોય એમ લાગે છે. આને (tropopause) કહેવાય છે કારણકે એથી ઉપરના વાતાવરણમાં કોઈ પણ પ્રકારનો તાપક્રમ માલૂમ પડતો નથી. આ ટ્રોપોપોઝ યા ટ્રોપોસ્ફીયરની ઊંચાઈ ધ્રુવો પર પાંચ માઈલ અને ભૂમધ્ય રેખા પર ૧૦ાા માઈલ છે. આ થર્મલ થર આપણી પૃથ્વી પર એક તંબુની માફક આવેલો લાગે છે. તેની સામાન્યતઃ વચલી ઊંચાઈ ૧૦ાા માઈલ અને ઉપરના ભાગમાં ૫ માઈલ છે. કોઈ કોઈવાર આ ભાગની ઊંચાઈમાં ઋતુ અને હવાના દબાણના ફેરફાર પ્રમાણે મોટો ફેર પડે છે. જો પૃથ્વી ઉપર હવાનું દબાણ વધારે હોય તો એની ઊંચાઈ વધારે હોય છે અને દબાણ ઘટે તો થરની ઊંચાઈ ઘટે છે. એક વાત ચોક્કસ છે કે આ થરમાં લેપ્સરેટ સર્વત્ર સરખો અથવા ૩૮૦ ફુટ પર ૧ ડીગ્રી ફેરનહાઈટની અનુસાર રહે છે. આનું કારણ એ છે કે ટ્રોપોપોઝ યા તેના ઉપરના ભાગમાં ધ્રુવોની સીધી સપાટીમાં (પાંચ માઈલની ઊંચાઈ પર) આ તાપક્રમ અનુસાર ઉષ્ણુતા ૪૦° થી માંડીને ૬૦° ફેરનહાઈટ સુધી થાય છે અને ભૂમધ્ય રેખાની સીધમાં (૧૦ાા માઈલની ઊંચાઈએ)–૧૧૦° એક થાય છે. એટલે પૃથ્વીની સપાટી પર ભૂમધ્ય રેખા પર તાપક્રમ વધારે અને ધ્રુવો પાસે ઓછો, અને ટ્રોપોપોઝમાં ધ્રુવોમાં વધારે અને ભૂમધ્ય રેખા પર ઓછો.

આ થરની ઉપર સમતાપ થર (isothermal layer) યા stratosphere નો ભાગ આવે છે. આ ભાગમાં તાપક્રમ હોતો નથી, એટલે ઉષ્ણુતામાં ફેરફાર નહીં થતા હોવાથી વાયુઓનું ચલન થતું નથી. આ વિભાગમાં વાયુઓ સ્થિર અને શાંત હોય છે. એવી કલ્પના કરી શકાય કે દબાણમાં ફેરફાર નહીં થતા હોવાથી વિમાનો આ થરમાં સારી રીતે ઊડી શકે. એ પણ સંભવિત અને કે કદાચ માનવી પોતે પણ આ વિભાગમાં ઊડી શકે. આ ભાગ માત્ર નવ મીટરના વિસ્તાર જેટલો ઊંચો છે.

આની ઉપર ૧૫–૨૫ મીટરની ઊંચાઈ સુધીનો વચલો ભાગ ઓઝોનનો થર (Ozone layer or sea layer) કહેવાય છે. આ ભાગમાં ઓઝોનનું અસ્તિત્વ હોય છે. નીચેના ભાગમાં ઓઝોનનો અંશ મળે પરંતુ એકદમ ન્યૂન પ્રમાણમાં વાતાવરણનો બધો ઓઝોન એકઠો કરીએ તો તેના થરની ઊંચાઈ આપણી સપાટીના ૧ મીલીમીટર જેટલી પણ ન બને.

આ ઓઝોનમાં કુદરતની અગમ્ય લીલા દેખાય છે. ઓઝોનમાં સૂર્યના કિરણોદ્વારા પ્રસારિત અલ્ટ્રા વા-યોલેટ કિરણો શોષી લેવાની અદ્ભુત વિશેષતા છે. સુનિશ્ચિત પ્રમાણમાં આ કિરણો જીવન માટે આવશ્યક છે. જો તેનું પ્રમાણ વધે તો આંખ અને ચામડી બળી જાય. તંદુરસ્તી માટે એનું અધિક પ્રમાણ હાનિકારક છે. એટલું જ નહીં પણ પ્રાણરસની ઉત્પત્તિ રોકે છે. ઓઝોનનો થર અલ્ટ્રા વાયોલેટ કિરણોનું સમતોલન સાચવે છે. જીવન માટે જરૂર જેટલી જ માત્રામાં તે અલ્ટ્રા-વાયોલેટ કિરણોને પૃથ્વીપર આવવા દે છે; વધારાનાં શોષી લે છે.

સ્ટ્રેટોસ્ફીયરમાં તાપક્રમ સર્વત્ર સમાન યા ક્યાંક ક્યાંક તાપક્રમનો વિલોપ થાય છે: ઊંચાઈ વધતાં સાથોસાથ તાપક્રમમાં વૃદ્ધિ થાય છે. ઓઝોન થરમાં ઊંચાઈની સાથે તાપક્રમમાં વૃદ્ધિ થાય છે. એના ઉપલા ભાગમાં ૨૪૦ મીટરની ઊંચાઈ સુધી તાપક્રમ ૧૭૦° એફ થાય છે.

આની ઉપર ૨૫–૪૦ માઈલના ભાગમાં અતિ સૂક્ષ્મ પ્રમાણમાં વાયુઓ મળી આવે છે. એના ઉપરના ભાગમાં આ જ વાયુઓના વિદ્યુત ચાર્જવાળા પરમાણુંઓ હોય છે એટલે આ ભાગને આયનોસ્ફીયર (ionosphere) કહેવામાં આવે છે. દ્રવ્ય જ્યાં આયન રૂપે હોય છે તેવો પ્રદેશ.

આ વિદ્યુત ચાર્જવાળા વાયુઓના પરમાણુંઓ સૂર્યવિકીરણને પૃથ્વીથી પુનરાવર્તિત લાંબા તરંગોને પૃથ્વીપર પાછા મોકલે છે. આમાં રેડિયો તરંગો હોય છે, આ વિભાગમાં વિદ્યુતચાર્જ વાળા પરમાણુઓ (ions) ન હોય તો રેડિયો તરંગો અનંતમાં પહોંચી જાય અને રેડિયોનું પ્રસરણ અસંભવિત બની જાય.

આયોનોસ્ફીયરના ત્રણ વિભાગો કરવામાં આવ્યા છે. એને ડી, ઈ, અને એફ વિભાગો કહેવાય છે,

'ડી' વિભાગ—આ વિભાગ ૪૦–૬૦ માઈલ સુધી વિસ્તરેલ છે. અને રેડિયોના લાંબા તરંગો (૧૫૦૦ –૨૦૦૦° મીટર) પાછા મોકલે છે. આ ભાગના ૫૦ માઈલના અંતર સુધી તાપક્રમ ઓછો હોય છે (–૮૦° એફ સુધી) પણ ફરીને વધે છે—૬૦ મીટર ઉપર ૨૧૨° એફ થાય છે.

'ઇ' વિભાગ—આને કેનેલી હેવીસાઈડ થર કહેવામાં આવે છે. ૬૦ માઇલથી લઇને ૯૦ માઈલ સુધી તેની ઊંચાઈ છે. રેડિયોના માધ્યમિક (૧૦૦–૯૦૦ મીટર) તરંગોને પુનરાવર્તન કરે છે. આમાં તેમજ આગળના વિભાગમાં તાપક્રમ ધીમે ધીમે ઓછો થતો જાય છે. ૯૦થી લઇને ૧૦૦ માઈલ સુધી ૧૦ માઈલની એક અતિસૂક્ષ્મ પાતળા વાયુવાળી પટી આવે છે. આ અલ્પવાતક પટો કહેવાય છે.

એફ વિભાગ—આને તેના શોધકના માનમાં એપલટન થર કહેવાય છે. આના એફ એક અને એફ બે એવા પેટા વિભાગો છે. એફ ૧ ની ઊંચાઈ ૧૦૦–૧૫૦ અને એફ ૨ ની ઊંચાઈ ૧૫૦–૨૫૦ માઈલની છે. આ ભાગ રેડિઓના નાના તરંગો (short waves)ને પુનરાવર્તિત કરે છે.

આમ આપણી પૃથ્વીનું ઉપરનું વાતાવરણ રેડિયો-તરંગોનું પ્રસરણ કરવામાં ખૂબ ઉપયોગી છે. એના અન્વેષણ વડે આધુનિક સંસ્કૃતિની પ્રગતિમાં અનેક ઉપયોગી કરામતો યોજી શકાઈ છે. છતાં એ અભ્યાસ હજી અપૂર્ણ છે. વાયુશાસ્ત્રની પ્રગતિની સાથોસાથ વિમાની મુસાફરી વિશેષ સહીસલામત બને છે. આપણા વાતાવરણનું સંશોધન જેમ વધતું જશે તેમ રેડિયો, વિમાનવ્યવહાર ઇત્યાદિ સાધનોમાં વિશેષ પ્રગતિ થતી જશે.



પ્રો. હસિત બૂચ

## મર્મ સમજી જાઉં છું !

ફૂલ ખરતાં આ સવારે, મર્મ સમજી જાઉં છું !
કમ્પતી ધરતી મધુરું, મર્મ સમજી ગાઉં છું !
પૂર્વના આકાશમાં રેલાય ભરતી રંગની
મ્હેકતી વાયુલહર આ, મર્મ સમજી જાઉં છું !

તું નિકટ ત્યારે અહીં જે માણતો સમજ્યા વિના,
એ હવે તારે વિરહ હું મર્મ સમજી ગાઉં છું !
આ સવારે રાતનાં સમણાં બધાં વેરાયલાં,
પળ એકમાં હું જિન્દગીનો મર્મ સમજી જાઉં છું !





ડાહ્યાભાઈ પટેલ

# પૌરુષ

આપણા યુવાનોમાંથી મર્દાનગી જાણે ચાલી જ ગ હોય તેમ આજે સાવ સત્ત્વહીન ડીગ્રીધારીઓ જોઈએ છીએ ત્યારે આ વાર્તાનો નાયક અકબર કેવો છાતી કાઢીને ઊભો રહે છે? આવા મહેનતુ વિદ્યાર્થીઓ–યુવાનો રાષ્ટ્રનું મહામૂલું ધન છે એ આ વાર્તાના બૅરિસ્ટર–લેખક કેવી સચોટતાથી કહી જાય છે...

અકબરને મૂકીને જ્યારે મરીયમ સદાને માટે આ દુનિયા છોડી ચાલી ગઈ ત્યારે કૉન્ટ્રેક્ટર કાસમઅલીના દુઃખનો પાર ના રહ્યો. ઘેર મોટરકાર હતી, વૈભવ હતો, પૈસા હતા, આબરુ હતી—અરે બધું હતું. પણ જ્યારે જીવનસંગી—જેની સાથે આત્મા એક થયા છે,—બે દેહમાં એક જ હૃદય વસે છે એવું સ્વજન ચાલ્યું જાય ત્યારે માણસને જગત શૂન્ય ભાસે છે. એને જગત ઉપર વૈરાગ આવે છે. આવી જ દશા કાસમઅલીની થઈ. એને ગત પત્નીના સ્નેહનાં સ્મરણ વારંવાર આવતાં. કેવી રીતે એ બહાર જતો ત્યારે પાણીનો પ્યાલો લઈ એ ઊભી રહેતી, કેટલીક તરસી નજરે એ એની વાટ જોતી, એની ચિંતાઓમાં પોતે કેવી ચિંતાતુર બનતી, એના થાકયા શરીરને કેવો રીતે કોઈ કોઈ વખત ના કહેવા છતાં તે માલીસ કરતી. આ બધી બાબત ઘણી જ નાની છે છતાં આ બાબતો જ કાસમઅલીનું જીવન થઈ પડી. પોતે કામમાંથી થાકયો પાકયો આવ્યો હોય અને અકબરને લઈ મરીયમ બારણામાં ઊભી જ હોય. ગરીબાઈ અને દુઃખના દિવસોમાં મરીયમે કદી ફરિયાદ કરી નહોતી. વૈભવ અને પૈસા થવા છતાં કદી નોકરને હાથે કાસમઅલીને ચા નાસ્તો આપવા દીધાં નહોતાં. આ બધાં સ્મરણ કાસમઅલીને હલાવી નાખતાં. અકબરની ગેરહાજરીમાં એની આંખો ભીની થઈ જતી.

અકબર સાત વરસનો થયો ત્યારે મરીયમે એક દીકરીને જન્મ આપ્યો. પણ આવનાર દીકરીએ મરીયમની શારીરિક સંપત્તિ હરી લીધી. કાસમઅલીની ચિંતાનો પાર ના રહ્યો. રાત દિવસ તે મરીયમની ચિંતા કરતો. એણે મુંબઈના વિખ્યાત અને સિદ્ધહસ્ત ડૉકટરોની સલાહ લઈ ઉપચાર કરાવ્યા પણ તૂટી તેની બૂટી નહિ એ કહેવત અનુસાર મરીયમ સાત વરસના અકબર અને બે માસની રોશનને મૂકી ચાલી ગઈ.

મરીયમના મૃત્યુ બાદ કાસમઅલીનો સુખી સંસાર છિન્નભિન્ન બની ગયો. નવાં નવાં મકાનોના રાખેલા કૉન્ટ્રાક્ટ પૂરા કર્યા સિવાય છૂટકો નહિ. જ્યારે તે કામ ઉપર જતો ત્યારે એનું મન અકબર અને રોશનની ચિંતાને લઈ ઘેર જતું. જ્યારે એ ઘેર આવતો ત્યારે કામની ઊણપો એના મનને વિદીર્ણ બનાવતી.

મિત્રો–સગાંઓનો આગ્રહ અને નાની રોશનની ચિંતા—આ બધાં કારણોને લઈ તેણે કચવાતે મને વીસ વરસની સુંદર અને સંસ્કારી યુવતી સાથે ફરી લગ્ન કર્યું. તેનું નામ હતું મહેતાબ. ગરીબ ઘરની છોકરી હોઈ મહેતાબ નમ્ર અને પ્રેમાળ હતી. કાસમઅલીના ઘરના વૈભવ અને સુખ જોઈ એ શરૂ શરૂમાં ઘણી જ આનંદથી રહેતી.

પણ બે વરસ પછી જ્યારે એણે એક દીકરીને જન્મ આપ્યો ત્યારે એના જીવનમાં ઊણપ લાગવા માંડી. કાસમઅલી ઘેર આવી રોશનને ખોળામાં લઈ રમાડતો. અકબરને બહાર ફરવા લઈ જતો. જ્યારે મહેતાબની દીકરી ગુલશન સાથે એ પ્રમાણે પ્યાર કરતો નહિ. કારણ એટલું જ કે ગુલશન નાની હતી. પણ મહેતાબને એમ જ લાગવા માંડ્યું કે કાસમઅલીને એની પહેલી સ્ત્રીનાં બાળકો ઉપર જ પ્યાર છે. એ મનમાં વિચારતી કે કાસમઅલી એની ઉપર કોઈ જાતનો પ્યાર કરતો જ નથી. એની પહેલી પત્ની મરીયમ ઉપર જ એને સ્નેહ હતો.

આ જાતના વિચારોએ એના હૃદયમાં ઈર્ષા જન્માવી. હવે એ રોશન અને અકબરનો દોષ કાઢી વારંવાર કાસમઅલી પાસે ફરિયાદ કરતી. કાસમઅલી, 'બાળકો છે! હોય' એમ કહી મહેતાબની વાતને ધ્યાનથી સાંભળતો નહિ. પણ પરિણામ એ આવ્યું કે મહેતાબ



મારે અને બાળકો હવે આંખની કણી સમા અળખામણા થઈ પડયાં. કદી કદી એ વગર વાંકે પણ રોષે ચઢતાં બંને બાળકને ટીપી નાખતી. જ્યારે કાસમઅલી ઘરમાં આવતો અને રોશન ફરિયાદ કરતી ત્યારે મહેતાબ અને કાસમઅલી વચ્ચે બોલાચાલી થતી.

અકબર કાસમઅલીની માફક ઊંચો અને મજબૂત શરીરવાળો હોઈ આ ઝઘડા અને કંકાસના મારને સહી શકતો. દુબળી અને રોગીલી રોશન માટે રોજની કટુવાણી અને મારપીટ સહન ના થઈ શકી. જે દિવસે મહેતાબે પુત્રને જન્મ આપ્યો તેને આગલે દિવસે રોશન પણ એની મા મરીયમ પાસે સ્વર્ગમાં ચાલી ગઈ.

રોશનના મૃત્યુથી કાસમઅલી ઉપર મોટો ઘા પડ્યો. મહેતાબના પુત્રજન્મનો ઉત્સાહ સ્વાભાવિક જ એના જીવનમા આવ્યો નહિ. મહેતાબ એમ જ સમજી કે અકબર ઉપરના પ્યારને લઈને કાસમઅલી મારા પુત્ર અને પુત્રી ઉપર પ્યાર બતાવતો નથી. કાસમઅલી ગરીબાઈને વટાવી જે વૈભવ પ્રાપ્ત કરી શક્યો હતો—જે પુરુષાર્થ અને સતત મહેનતથી એણે કીર્તિ અને આબરૂ જમાવ્યાં હતાં એમાંનું કાંઈ મહેતાબને યાદ આવતું નહીં. એની કોઈ કદર એના મનમાં ઉદ્‌ભવતી નહિ. એનો બધો જ ક્રોધ અકબર ઉપર ઊતર્યો. અકબરની ચિંતાથી અને મહેતાબના હમેશના કંકાસથી કાસમઅલી એટલો કંટાળ્યો અને થાકી ગયો કે એનું ચિત્ત કામમાં પરોવાતું નહિ.

આમ કંકાસમાં ઘરનું ગાડું કેટલાંક વર્ષો સુધી ગબડ્યું. અકબર એનાં નાનાં ભાઈબેનને અત્યંત વહાલથી રમાડવા પ્રયત્ન કરતો પણ મહેતાબ અકબર પાસેથી તેમને ખૂંચવી લેતી. અકબરની ઉંમર લગભગ સત્તર વરસની હતી ત્યારે કાસમઅલી એકાએક બિમાર પડ્યો. અકબર રાતદિવસ કાસમઅલીની સેવા કરતો. અધૂરાં રહેલાં કામ પૂરાં કરવા કાસમઅલીને ખુદાએ જગત ઉપર રહેવા દીધો નહિ. પરિણામે કાસમઅલીની બધી મિલકત દેવામાં ચાલી ગઈ એટલું જ નહિ, પણ ગરીબાઈ અને તંગીના દિવસોમાં મહેતાબની સ્થિતિ કફોડી થઈ પડી.

કાસમઅલીના મૃત્યુ બાદ અકબરની દશા ઘણી દયાજનક થઈ પડી. અકબર કોલેજમાં ભણવા ગયો હતો. પોતે સિવિલ એન્જીનિયર બની પિતાના જેવાં સરસ મકાન બાંધશે એ એના અંતરની મુરાદ હતી. વૈભવ ચાલ્યો ગયો હતો, પૈસા હતા નહિ, મોટો બંગલો વેચી એમાંથી આવેલા પૈસામાંથી મહેતાબ જેમ તેમ ઘરનું ગાડું ચલાવતી.

આ ગરીબાઈના દિવસોમાં જ મહેતાબને કાસમઅલીના પુરુષાર્થ અને મહેનતની કદર થઈ: 'કેટલો વૈભવ હતો! છોકરાંને કપડાં ખાવાનું હરવા ફરવાનું કાંઈ કમીના નહોતી, પણ મેં જ મૂઈએ એમને જીવતાં ગળે ધાન ઊતરવા ના દીધું.' આમ વિચાર કરી મહેતાબ પસ્તાવો કરવા લાગી. છતાં અકબર ઉપર તો એને વધારે ને વધારે ઈર્ષ્યા આવવા લાગી

અકબર કોઈ પણ વસ્તુ કરે તો મહેતાબ એની ખોડ કાઢે જ. 'મોડા સુધી વાંચી બત્તી બાળે છે. પૈસા તારા બાપે મૂક્યા નથી. મારાં છોકરાં ખાશે શું?' એક દિવસ અકબરને રાતે બાર વાગ્યા સુધી બત્તી બાળી વાંચતો જોતાં મહેતાબે એની ધૂળ કાઢી નાખી. ઓગણીસ વરસનો અકબર અપમાન ભર્યા શબ્દોથી ઘવાઈ ગયો. એને પિતાનો પ્યાર અને માતાનું વાત્સલ્ય યાદ આવ્યું. એની આંખો ભીની થઈ ગઈ. મહેતાબ છતાં ક્રૂર બની બબડતી જ રહી.

રાત દિવસ અકબર એની ઓરડીમાં ભરાઈ રહેતો. એના સશક્ત ઊંચા યુવાન શરીરને ઉત્તમ અને વધારે ખોરાકની જરૂર હતી પણ એની પ્રાપ્તિ અશક્ય હતી. મહેતાબ વધ્યું ઘટ્યું ખાવાનું આપતાં પણ કજીયો કરતી. એનાં બાળકો ગુલશન અને પ્યારઅલી ઉપર એને અત્યંત પ્યાર હતો. એમની જરૂરીઆતો પૂરી ના કરી શકવા બદલ તે બહુ જ શોષાતી. અને એ ચિંતાઓનો ક્રોધ દૂર કરવા અકબર ઉપર



વધુ ને વધુ ગુસ્સે થતી.

ખાધા પીધા વિના અકબરનું શરીર દિવસે દિવસે ક્ષીણ થતું ચાલ્યું. રાત દિવસ એ ઉજાગરા કરતો. 'ખબર નહિ કાંઈ કામ નહિ ધંધો નહિ. કાંઈ કમાવું નહિ. આખો દિવસ ચોપડાંમાં માથાં મારવાં' મહેતાબ હંમેશ આ પ્રમાણે બોલ્યે રાખતી. અકબર સામો જવાબ આપ્યા સિવાય એના કામમાં રત રહેતો.

અકબરને ઘેરથી ફીનો એક પૈસો પણ મળે તેમ નહોતું. છતાં તેણે ભણવાનું ચાલુ રાખ્યું. પોતે એન્જીનિયરની પદવી લે એટલે બસ એ એના અંતરની ઉમેદ હતી. મહેતાબ એનાં ઘરેણાં વગેરે વેચી ઘરનું ગાડું જેમ તેમ ચલાવતી. પણ મહેતાબ પાસે પણ એક સોનાના હાર સિવાય બીજી કોઈ જણસ બાકી નહોતી રહી.

ગુલશન નિશાળે જતી હતી. ઘરમાં અનાજ થઈ રહેવા આવ્યું હતું. ઈદનો તહેવાર આવતો હતો. ગુલશનની ફી ના આપે તો શાળામાંથી કાઢી મૂકવાની ધમકી પણ મળી હતી. મહેતાબે ઘરનું રાચરચીલું વેચી ફી ભરી. એને સોનાનો હાર એટલો પ્યારો હતો કે એ વેચવા એની મરજી નહોતી. જ્યારે ત્યારે એ વેચ્યા સિવાય છૂટકો નથી એમ જાણતાં એ ઘણી જ રડી. એનો બધો ક્રોધ એણે તે દિવસે અકબર ઉપર ઉતાર્યો.

'આટલો મોટો જુવાન છોકરો ઘેર બેઠો છે પણ એને નાનાં ભાઈબેનની જરા પણ પડી છે!' રડતાં રડતાં એણે અકબરની ઓરડીનાં બારણાં ઉપર પ્રહાર કર્યો. અકબર બેબાકળો બની બહાર નીકળ્યો. 'આખો દિવસ એની ઓરડીમાં ભરાઈ કોણ જાણે શાનાં થોથાં ઉથામે છે. કોઈ બીજો હોય તો કાંઈ કામ ધંધો કરી બે પૈસા કમાય પણ આને તો કાંઈ ચિંતા જ નહિ. આ ગુલશન કે પ્યારઅલીને પહેરવા બે ચીંથરાં પણ નથી પણ એની ચિંતા જ ક્યાં છે!' મહેતાબે શાન્ત ઊભેલા અકબરને ઉઝરડા લઈ નાખ્યો. બન્ને નાનાં છોકરાં પણ અકબરના ચાળા પાડવા લાગ્યાં અકબર મ્લાન વદને જોઈ રહ્યો. બન્ને છોકરાંના શરીર ઉપરનાં ગંદાં અને ફાટેલાં કપડાં જોઈ એની આંખોમાં વિશાદ પથરાયો. મહેતાબનો જૂતો અને થીગડાં મારેલો સુરવાલ જોઈ એ દુઃખી થઈ ગયો. હંમેશ ઘરની કંગાલિયત એ જોતો પણ આજે એના હૃદયમાં એ કંગાલિયતે અસહ્ય દુઃખ જન્માવ્યું. એને મહેતાબ ઉપર જરા પણ ક્રોધ ના ઉપજ્યો. મહેતાબ અને એનાં નાનાં ભાંડુઓની દયા આવી.

ઈદના તહેવારની તૈયારીઓ ચાલતી હતી. મહોલ્લાના બાળકો નવાં કપડાં પહેરી આનંદથી આમતેમ ફરતાં હતાં. સ્ત્રીઓ નવી સાડીઓ નવી સુરવાલ નવાં ઘરેણાં પહેરી ઈદગાહ નજીક ફરતાં હતાં. મહેતાબ તરસી અને દુઃખી નજરે આ તમાશો જોઈ રહી. એ પરણીને જ્યારે કાસમઅલીને ત્યાં પહેલ વહેલી આવી ત્યારનો વૈભવ એને યાદ આવ્યો. મોટરકાર બંગલો અને વૈભવ યાદ આવ્યાં. કાસમઅલીના મિત્રો યાદ આવ્યા. પ્રભાતમાં શોભી ઊઠતાં પર્ણ ઉપરનાં ઝાકળબિન્દુઓ ઉપર સૂર્યનાં કિરણોનો ક્રૂર હાથ ફરતાં જેમ એ શોભા નષ્ટ થઈ જાય છે તેમ ગરીબાઈનો ક્રૂર હાથ ફરતાં એ વૈભવ અને માયા દૂર થઈ ગયાં

ઈદના તહેવારને આગલે દિવસે અકબર બહુ જ મોડો આવ્યો. મહેતાબ સૂઈ ગઈ હતી. નિરાશા અને ચિંતાએ એનું શરીર નિસ્તેજ બની ગયું હતું.

જ્યારે અકબર આવ્યો ત્યારે ઘરમાં શાન્તિ હતી. અકબર એની સાથે એક પેટી લેતો આવ્યો હતો. ભૂખ્યો તરસ્યો એ એની ઓરડીમાં કાંઈ ગણત્રી કરતો વાંચતો રાતના બાર વાગ્યા સુધી જાગ્યો.

બીજે દિવસે એ સવારે વહેલો ઊઠ્યો. ઊઠીને તરત જ તેણે ગુલશનને બૂમ મારી. અકબરની બૂમ સાંભળી ગુલશન દોડી આવી. 'બેન! જા, અમ્માને બોલાવી લાવ' અકબરે કહ્યું. 'શું કામ છે?' કોઈ દિવસ અમ્માને નહિ બોલાવનાર અકબરનું ઉપરનું વાક્ય



સાંભળી ગુનશન પણ આશ્ચર્ય પામી 'તું જા ને બોલાવી લાવ' ગુનશન દોડતી મહેતાબ પાસે ગઈ 'અમ્મા અકબરભાઈ બોલાવે છે ' 'એને આજે મારુ શુ કામ છે? સવારના પહોરમાં એનુ મોં જોઈને મારે શુ કામ છે?' એમ કહેતી મહેતાબ ઘરકામ કરવા લાગી 'અમ્મા ચાલોને અકબરભાઈ બોલાવે છે ' ગુનશને જક્ક પકડી

શુ છે! એમ કહેતી કર્કશ અવાજે મહેતાબ ગરમ કરતી અકબરની ઓરડીમાં આવી

અમ્મા! હુ થોડાં કપડા લાવ્યો છુ ' અકબરે પેટી ખોલતાં કહ્યુ

અમ્મા આ તમારા માટે રેશમી સાડી અને ગુનશન, તારે માટે આ સુરવાલ તથા બ્લાઉઝ અને મારા નાના ભાઈ માટે આ કોટ પાટલૂન અને આજે તહેવારમાં વાપરવા આ પચીસ રૂપિયા અકબરે સ્તબ્ધ બની ઊભેલી મહેતાબના હાથમાં પેટી ખોલી બધી ચીજો મૂકી દીધી

મહેતાબની નજર થીગડું મારી સાંધેલા અકબરના ખમીસ ઉપર પડી બધી ચીજોને બાજુએ મૂકી એ બેટા અકબર કહેતી અકબરને વળગી પડી જિંદગીમાં પહેલી વખત તેણે અકબર ઉપર વહાલ અને સ્નેહ વરસાવ્યો એ સ્નેહમાં એણે આત્માનો અંતરનો જીગરનો ઉદ્ગાર કાઢ્યો હતો બીજી જ ક્ષણે એની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં બેટા મે તને બહુ દુભવ્યો છે માફ કરજે એમ કહી ફરીથી એ અકબરને વળગી પડી નહિ અમ્મા, તેમાં તમારો દોષ જ નથી ગરીબાઈમાં માણસ વિહ્વળ બની જાય છે '

ઈદના તહેવારનો ઉત્સવ મહેતાબના ઘરમાં બરાબર ઉજવાયો કૃતજ્ઞ ભાવે અકબરને મહેતાબ જોઈ રહેતી અકબરમાં રહેલો પુરુષ એને એક પીર જેવો ચેહરા જેવો ભાસ્યો કાસમઅલીનુ ધૈર્ય અને ખંત અકબરમાં દેખાયાં

એકનો અને એકની મનમાં પસ્તાવો કરતાં એ બોલવા લાગી 'હુ કેવી અધમી'

જાત મહેનત કરી અકબર એન્જીનિયર થયો રાતે નવા નવા મકાનના પ્લાન બનાવે લોકોનુ કામ કરે એના પૈસામાંથી ભણે અને છેલ્લા બે મહિનાથી તો બિચારો ઊંઘ્યો પણ નથી કેટલુ કામ કર્યું છે પરીક્ષા આપે છે ફીના પૈસા ભરવાના, કમાણી કરી એનાં ભાઈબેન માટે જ નહિ પણ મારે માટે સાડી પણ લાવ્યો આમ મનમાં પસ્તાતી મહેતાબ વારંવાર અકબરને નવી જ પ્રેમભરી દૃષ્ટિથી જોવા લાગી

અકબરની છેલ્લી પરીક્ષાનુ પરિણામ આવ્યુ પાસ મહેતાબના આનંદનો પાર ના રહ્યો

પણ આ શુ પરીક્ષાના પરિણામને બીજે દિવસે અકબર તાવથી પથારીવશ થયો હતો તરત જ મહેતાબે ડૉક્ટરને બોલાવ્યો અત્યંત થાક અને પૂરતા પૌષ્ટિક ખોરાકના અભાવે અકબરનાં ફેફસાંને થોડી અસર થઈ છે મહેતાબના હોશકોશ ઊડી ગયા અકબર તરત જ મહેતાબની ચિંતા સમજી ગયો

'અમ્મા જરા પણ ચિંતા કરશો નહિ હુ ક્ષય તે શું પણ ત્રિદોષ થાય તો પણ તમને આમ નિરાધાર અવસ્થામાં છોડીને જવાનો નથી! અકબરના આવા બળપ્રેરક શબ્દો સાંભળી મહેતાબનામાં હિંમત આવી તેણે બજારમાંથી ઓવનટાઈન ઈંડાં કોડલિવર ઓઈલ વગેરે ખરીદી આપ્યાં ડાક્ટરની સલાહ પ્રમાણે અકબરની માવજત કરવા માંડી અકબરને પૌષ્ટિક ખોરાક મળતાં એનુ શરીર જલદી સાજુ થઈ ગયુ થોડા દિવસ આરામ લઈ અકબરે ફરીથી આનંદ ભર્યાં હૃદયે કામ શરૂ કર્યું પહેલા જ પ્લાનમાં તેને ત્રણસો રૂપિયા મળ્યા એ ત્રણસો રૂપિયાનો તેણે સોનાનો હાર લીધો

'અમ્મા! લ્યો આ તમારો હાર '

મારો હાર!

હા તમારો હાર જે હારને તમે કપરી અવસ્થામાં

નાથાલાલ દત્તાણી

# વિનોબાનાં વિચારબિંદુ [૮]

સ્વરૂપ ન છોડ, સિદ્ધાંત ન છોડ, ઓછામાં ઓછું મર્યાદા ન છોડ.

*

પ્રત્યાહાર ત્રિવિધ :
(૧) ઇન્દ્રિયોને ચિંતન માટે સમેટી લઈએ.
(૨) ભજન માટે મુક્ત કરીએ.
(૩) જીવન માટે સંયમપૂર્વક ઉપયોગમાં લઈએ.

*

ભક્તિ ચાર પ્રકારની :
(૧) પરા, (૨) એકા, (૩) પ્રિયા, (૪) પૂજ્યા.

*

જગતમાં બે મહિમા કાર્ય કરી રહેલ છે. સત્ય-મહિમા અને નામ-મહિમા.

*

વેદ-પ્રામાણ્ય એટલે પૂર્વ પરંપરા માટે કૃતજ્ઞતા બુદ્ધિ અને નવીન પરાક્રમ માટે સ્ફૂર્તિદાયક સ્વતંત્રતા.

*

ખેતરનો ઉપર-ઉપરનો પાક ખેડૂતનો, પરંતુ જમીનની અંદરના ધન પર સત્તા સર્વની—એ જ પ્રમાણે સામાન્ય વિચારો પર એની માતૃભૂમિની સત્તા, પરંતુ અસામાન્ય વિચારો પર સારા જગતનું સ્વામિત્વ.

*

કૃષ્ણે ગાય બચાવી, બુદ્ધે બકરી બચાવવાનો પ્રયત્ન કર્યો.

*

ભક્તિ—નિયત સંયમ
મુક્તિ—સ્વૈર સંયમ

*

વાદ ચર : દંભવાદ, અજ્ઞાનવાદ, ભાવાર્થવાદ અને યથાર્થવાદ.

*

સામ્રાજ્યવાદ એટલે સંપત્તિ, સત્તા અને સંસ્કૃતિની આસક્તિ.

*

સદ્‌ગુરુ—જેનું 'અસ્તિત્વ' શ્રદ્ધેય છે.
ચિદ્‌ગુરુ— જેનું 'જ્ઞાન' પરમાર્થ-મંડલમાં પ્રતીત થાય છે.
જગદ્‌ગુરુ—જેનું કાર્ય સર્વ પર પ્રકટ છે.

*

ઈશ્વરની પૈતૃક સત્તા સ્વીકૃત કર્યા સિવાય સંસારમાં ભ્રાતૃભાવ સ્થાપિત નહિ થાય.

*

ઉપાસના ત્રણ પ્રકારની :
(૧) આત્મપરીક્ષણ વખતે ગંભીર.
(૨) હરિદર્શન વખતે આનંદમયી.

---

પણ વેચ્યો નહોતો અને મારી દવા માટે વેચી દીધો. મારા પૌષ્ટિક ખોરાક માટે વેચ્યો એ ફરીથી હું લાવી શકવા માટે ભાગ્યવાન થયો.'

અકબરના શબ્દો સાંભળી મહેતાબનું શિર ગૌરવ અને આનંદથી ઊંચું થયું. 'મારે ઘેર આવો દીકરો. ભલે હું મુસલમાન હોઈ પુર્વજન્મમાં ના માનતી હોઉં પણ હિંદુધર્મ પ્રમાણે પુર્વજન્મનું પુણ્ય હશે જ નહિતર આવો પુત્ર મારે ઘેર ક્યાંથી!' મહેતાબ મનમાં ને મનમાં બોલી.

વિશાળ વૃક્ષને ટેકે અઢેલી ઝૂલતી વેલની જેમ મહેતાબની હૃદય પલ્લવી અકબરના પૌરુષ વૃક્ષને અઢેલી ઝૂલી રહી. ગુલશન અને પ્યારઅલીના ભાવિની એને પછી જરા પણ ચિંતા ના રહી.

★





(૩) તત્ત્વચિન્તન વખતે શાન્ત.

*

ઋષિઓનું દર્શન
તત્ત્વવેત્તાઓનું જ્ઞાન
સન્તોનો અનુભવ

*

શિષ્ટતા—અનુકરણીય
વિશિષ્ટતા—ચિન્તનીય
અશિષ્ટતા—પરિહાર્ય

*

ઇચ્છા, પ્રયત્ન, કૃપા, પ્રાપ્તિ

*

બુદ્ધિ શ્રદ્ધાની પેઠે દુર્બલ નથી.
બુદ્ધિ શ્રદ્ધા સમાન બળવાન નથી

*

કૃષ્ણ પોતાની જાતને સામાન્ય ગોવાળ સમાન માનતા હતા, એટલું જ નહિ, લોકો પણ એમને એવા જ માનતા હતા અને માને છે. આ લોકમાન્યતામાં કૃષ્ણના નિરાભિમાનની વિશિષ્ટતા રહેલી છે.

*

મરતી વખતે કંબલ પર સુવાડે છે જીવનમાં જો ગરીબી ન રહી હોય તો ઓછામાં ઓછી મૃત્યુમાં તો રહેવા દો!

*

અંકુર ક્યારે ફૂટવા જોઈએ, એનું જ્ઞાન વાવનારના હાથ કરતાં ધણીને વધુ હોય છે. ફળની ચિંતા કર્તાએ ન કરવી જોઈએ, એ કરવા માટે કર્મ સમર્થ છે.

*

ઉત્સાહ-વૃદ્ધિ, વિકાર-શમન અને જ્ઞાન-પરિપોષ—સ્વચ્છ નિદ્રાનાં આ ત્રણ લક્ષણ છે.

*

વેદ સ્વભાવથી બોલે છે.
ગુરુ ઉપદેશાર્થે બોલે છે.
હું જપાર્થે બોલું છું.

*

અસફળતા હમેશાં હોય છે, અને એમાં આશ્ચર્ય શું! સફળતા એટલે સમાપ્તિ—એ હમેશાં કેમ હોઈ શકે! એ એક જ વાર આવનાર છે.

*

અહિંસા એટલે ન તો ઢીલી-પોચી સહનશીલતા કે ન તો અસહ્ય નિયમન.

*

અસ્તેય પધ્ધતિનું નિયમન કરે છે. અપરિગ્રહ પ્રમાણનું—ફલતઃ બન્ને એક જ છે.

*

ઈશ્વરી યોજનામાં વિદ્યમાન અપરિગ્રહનું શ્વાસોચ્છ્વાસ ઉત્કૃષ્ટ ઉદાહરણ છે.

*

ઈશ્વરાર્પણ
ભૂતસેવા સેવા
તપ } યજ્ઞ
નિયત ભોગ
ત્યાગ

*

એક વાર સ્વપ્નમાં સિંહ મારી પાછળ પડ્યો. હું ભાગવા લાગ્યો. સાધુ પણ મારી સાથે ભાગવા લાગ્યો થોડીવારમાં પ્રાર્થનાનું સ્થાન આવ્યું. સિંહ પાછળ આવી રહ્યો હતો. સાધુ પ્રાર્થના-સ્થળે બેસી ગયો, ને મને કહેવા લાગ્યો, 'હવે હું આગળ નહિ ભાગું, તારી વાત તું જાણે!' હું પણ કંપતાં-કંપતાં છતાં મક્કમતાપૂર્વક એના પાસે બેઠો. ત્યાં તો સિંહ અદૃશ્ય થઈ ગયો અને સ્વપ્ન પણ.

*

નિર્ગુણ—સગુણ
ઉપાસ્ય—ઉપાસક
હું—તું
સજ્જન—દુર્જન
જડ—ચેતન

આ પાંચ ભેદ લુપ્ત થાય-સંપૂર્ણ અદ્વૈત તો સિધ્ધ થાય.

*

વેદાન્ત સમાન અનુભવ નહિ.
ગણિત સમાન શાસ્ત્ર નહિ.
રસોઈ સમાન કલા નહિ.

*

દેહાસક્તિ, જ્ઞાનાસક્તિ, ધ્યાસક્તિ,

*

ચિત્ત શુદ્ધિકારક સિવાય અન્ય કોઇપણ રૂપે કર્મ પ્રતિ જોવું મને નથી ગમતું.

*

ગુરુ અવ્યક્ત-મૂર્તિ છે. ચાહે શબ્દ-મૂર્તિ કહી લ્યો !

*

મનુષ્ય—ઘર
ગુણ—દરવાજો
દીપ—દિવાલો

*

અતિ દૂર જોવું અને બિલકુલ ન જોવું—ઠોકર ખાવાના આ બે ઉત્તમ ઉપાય છે.

*

ઈશ્વરનાં સૌન્દર્ય, સામર્થ્ય, જ્ઞાન, પાવિત્ર્ય, પ્રેમનું નિરંતર સ્મરણ કરીએ !

*

(૧) બુદ્ધિની સ્થિરતા
(૨) નિષ્કામ સેવા
(૩) ઈંદ્રિય-નિગ્રહ
(૪) ભક્તિની હાર્દિકતા
(૫) આત્મજ્ઞાન
(૬) દૈવી સંપત્તિનો વિકાસ
(૭) સંન્યાસ

આ સાત અંગો વડે ધર્મ પૂર્ણ બને છે.

*

જગત ભિન્ન-ભિન્ન રંગોનું બનેલ છે. જગતમાં વિદ્યમાન ભિન્ન-ભિન્ન પદાર્થ એટલે આ ભિન્ન-ભિન્ન રંગોના આછા કે ઘેરા ભેદ.

*

ભકિત માતા અને યોગ પિતા, એવો મેળ મળી ગયો તો આપણાં બાળકોમાં જ્ઞાન સહજ જ જાગી નીકળવાનું. સ્ત્રી-પુરુષના શિક્ષણનું દિશા-સૂચન પણ આ ઉપરથી મળી રહે છે.

*

અભયના પ્રકાર બે—આપણું કોઈથી ન ડરવું અને કોઈનું આપણાથી ન ડરવું. આવા બેવડા અભયનું દર્શન મને આકાશમાં થાય છે. એનો અર્થ એ થયો કે મારે આકાશની પેઠે શૂન્ય બનવું જોઈએ.

*

વસ્તુનુ સ્વરૂપ ક્ષણે-ક્ષણે બદલાતું દૃષ્ટિએ પડે છે, એ તો વસ્તુ મિથ્યા છે. એ અર્થ નથી. કિન્તુ વૈભવશાલી છે. એવો અર્થ સમજવો જોઈએ.

*

કયો તારો ઊંચો અને કયો નીચો, એમાં જો કંઈ અર્થ હોય; તો કયો માણસ ઊંચો અને કયો નીચો એમાં કંઈ અર્થ હોય. બન્ને એક જ આકાશમાં ભિન્ન-ભિન્ન સ્થાને છે. એટલું જ કહેવું જોઈએ.

*

વાસના નષ્ટ થતાં સૃષ્ટિ બન્ને અર્થમાં 'અમૂલ્ય' બની જાય છે.

*

(૧) શ્રુતિ (તત્ત્વ-સિદ્ધાંત)
(૨) સ્મૃતિ (સામાજિક ધારા)
(૩) પુરાણ (પૂર્વ સંતોના ચરિત્ર)
(૪) ભક્તિ (ઉપાસના)
(૫) નીતિ (અહિંસા-સત્યાદિ સિદ્ધપંથ)

આ સર્વ ધર્મનું પંચાંગ છે.

*

વૈરાગ્યમાં દ્વેષરહિતતા આવી જ જાય છે.

*

વ્યુત્પત્તિ—વ્યાકરણનો વિષય છે,
નિરુક્તિ—આધ્યાત્મિક શાસ્ત્ર છે.

*

આપ્તોની સેવા, સન્તોની સેવા, દુઃખિતોની સેવા અને દ્વેષકર્તાઓની સેવા—એ સર્વોત્તમ સેવા.

*





ઈશ્વર શુભ પણ નથી અને અશુભ પણ નથી; અથવા એ શુભ પણ છે અને અશુભ પણ છે; અથવા એ કેવળ શુભ છે.

+

મંત્ર 'રામ-કૃષ્ણહરિ' રામ સત કૃષ્ણ ચિત હરિ આનન્દ. મારું નામ મરે, રામનામ જીવે મારું કંઈ પણ ન હો સર્વ કંઈ કૃષ્ણાર્પણ હોય મારી ઇચ્છા મીટે હરિની ઇચ્છા રહે

*

મને હિન્દુ ધર્મ કેમ પ્રિય છે?—

(૧) અસંખ્ય સત્પુરુષ—વામદેવ, બુદ્ધદેવ, જ્ઞાનદેવ આદિ.

(૨) અનેક સામાજિક તેમજ વૈયક્તિક સંસ્થાઓ, સરકાર તથા આચાર—યજ્ઞ આશ્રમ, ગૌરક્ષણ આદિ

(૩) શાશ્વત નીતિ તત્ત્વ—અહિંસા, સત્ય આદિ.

(૪) સૂક્ષ્મ તત્ત્વવિચાર—ભૂતમાત્રમાં ભગવાન આદિ

(૫) આત્મ નિગ્રહનો વૈજ્ઞાનિક ઉપાય—યોગવિદ્યા.

(૬) જીવન અને ધર્મની એકરૂપતા —કર્મયોગ

(૭) અનુભવસિદ્ધ સાહિત્ય—ઉપનિષદ્, ગીતા આદિ.

*

અસ્વાદ-વ્રતમાં પ્રગતિ કેમ પહેચાનશું?

(૧) પ્રત્યક્ષ સ્વાદ-સંશોધન.

(૨) શારીરિક સ્વાસ્થ્ય-સંશોધન.

(૩) કામ ક્રોધાદિ વિકાર-સંશોધન.

(૪) અજ્ઞાન-સંશોધન.

*

હું કામહત છુ. મને પૂર્ણકામ કર, નિષ્કામ કર, કે આત્મકામ કર, પૂર્ણકામ કરીશ તો તારે ચરણે મારો પ્રાણ ચઢાવીશ; આત્મકામ કરીશ તો એ કામ જ ચઢાવીશ

*

ઇતિહાસ એટલે અનાદિકાળથી આજ સુધીનુ સારું જીવન, પુરાણ એટલે અનાદિકાળથી આજસુધી ટકેલો અનુભવનો અમર અંશ.

*

હું ક્યાં રહેવા ઇચ્છું છું?

પહેલો જવાબ—'ગમે ત્યાં'
બીજો જવાબ—'સત્સંગમાં
ત્રીજો જવાબ—'આત્મામાં!

*

વહાલ વર્ષાવનારી માતા હોય છે. એટલા માટે બાલકની કાલી-ઘેલી બોલી શોભા આપે છે ક્ષમાશીલ ભગવાન છે, એટલા માટે મનુષ્યનું અજ્ઞાન શોભા દે છે.

*

પરિગ્રહની ચિંતા કરીએ તો અંતરાત્માનું અપમાન થાય છે, પરિગ્રહની ચિંતા ન કરીએ તો વિશ્વાત્માનું અપમાન થાય છે. એટલા માટે અપરિગ્રહ સુરક્ષિત.

*

અનુભવ તર્કાતીત છે. શ્રદ્ધા અનુભવોના આધાર પર રહેવાવાળી પણ એનાથાગે પરની વસ્તુ છે.

આત્મવિષયક અજ્ઞાન પ્રાથમિક અજ્ઞાન છે. મારામાં આ અજ્ઞાન છે એનું ભાન ન હોવું છે 'અજ્ઞાનનું અજ્ઞાન' કે ગણિતની ભાષામાં 'અજ્ઞાન વર્ગ'. હું આ અજ્ઞાન-વર્ગમાં શામિલ છુ એ વાતનો ઇનકાર કરવો છે 'અજ્ઞાન-ધન'. આને વિદ્વત્તા કહે છે.

*

સાધન, અભીપ્સા, અનુભવ અને ઉપકાર

*

જેમણે રત્નોની લખો રૂપિયા કિંમત કરાવી એઓ એની 'અમૂલ્યતા' ગુમાવી બેઠા. સંતો સાચા રત્નપારખુ છે, કેમકે એમણે રત્નોની 'અમૂલ્યતા' જાણી લીધી.

ભગવાને આપણી આંખોનો રંગ પણ આકાશ સમાન નીલો બનાવ્યો છે. નીલકાન્તના દર્શન જ એની પાછળનો ઉદ્દેશ્ય રહ્યો હશે.

[ચાલુ]

*

★



નાનુભાઈ દવે

# મૈત્રી

પુરુષની દરેક વૃત્તિઓને જ્યારે વહેવાની બધી તક મળે છે–પૂરતી દોલત મળે છે ત્યારે એ દિલની પણ ખરીદી કરી ચૂકે છે. પત્ની તરફથી સંતોષની આછી રેખ પણ ન દેખાય ત્યારે એ એવી હુંફ શોધે છે કે જેથી એના દિલને ટાઢક વળે. પત્ની ન હોવા છતાં પત્ની કરતાંય વિશેષ ન્યોછાવરી કરી જાણનાર એક નારીની દિલાવરીની આ કથા છે........

હાઈકોર્ટનાં છેલ્લાં બે ચાર પગથિયાં જ બાકી હશે પણ આનંદલાલના પગ ઢીલા થઈ ગયા. એમનું મોં કડવું ઝેર થઈ ગયું હતું. આંખો ઊઘડી છતાં સામેનું દેખતી ન હતી. કેમે કરીને અહીંથી છૂટવા—ભાગી જવા મન બહુ આતુર હતું પણ પગ ઉપડ્યા નહિ. લાઇલાજ જેવા એ ચારે બાજુ જોતા રહ્યા.

'કોણ, આનંદલાલ ?'

સામેથી એક માણસ આવતો દેખાયો. એમણે જોયો પણ ઓળખાણ ના પડી એટલે કદાચ બીજા કોઈને બોલાવતા હોય માની એમણે આઘુંપાછું જોયું. પણ પેલા ભાઈએ તો નજદીક આવીને ખભો થાબડ્યો: 'કેમ આનંદલાલ, ઓળખાણ ના પડી ખરું ?'

ના છૂટકાનું વિવેકનું સ્મિત કરી એમણે એ વાત સ્વીકારી. 'કોણ તમે– ?' એમણે પૂછ્યું.

'હું રમેશચંદ્ર—ના, ના, રામુ, અરે રામલો જ કહોને, અરે ભાઈ, કેમ ભૂલી ગયા ?' અને પછી છાપું વેચતા છોકરાને બતાવી કહ્યું: 'આના જેવડા હતા ત્યારે—યાદ છે એક વખત કેરીઓ પાડવા ગયેલા અને મારે બદલે તમને માર પડેલો ને પેલી હનુમાનની દેરી આગળ— '

'ઓહોહો, રામુભાઈ!' આનંદલાલનાં મોં ઉપર હાસ્ય ફરકી ગયું.

'બહુ વર્ષે કાંઈ! ક્યાં હતા તમે ?'

'બહુ દુનિયા જોઈ આવ્યો. હજુ બે દિવસથી જ દેશમાં પાછો ફર્યો છું.' બન્ને વાત કરતાં નીચે ઊતર્યા, આગળ વધ્યા. એમણે ફાટક ઓળંગ્યો ને રસ્તા ઉપર આવ્યા. ત્યાં આનંદલાલના મોં ઉપર ફરીથી મુંઝવણ આવી.

'મને શી રીતે ઓળખી કાઢ્યો ?' એમણે પૂછ્યું.

'કેમ તમે તો મોટા માણસ ખરાને. છાપામાં નામ આવે, ફોટાં આવે. ધીકતો ધંધો લઈને બેઠા છો ને વળી મને પૂછો છો ? હું તો ઠીક પણ અહીંથી પેલા છેડા સુધી સાથે ચાલતા જઈએ તો સામેથી નેવું જણ તો તમને ઓળખતા હોવાના.'

'હું.' કહી આનંદલાલ નીચું જોઈ ગયા. બીજા ઓળખે બોલાવે એ એમને કદાચ ગમતું નહિ હોય. કે પછી છૂટા પડી એમને ઝટ ચાલ્યા જવું હતું ?

'ટેક્સી' એમણે પસાર થતી ગાડીને થોભાવીને દરવાજો ખોલ્યો. 'આવો રામુભાઈ, ઘેર જઈને નિરાંતે વાતો કરીશું.' બંને ગોઠવાયા ને ગાડી ઊપડી. ઘર આગળ ઊતર્યાં ને આનંદલાલે એક ખીસામાંથી બીજામાં હાથ નાખ્યો કે ઝટ રામુભાઈએ પૈસા ચૂકવી આપ્યા. ઉપર જઈ દીવાનખાનામાં બેસાડી આનંદલાલ અંદર ગયા. તે પછી દસ મિનિટ થઈ, વીસ મિનિટ થઈ પણ પાછા ન ફર્યા. થાકીને રામુભાઈએ નોકરને બોલાવ્યો ને એની સાથે કહેવડાવ્યું કે પોતે જાય છે.

એ અંદર ગયો ને બીજી જ મિનિટે શેઠાણી બહાર ડોકાયાં. 'બેસોને ભાઈ, હમણાં આવી પહોંચશે.'

'તો શું પોતે ઘરમાં નથી—બહાર ગયા છે? ના ના, અમે સાથે તો બહારથી પાછા આવ્યા.'

'આવ્યા તો ખરા, પણ એમની ગેરહાજરીમાં એક ટેલિફોન આવેલો. તાકીદનો હતો એટલે તમને મળ્યા વિના ઊભા ઊભા જઈ આવું કહીને ગયા છે. હવે આવતા જ હશે.'

'પણ મને કહ્યું હોત તો—મળવા તો હું રાત્રે કે કાલે પણ આવી શકત. તમે જ એમનાં વહુ, નહિ? તો માફ કરજો, હું હવે જઈશ.' રામુભાઈ ઊભા



થયા. પણ શેઠાણીએ એમને વાર્યા. ' એવું ના થાય, ચા મૂકી છે ને. ' કહી શેઠાણીએ શેતરંજી ઉપર આસન જમાવ્યું. ' મને કહેતા ગયા છે કે મારા નાનપણના ખાસ દોસ્તાર બહાર બેઠા છે તેમને જવા ના દેશો. હમણાં આવું છું. ' છીંકણીની ડાબલી કાઢી એમણે સામે ધરી. રામુભાઈ એમને જોઈ રહ્યો —સ્થુળકાય, શ્યામ વર્ણ, હીરાના દાગીના, ચાંદીના હૂકમાં ચાવીઓનો ઝૂડો. ' અરે રામા, ચાનું પાણી મૂક્યું કે નહિ ! ' એમણે બુલંદ સ્વરે ઘોષણા કરી. ' રહેવા દો ને, મારે નથી પીવી. '

' એમ તે કાંઈ ચાલે ? એ તો હમણાં અમારા માથે આફત પડી છે. નહિ તો તમે છક થઈ જાત. પણ શું કરીએ વખત એવો આવ્યો છે કે—'

' શું શું છે ? ક્યારનો હું જોઈ રહ્યો છું કે આનંદલાલ સ્વસ્થ નથી, ઘરમાં બધું એવું લાગે છે કે જાણે—'

' આભ ફાટ્યું છે ભાઈ, અમારું જે હતું તે બધું લુંટાઈ ગયું છે. ધંધો વેપાર મોટર ચાકર બધું પરવારીને બેઠાં છીએ. કોણ જાણે હવે છોકરાનું શું થશે ને મારા દહાડા કેમ કરીને જશે. '

' પણ થયું શું ? '

' લાખો રૂપિયાની આબરુ હતી તે કોડીની થઈ ગઈ. ફોજદારીઓ થશે કે નાદારી થશે કે પછી—કંઈ ચોખ્ખી વાત જ નથી કરતા. ને જ્યારે નસીબ ઊજળું હતું ત્યારે એમને અવળા ધંધા સૂઝ્યા. નીતિને કોરાણે મૂકી, લાજશરમ નેવે મૂકયાં ને હવે આ વખત આવ્યો અમારે. '

રામુભાઈ જોઈ રહ્યા, શ્વાસ થંભી ગયો.

' રૂપિયા થયા ત્યારે મેં કહ્યું કે ચાલો જાત્રાએ જઈએ. ત્યારે મને વિદાય કરીને એમણે અવળા ધંધા કર્યા. એ અધર્મ આડો ઊતર્યો ને અમારાં અન્ન પાણી ટળ્યાં. તમે તો એમના ભાઈબંધ છો, બે બોલ કહેજો કે હવે તો ઝાલ છોડો, શીદને બધાને મારવા બેઠા છો ! '

પોતાના પરમ મિત્ર વિષે એના જ ઘરમાં એની જ પત્નીને મોઢે આ બધું સાંભળતા રામુભાઈનું મો ઝંખવાઈ ગયું. શરમથી એ નીચું જોઈ રહ્યા.

' શું છે એ બધું ? ' રામુભાઈએ મુંઝાઈને પૂછ્યું.

' મને એમાંની કાંઈ ખબર નથી. હું તો હજી બે દિવસ ઉપર જ આ દેશમાં આવ્યો, એટલે ક્યાંથી કશું જાણું ? '

' આખું શહેર જાણે છે. એક મુસલમાન બાઈ છે. એને ત્યાં રહે પણ ખરા ને ખાય પણ ખરા. ભાઈ બંધોનેય ત્યાં બોલાવે. કોણ જાણે પેલીમાં એમણે શું જોયું છે તે આ ઘર તો એમને ગમતું નથી. મને કહેશે કે જે જોઈએ તે માગો—મંગાવો—વાપરો પણ એમને કશું પૂછશો કહેશો નહિ. લ્યો—લાખા વાત. પેલીને બંગલો લઈ આપ્યો, દાગીના કરાવી આપ્યા, મોટી મોટર લઈ આપી પણ મારાથી ના ટોકાયા કે ના રોકાયા. એની જોડે સહેલસપાટા કરે ને અહીં આવતાં એમનું માથું દુઃખે. શી વાત કહીએ તમને ? ' શેઠાણીના બોયલરમાંથી સ્ટીમ છૂટતી હતી.

સાંભળતા સાંભળતા રામુભાઈ ઊભા થઈ ગયા. ' ચા આવી ' એવું સાંભળ્યું પણ રોકાયા વિના દાદર ઊતરી ગયા. નીચે પહોંચ્યા ત્યારે લીફ્ટમાં પગ મૂકવા જતા આનંદલાલને જોયા. એ ના દેખાયા હોત તો જ સારું એમ માનીને એ આગળ જતા હતા પણ ત્યાં તો રસ્તો રોકીને આનંદલાલ ઊભા રહ્યા.

' એમ જવાય ? ના છૂટકે મારે જવું પડ્યું ને પાંચ મિનિટનું કામ હતું તેમાં પોણો કલાક થઈ ગયો. ચાલો ઉપર. ' એમણે આગ્રહ કર્યો.

પણ રામુભાઈનું મન ખાટું થઈ ગયું હતું. એમણે ઘડિયાળ સામું જોઈને કહ્યું, ' ના, હવે આજે નહિ. મોડું થઈ ગયું છે. '

' તો ભલે, તમારી ઇચ્છામાં આવે તેમ. પણ રામુભાઈ, બહુ વાતો કરવાની છે ને ઘણું પૂછવાનું છે. નહિ મળાય તો મને—' કહેતાં કહેતાં આનંદલાલના બોલ

ગળામાં ગુંચવાવા લાગ્યા. એમની લાચાર અવસ્થા તરી આવતી હતી ને સહૃદયી મિત્ર આગળ દિલનો ભાર હળવો કરવાની તક જતી રહેતી હતી તેનું દુઃખ પણ વરતાતું હતું. રામુભાઈ થોભ્યા.

'તો એમ કરો. અહીં નહિ પણ મારી હોટેલ ઉપર ચાલો. ત્યાં મળીશું. કદાચ તમને પણ ઠીક પડશે.' એમણે હાથ ખેંચી આગ્રહ પણ કર્યો.

બીજે દિવસે બંને મળ્યા ત્યારે આનંદલાલ સ્વસ્થ લાગ્યા. વતનની નાની મોટી ઘણી વાતો યાદ કરી બંને હરખાયા. ઘેલા કુંભારની ઓરડી, અંબા ગોરાણીનું આંબાવાડિયું, પૂંજા ભવાનનો કોસ, નીલકંઠ મહાદેવ પાછળની વાડી, નદી આગળનો બંધ, એમ કરતાં કરતાં બકરીઓ ચરાવતી મોંઘી પણ યાદ આવી.

'એ મોંઘી પાછળ રામુ, તેં ઘણાં ચક્કર લગાવેલાં. યાદ છે એક વખત કવિતા પણ કરેલી.' આનંદલાલને કહેતાં કહેતાં હસવું પણ આવ્યું.

'બધું ફોગટતું. એની આંખ તારા ઉપર ઠરતી તે હું જાણુતો ને ખરું કહું છું આજેય હજુ એને જોવાને મારું દિલ થાય છે. મળે તો ક્યાં, પણ જાણે નજર આગળ આવીને ઊભી રહી છે એવું લાગે છે. નાની પણ કેવી સમજદાર ને કેવી માયાળુ!'

'યાદ છે ને એ એકલી એકલી ઝાડની આસપાસ ગરબા ગાતી ને જાત જાતની નકલો કરતી ને કેવું મીઠું મીઠું હસ્યાં કરતી.' આનંદલાલને પણ આ સંભારણામાં સ્વાદ પડ્યો.

'ગજબની હતી એ. ગામના ઘણા છોકરાઓ બહાનું ખોળીને એને ઊભી રાખતા, હસી લેતા, ને એ દેખાય ત્યાં સુધી પાછળ જોઈ રહેતા.' રામુભાઈની નજર ભૂતકાળનો પડદો ચીરી ઘણાં ચિત્રો સજીવ કરી રહી હતી.

'બધું એ પાછી સમજતી—એમ નહિ કે ભોટ. પણ એનો સ્વભાવ જ એવો ગુલાબી કે દરેકની સાથે હસીને વાત કરતી, જ્યારે જોઈ એ ત્યારે ઉમંગી.' આટલે આવતાં બંનેએ એક બીજા તરફ જોયું, બંને જાણે એક બીજાને પૂછી રહ્યા હતા કે એ મોંઘીનું શું થયું હશે, ક્યાં હશે? આખરે રામુભાઈ બોલ્યા: 'એણે જ મને જવાની આગલી રાતે કહેલું કે હવે ગામ છોડીને મોસાળમાં જવાની તે પાછી નહિ આવવાની. તને મળવા એને બહુ મન; પણ તું ક્યાંક પરગામ ઊપડી ગયેલો. પછી તો એ ગઈ ને મેં શું કર્યું કાંઈ યાદ નથી આવતું, પણ એવામાં જ આપણે છૂટા પડી ગયા.'

સાંજ પડી ગઈ પણ રામુએ આનંદને ઘેર ન જવા દીધો. સાથે જમ્યા ને નવના સુમારે બંને સાથે બહાર નીકળ્યા 'ચાલ, હું તને મૂકી જાઉં.'

કહી એણે ગાડી મંગાવી. પણ પછી અચાનક કાંઈ યાદ આવ્યું હોય એમ બાજુ પર લઈ જઈ એણે કહ્યું,

'આનંદ, એક વાત કહું. માઠું ના લગાડીશ.'

'અરે હોય, રામુ!'

'તો જો. તારાં લફરાં હોય તે હવે કાપી નાખ.' ધડ દઈને રામુએ ચોખ્ખી વાત કરી. આનંદ મુંઝાયલો ગભરાયેલો દેખાયો પણ સ્વસ્થ થવાનો યત્ન કરતાં બોલ્યો:

'શું કહેવું છે! જરા સમજાવીને કહેને.'

'શું તે વળી કોઈ બાઈ રાખી છે તે ખરી વાત ને? એમ અનીતિ કરતો જાય તો ભગવાન કેમ રીઝે? આટલી એક ખત્તા ખાધી છે તો એમાંથી બોધ લઈ હવે સુધરી જા.'

'હં' આનંદે કહ્યું. એનું મોં ઢળી ગયું, બોલે તો શું? રામુએ એના ખભે હાથ મૂક્યો ને એમાં મૈત્રીની નિખાલસ હૂંફ હતી.

'હું બહુ ફર્યો, બહુ જોયું ને બહુ શીખ્યો. દોસ્ત, એક વાત ગાંઠે બાંધ કે પારકી સ્ત્રી તરફ આંખ ના ઊંચકવી. જેણે જેણે નીતિ ના પાળી તેનું તપેલું ઊંધું વળ્યું જ સમજો. એટલે તને કહું છું, જે



થઈ ગયું તે થઈ ગયું. પણ ઉગરવું હોય તો પહેલી શરત આ.'

'પછી ?' આનંદથી માંડ એટલું બોલવા ખાતર બોલાયું.

'પછી, સહુનો ભગવાન છે. નસીબ ક્યાંઈ ત્યાં ને ત્યાં ઊભું નથી રહેતું. એ વળી પાછું ચમકશે શ્રદ્ધા જોઈએ. ને એ શ્રદ્ધા નીતિ વિના નહિ આવે.'

ગાડીવાળો પૂછવા આવ્યો, 'ક્યા જવાના છો ?'

પણ એને જવાબ ના આપતાં રામુએ આનંદનો હાથ પકડ્યો. 'છે ને કબુલ, તો વચન આપ. જો પણે દરિયામાં ચંદ્ર હિલોળા લે છે એની સાક્ષીએ —'

ને આનંદે એનો હાથ પકડી લેતાં એટલું જ કહ્યું: 'તું કહીશ એમ, રામુ.'

ગાડી ઉપડી. ને જોતજોતામાં આનંદલાલના ઘર આગળ ઊભી રહી. બારીમાંથી શેઠે નજર નાખી તો દીવાના પ્રકાશમાં આખું મકાન ઝળહળ થતું હતું, માત્ર એના ફ્લૅટમાં અંધારું હતું. એણે ડ્રાઇવરને કહ્યું: 'આગળ લો.'

'પણ ક્યાં ?' રામુએ પૂછ્યું.

જવાબમાં આનંદલાલે ડ્રાઈવરને વર્લી જણાવ્યું. ને પછી રામુને કહ્યું, 'ત્યાં જ તને લઈ જાઉં છું, જે કહેવાનું છે તે તું જ કહી દે.'

'પણ મેં ક્યારે એમ કહ્યું કે અત્યારે જ—'

ગાડી આગળ ધપતી હતી. આનંદ ચૂપચાપ બેઠો હતો. એનું મૌન રામુને અકળાવી રહ્યું હતું. ગાડીને ચક્રાવો લઈ આગળ લીધી. દરિયો, મકાનો, દીપમાળાઓ—પસાર કરતાં કરતાં તેઓ વર્લી આવી પહોંચ્યા.

ઘરની સામે નાનો સરખો બગીચો આવેલો હતો. એમાંથી ફૂલોની સુગંધ ચાંદનીમાં ઢળીને ફેલાતી હતી. દાખલ થતાં નોકરે અદબથી સલામ કરી બંનેને દીવાનખાનામાં બેસાડ્યા ને અંદર ० ઈ બાઇને ખબર કહી. એ આવી ત્યાં સુધીમાં રામુભાઈએ સ્વચ્છ કલાત્મક સજાવટ જોઈ લીધી. મેજ ઉપર સરસ ફ્રેમમાં આનંદલાલનો ફોટો હતો તે પણ જોયો. એની પાછળ ચિત્રકામવાળો ભરેલો રેશમી પડદો હતો તે જોયો. એટલામાં એ આવી પહોંચી.

ઊંચી ગોરી જુવાનીના પાછલા પહોરમાં જઈ ચૂકેલી એ નમણી હતી. હસીને એણે નમન કર્યું. એની મોટી આંખો ફરતી ફરતી આખા હૉલને ભરી દેતી હતી. એણે પંજાબી લેબાશ પહેર્યો હતો. આછાં આભૂષણો સજ્યાં હતાં. ગૂંથેલા વાળને છેડે લગાડેલું ફૂમતું એની ઓઢણીની પાર નીકળી હિલોળા લેતું હતું.

'મારા બાળપણના મિત્ર છે, રમેશચંદ્ર.' આનંદલાલે પરિચય આપ્યો. 'પરદેશ હતા ત્યાંથી હમણાં જ આવ્યા છે. એમણે મને કેટલીક વાત કરી પણ હું એ કહું તેના કરતાં એ જાતે જ કહે તો સારું એમ વિચારી એમને અહીં લઈ આવ્યો છું.'

એ હસીને ડોલી રહી, પેલું ફૂમતું નાચી રહ્યું.

'તો બેસને નિરાંતે અહીં પાસે–'આનંદલાલે અજાણ્યું ઓછું કરવા માંડ્યું.

એ કૈંક સંકોચ અનુભવતી પણ છટાથી પાસેની ખુરશીમાં બેઠી. એણે આનંદલાલ તરફ જોયું 'મારી સાથે વાત કરવી છે તો એ પોતે મને ઓળખે છે ખરા ?'

'જાણે તો ખરા જ ને નિકટના સ્નેહી છે તેથી એમને જેટલું મારું લાગી આવે તેટલું બીજા કોઈને ભાગ્યે જ લાગે. અને હમણાના સંજોગોમાં હું મારું પોતાનું હિત ના જોઈ શકું એટલું એ જોઈ શકે. એ બે શબ્દો કહેવાને લાયક છે, તું સાંભળ ધ્યાન દઈને.'

'ભલે, પણ એક મિનિટ થોભો–' રામુભાઈને કહી એ અંદરના બારણા આગળ ગઈ ને નોકર બાઈ સાથે વાત કરી પાછી ફરી.



'એમનું નામ તો કહ્યું નહિ' રામુભાઈએ એના તરફ જોતાં આનંદલાલને પૂછ્યું, 'શું કહીને બોલાવું ?'

'મને રોશનઆરા કહીને લોકો બોલાવે છે.' એણે જ જવાબ આપ્યો. મુસ્લિમ નામ ને વળી પંજાબી પોષાક આમછતાં એના ગુજરાતી ઉચ્ચાર શુદ્ધ ને મીઠા લાગ્યા. 'કહો, શું ફરમાવો છો ?'

રમેશચંદ્ર એના તરફ વળ્યા. એક ક્ષણ માથેથી તે પગ સુધી એને નિરખી રહ્યા. ને પછી પૂછ્યું, 'આપ કેટલા સમયથી શેઠ આનંદલાલ સાથે જોડાયલાં છો ?'

'એ વાતને તો બહુ વર્ષો થઈ ગયાં. ખરું પૂછો તો હું એમને પહેલી ક્યાં મળી, શી વાત બની તે હવે કાંઈ યાદ પણ રહ્યું નથી. સંભારી કાઢવા બેઠું તો કદાચ નીકળે પણ એમ કોણ દિલના પટારા ફેંદવા બેસે ?'

'તો એ બધો સમય આપને સંતોષ મળ્યો છે, એમ ને !'

'સંતોષ ? બહુ પૂછી નાખ્યું આપે. કોને સંતોષ મળ્યો છે, કોની પ્યાસ બુઝાઈ છે ! મેં તો એવું કોઈ હજી જોયું નથી. બસ, સુખી છું. એમની નજરે ના પડી હોત તો આ બદનસીબનું કોણ જાણે શું યે થયું હોત. પણ આપ જેવાઓની દુવાથી અમે બંને એકબીજાને મેળવી શકયાં, ઈશ્વરની એ ખુબી ગણો. આમ તો નસીબ પાધરું છે, ખૂબ સુખી છું, પણ સાચું કહું છું—સંતોષ નથી.'

'કેમ, શેનો અસંતોષ છે ?'

જવાબ દેતાં પહેલાં એણે આનંદલાલ તરફ જોયું ને એમણે મનમાં જે હોય તે ખુલ્લા દિલથી કહેવા સૂચન કર્યું એટલે એ બોલી, 'કહું ? ગમે તેટલું તો યે હું આનંદલાલની પત્ની થઈ ના શકી. એમણે મને ઘણું હેત કર્યું પણ એટલું અંતર તો રહી ગયું—કૈંક અધૂરું રહી ગયું !' કહેતાં કહેતાં એનો અવાજ ઊંડો ઊતર્યો, આંખ ભીની થઈ પણ તરત જ વહી જતા મનને વારી લેતી હોય એમ એણે કહ્યું, 'એ પણ ઠીક છે. જિંદગીમાં બધું જ મળી જાય તો લોક ઈશ્વરને શેના સંભારે ? થોડી ઊણપ છે તો રસનો પ્યાલો અમે જાળવીને પીએ છીએ. એમ કહીને એણે મોં મલકાવીને ગમગીની હટાવી.

રમેશચંદ્રે સાવધ થવા યત્ન કર્યો. એના માથા ઉપર જાણે ઘેન ઉતરતું જણાયું. એટલામાં શરબતના પ્યાલા આવ્યા. તાસકોમાં મિઠાઈ આવી, પાનની પેટી આવી. રોશને એ બધું રીતસર ગોઠવી આપ્યું ને પોતાને હાથે શરબત આપ્યું. નોકરો વિદાય થયા ને એ પાન બનાવવા લાગી.

'એ તો બને એવું નહોતું,' રમેશચંદ્રે જવાબ વાળ્યો ને આગળ કહેવા માંડ્યું, 'એમને પત્ની છે. બાળકો પણ છે એ આપ જાણો છો. એ ઉપરાંત એમને સમાજ છે, મોભો છે. એમના જેવાથી એ બધું છોડીને આપની સાથે કેમ અવાય ?' મુદ્દા ઉપર જલ્દીથી પહોંચી જવા એ મથતા હતા.

'નહિ તો નહિ. મેં ક્યારે એનો અફસોસ કર્યો છે ! મેં એમનું કૈં છોડાવ્યું નથી, એવી ઇચ્છા પણ નથી કરી.' કહેતાં કહેતાં એણે ધૂપસળી ચેતાવી, ને આનંદલાલ ધીમેથી ઊઠીને ઝરૂખા તરફ ગયા.

'પણ તો પછી–' રમેશચંદ્રના મુખમાં શબ્દો લુપ્ત થઈ ગયા. આગળ કહેતાં એમની છભ ઉપડતી ન હતી. વાતને બહુ લંબાવવી ન હતી પણ કેવી રીતે મૂકવી તેની ગમ પડતી ન હતી. એમણે ઝરૂખામાં પીઠ ફેરવીને ઊભેલા આનંદલાલ અને પાસે બેઠેલી રોશનઆરા તરફ જોયું, ને એ વિચારમાં પડ્યા.

'બોલો, આપ કેમ ખામોશ છો ?'

'હું એમ કહેતો હતો....' રમેશચંદ્ર જરા ટટાર થયા ને અવાજને ધીરો પણ મક્કમ બનાવી કહ્યું: 'તમે એમને છૂટા કરી દો. તમે જાતે જ એમને વિદાય કરી દો. તે સિવાય એનું ભાન કોઈને નથી આવવાનું. આટલું કરો તો તમારો ઉપકાર.' રામુભાઈએ હાથ



જોડયા. 'બાઈ, તારે પગે પડું', પણ એને ઉગાર હવે. આ મોહજાળમાં એને આગળ કયાં સુધી લેઈ જઈશ ? એ પાયમાલ થઈ જ ગયો છે, પણ તું ખસીશ તો વળી એનું પુણ્ય પાછું વળશે. ને નહિ તો એ ભાંગીને ભુક્કો થયો જ જાણજે.'

રોશનઆરા આ સાંભળી કંપી ઊઠી. એ ઓઢણીના છેડાને વળ ચડાવી રહી હતી તે છોડી દઈ રમેશભાઇના સામે જોઈ રહી. એની આંખમાં તિરસ્કાર આવ્યો પણ એક ક્ષણમાં એની દયા થઈ. સરી જતા કાબુને પાછો મેળવતાં એણે કહ્યું,

'ત્યારે આપને પૂરી ખબર નથી. બધું જ છોડવાની મારી તૈયારી હતી ને છે, મારું જે કૈં છે તે તમામ એમને સોંપ્યું છે પણ શું કરું ? એ મંજૂર નથી કરતા. માફ કરજો, મારો જીવ સુદ્ધાં મારો નથી, એમનો છે, વિશેષ તો શું કહું ?'

એમ કહીને એ અંદર ગઈ.

રામુભાઈ કૈંક વાર સુધી પાછળ જોઈ રહ્યો પછી એ આનંદલાલની પાસે ગયો. એને ખબર હતી કે આનંદે બધું જ સાંભળ્યું છે. વિશેષ કહેવાની કૈં જરૂર ન હતી. બંને ઊભા ઊભા બહાર ઢોળાતી ચાંદની તરફ જોઈ રહ્યા હતા. રસ્તો નિરવ હતો, ને સામેનો સાગર ઉછળી રહ્યો હતો.

'પૂછી લીધું, કે બીજું કૈં પૂછવું છે ?'

'ના.'

'કૈં મને કહેવું છે ?'

'ના.'

'તો મારે થોડું કહેવાનું છે, રામુ, તે જરા સાંભળી લે.' ને બંને બેઠા.

'હું આગળ વધ્યો–ફાવ્યો તે મારે લીધે એમ તમે બધા માનો છો તે ખરું નથી. મારા જીવનમાં એ આવી તે પછી જ પાનું ફર્યું છે. એની ધગશ ને એની હિંમતે મેં ઝૂકાવ્યું ને હું ફાવ્યો. જ્યારે એનું ન માન્યું ત્યારે મેં ગુમાવ્યું.'

આનંદલાલે ખીસામાંથી એક પાકીટ કાઢ્યું: 'જો, આ એની સહીવાળાં કાગળિયાં. તમામ મિલ્કત એણે સોંપી દીધી છે પણ હું કયા મોંએ એનો સ્વીકાર કરું ? એ બધું ખરચી નાખું તો યે કદાચ હું નહિ બચી શકું. હું તો ડૂબીશ પણ સાથે એનેય ડુબાડીશ. એ જે કાંઈ આપે છે તે મારી બક્ષિસનું નથી. એ એની કમાણીનું છે. ધંધામાં એનો હિસ્સો હતો. તે મને આપે છે. મેં બીજે ખતા ખાધી તેમાં એનો વાંક કેમ કઢાય ? '

ધૂપસળી બળીને એની રાખની દોરી લટકી રહી હતી તે ખરી પડી ને રોચ ઉપલો તણખો પ્રકાશી ઊઠ્યો. રામુભાઈનું મગજ જોરથી કામ કરી રહ્યું હતું.

'વાંક, વાંક કયાં છે ?' એમના દિલમાં સવાલ ઊઠતા હતા. 'ને વાંક નથી તો સજા શેની ? પત્ની તો બધો દોષ ઢોળતી હતી પતિ ઉપર, ને આ તો જીવ સુદ્ધાં સોંપીને બેઠી છે. કંટાળીને આનંદલાલ પડીકી લે તો આ જીવવાની નથી. પછી ?'

માથા પાછળ બંને હાથનો અંકોડો ભરાવી એ ખુરશીમાં પડયા ને આંખો મીંચી એમણે સ્વગત કહેવા માંડયું, 'આનંદલાલ, આ તને કયાંથી ભેટી પડી ? આવો નેહ, એનો અધિકાર તેં કેમ કરીને મેળવ્યો ?' એમના મનમાં આ પ્રશ્નોનો પૂર્વઇતિહાસ જાણવા ઇચ્છા થઈ આવી.

'હું કહું તને.' આનંદલાલ ધીરેથી બોલતા હતા તે રમેશ ધ્યાનથી સાંભળવા લાગ્યા. 'એટલું યાદ આવે છે કે શહેરમાં આવીને હું કાપડની ને વાસણની ફેરી કરતો હતો ને અવનવા લલકારથી શેરીઓ ગજાવતો, કોક ફેરો ફાવી જતો તો વળી પખવાડિયું રઝળી પડતુંયે ખરું. બિમાર હોઉં તોયે ફેરી મારતો ને ભૂખ્યો હોઉં તોયે ખરી. એમાં એક દિવસ વરસાદમાં લપસ્યો, હાડકું ભાગ્યું ત્યારે આ મને જોવા આવતી. સાવ અજાણી, જ્યાં રહેતી હશે ત્યાંથી નાસીને ચોરીછૂપીથી મળી જતી. એને સૂઝે એવું કામ કરી જતી ને મને ઉત્સાહમાં લાવી મૂકતી. એક



દિવસ એણે મને કહ્યું કે ફેરી છોડીને તમે દુકાન માંડો, રૂપિયા હું આપીશ.

'કોક ગાવાવાળીના સપાટામાં એ આવી ગયેલી. ત્યાં એ શીખી તો ઘણું પણ એ પાંજરામાંથી છૂટવા તલસતી. આમથી તેમથી નજર ચૂકાવીને એણે પોતાની પાસે રૂપીઆ ભેગા કરેલા તેમાંથી મેં દુકાન કરી એથી હું ફાવ્યો.

'ને એ ચાલ્યું તે......એક ધાર્યું. જરાક પગભર થયાં એટલે એણે જુદું ઘર લીધું. હું એને રોજ મળતો ને એને વાત કરતો. એને વિશ્વાસ બેસી ગયેલો. તે મને નવું નવું કહેતી જ જાય ને હું તેમ કરતો જાઉં. ખૂબ દોસ્તી થઈ, એણે ધનને જાળવી જાણ્યું ને હું ખોતો ગયો. કોઈ દિવસ એણે મારી ખોટ જણાવા દીધી નથી. બહુ તો એટલું કહે કે એવું કામ બંધ કરી દો.'

'શું કામ?'

'ઘોડાની રેસ, ચાંદીનો બદલો ને એવું બધું પણ એની ના એ હું ના પાડી પાછો મન મુજબની ગાડી હાંકી મૂકતો. ફાવતો ત્યારે એનાથી છૂપાવતો કારણ કે એને ગમતું નહિ. પણ ગુમાવતો ત્યારે છૂપાવું તોયે એને ખબર પડી જતી, ને એ ખાડો પૂરી દેતી.'

'ભાઈ વાહ!'

'કોણ જાણે ક્યાંથી એનામાં સમજ આવી છે. વિવેક વ્યવસ્થા સજાવટ એ બધું એને સહજ છે. વાણીમાં મિઠાશ છે. કારણકે એના દિલમાં ભાવ છે. પણ એ બધું હું ગણવા માંડીશ તો તું મને ગાંડો સમજીશ.'

'ગાવાવાળીઓને હાથ ક્યાંથી પડેલી?'

'તે તો એનેય યાદ નથી. નાની હતી ત્યારથી હશે કદાચ. ખરું કહું તો પાછલી વાતો કરવી એને ગમતી નથી. ને હું પૂછતો પણ નથી.'

'તારો પોતાનો હવે શો વિચાર છે?' રામુએ પૂછ્યું.

'મારું છો જે થવાનું હોય તે થાય. પણ એ તો પાંદડી જેવી છે. એને માથે દુઃખ પડે તે મારાથી નહિ જોવાય? તું કહીશ તો એને છોડીને જતો રહીશ, એની નજરે નહિ ચઢું. કદાચ ફરીથી જિંદગી શરૂ કરીશ. મારામાં એ હિંમત છે. પણ એનું સર્વસ્વ લઈને એને લોકોના તિરસ્કારનું પાત્ર બનાવવાનું મારાથી નહિ બને.' આનંદે પાકીટ સામે મૂક્યું.

રામુએ એની રીત મુજબ આનંદને ખભે હાથ મૂક્યો, જરા એને હલાવ્યો. 'મુરખ, એટલું યે નથી સમજતો કે એનું સર્વસ્વ આ પાકીટમાં છે તે નહિ પણ તું જ છે? લાવ એ પાકીટ, આપી દે મને,' કહી એણે એ ઝૂંટવી લીધું.

'રોશનઆરા–' એણે હાંક મારી. આ ઘરમાં એવા મોટા અવાજની નવાઈ હતી પણ જાણે પોતે ઘરનો જ માણસ હોય એમ એ અંદર જવા ગયો. 'ક્યાં છો આપ?' કહી એને બહાર લઈ આવ્યો. એણે પેલું પાકીટ બતાવીને કહ્યું:

'તમારે આ એને આપવું છે ને એને એ લેવું નથી. હવે થાય શું? હું તમારો બંનેનો મિત્ર બન્યો તો હવે એમ કરો–તમે બંને એ મને જ આપો. છે ને કબુલ!'

એણે નિરાંતનું હસવા માંડ્યું.

'પછી? અમારા ગળામાંથી ફાંસીનું દોરડું તમારા ગળામાં નાખી અમે ક્યાં જઈએ?' આનંદે કહ્યું.

'જવાનું, જાવ. પહેલા જ પ્લેનમાં નીકળી પડો. હું કેમલ કરી દઉં છું.' રમેશને મન જાણે રમત ચાલતી હતી.

'ના ભાઈ. એમ નાસી ના જવાય. માથે પહાડ ઊભો રાખીને મારાથી નહિ ખસાય.' આનંદલાલે ધસીને ના પાડી ને રોશનઆરાએ પણ કહ્યું, 'જ્યાં એ ત્યાં હું —પડછાયોરતો.'

તે પછી રામુભાઈએ બંનેને સમજાવ્યાં. પોતે બધું



ઠેકાણે પાડશે, લેણદારોને એ જાતે ચૂકવશે, ઘરનુંયે જાળવશે, દેશમાં જઈ કુટુંબનો બંદોબસ્ત કરી દેશે. બધું થઈ શકશે અગર જો એમાંથી કોઈ વચ્ચે ના આવે ને એને એકલાને ફોડી લેવા દે તો બસ છે. એની પાસે ઘણું છે—સાધન છે, બુદ્ધિ છે, મિત્ર માટે પ્રેમ છે. પછી કોઈને ચિંતા શી?

આગ્રહ કરી કરીને રામુભાઈએ બંનેને મિઠાઈ ખવડાવી, પોતે પણ ખાધી. એ સમજાવતો જ ગયો. રાત જામવા લાગી.

પણ આટનું બધું શાને કાજે? આ રામુભાઈ ક્યાંથી ફૂટી નીકળ્યો? એને લાગી આવે તો પાંચ પચાસની મદદ કરે. દીવાનીઓ ને ફોજદારીઓનાં જોખમ એણે શું કરવા વહોરવાં? શાથી આ બંનેને જાવા મોકલી દેવાં? છે શું?

આનંદલાલ એને ઝરૂખામાં લઈ ગયો, ફરીથી પૂછ્યું. પણ એણે હસીને વાત ઉડાવી. એક અઠવાડિયામાં એણે જાવામાં વ્યવસ્થા કરાવીને એનો જવાબ મંગાવી લીધો. હવાઈ જહાજમાં વિદાય કરવા એ બંનેને લઈને આવ્યો. ત્યાં રોશનઆરા નવોઢા કુળવધૂની માફક માથું ઢાંકીને પગે પડી.

'મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે મારી પ્યાસ બુઝાશે. આજ અમે નવી દુનિયામાં જઈ રહ્યાં છીએ ને મારા મનનો હરખ સમાતો નથી હોં રામુભાઈ!'

એને ઊભી કરતાં રામુભાઈ ધ્રૂજી ઊઠ્યો. આંખો સજળ થઈ.

'રોશનઆરા–રોશન...ઘણું કહેવું છે. પણ એ તો સમયે આવે ત્યારે. જા, તને જોઈતું 'તું તે તને મળ્યું એટલે હું સુખી છું. જા, સુખી થા.' એણે રોશનનો વાંસો પસવાર્યો ને એને આગળ કરી. પછી એ આનંદ તરફ ફર્યો.

આનંદલાલ ગળગળો થઈ ગયો. એણે કહ્યું, 'ભલા માણસ, કહે તો ખરો. તેં મારામાં શું જોયું કે આમ—'

ને રામલાલે એનો હાથ પકડ્યો. 'શું ખરેખર તું નથી જાણતો?'

'ના, કશું જ નહિ.'

'તો હું તને કહું. યાદ આવે છે આપણું વતન, આપણું બાળપણ, આપણો સ્નેહ—'

'કેમ ભૂલાય?'

આનંદ વિસ્મયથી જોઈ રહ્યો. વિમાનનો પંખો ચાલુ થયો અને એની ઘરઘરાટી બોલવા લાગી. આનંદે હવે જવું જોઈએ. જહાજી કંપનીવાળાએ ઉતાવળ કરવા ઇશારત કરી.

'ને યાદ આવે છે પેલી મોંઘી—મેં એને માટે ઘણું દિલ કરેલું પણ એ તને જ ઓળખતી, તારે કાજે જ તલસતી. યાદ છે ને એ બધું?'

'હા, પણ એનું આજે શું છે?' આનંદલાલે એક ડગલું વિમાન ભણી આગળ ભર્યું. સમય ખલાસ થઈ ગયો હતો. વિમાનની સીડી લઈ લેવા તેના માણસો ઉતાવળા થયા હતા ત્યાં વળી રામુએ મોંઘી ક્યાંથી સંભારી?

'આનંદ, આજે જ એનું પર્વ છે. એ મોંઘી આપણા બેમાંથી કોઈને નહોતી મળી, ખરું ને? પણ આખરે એ તને મળી. પેલી ગઈ તે જ. હવે એનાથી તને કેમ વિખૂટો થવા દઉં, જા, ભાઈ, એ બોલતી નથી પણ એ જ છે. મેં ઓળખી કાઢી, એ જ એ મોંઘી, જા, સુખી થા.'

આનંદલાલ એક છલંગે પાછો ફર્યો. એણે રામુને પકડ્યો, હૈયા સરસો દબાવ્યો ને બીજી પળે વિમાનની નિસરણી ઉપર કૂદકો મારી ચઢી ગયો.

ને સ્નેહનું વિમાન આકાશે ચઢી ગયું. એ દેખાયું ત્યાં સુધી રામુ જોઈ રહ્યો.



પદ્મકાન્ત ર. શાહ

# નાયલૉન

કુદરતે માનવીને વિચારશીલ બનાવ્યો છે એટલે તેનું મન અવનવી શોધખોળમાં પરોવાયેલું રહે છે, તેમાંથી જ આજનો વિજ્ઞાનયુગ માનવે બનાવ્યો. વિજ્ઞાનની એવી એક વધુ શોધ એટલે નાયલૉન. એ વિષે માહિતીપૂર્ણ લેખ ગુજરાતીમાં ભાગ્યે જ લખાયો હોય. આ લેખથી આપણે વિમાનયુગ સાથે સાથે જાણે ઊડીએ જ છીએ........

ઊન, રેશમ અને કંતાનમાંથી બનાવેલું કાપડ મનુષ્યજીવનમાં હજારો વર્ષો પૂર્વે પ્રવેશ્યું હશે. પરાપૂર્વથી ચાલતી આવતી દંતકથાઓ દ્વારા આ પ્રકારનાં વસ્ત્રો ચાલુ હોવાની વાતો આપણને પ્રાપ્ત થાય છે.

ઓગણીસમી સદીની મધ્યમાં યુરોપમાં વૈજ્ઞાનિકોએ વનસ્પતિના રેષાઓ સાથે અખતરા શરૂ કર્યા અને તેમના ઉપર રાસાયણિક ફેરફારો કરીને ઘાટ ઘડી શકાય તેવાં સ્વરૂપો બનાવવામાં સફળ થયા. પરંતુ તેમાંથી વસ્ત્રો માટે 'સૂતર' બનાવી શકાય તેવા તંતુઓ ઉત્પન્ન કરવામાં તેઓ વિજયી થવા લાગ્યા ત્યારે વીસમી સદીની ઉષાના રંગો સમયના ફલક પર પથરાઈ ગયા હતા. રેયૉન,+ જેને આપણે કૃત્રિમ રેશમ કહીએ છીએ અને વેપારી વર્તુળમાં જેને 'ચમક' નામથી ઓળખવામાં આવે છે તેનો જન્મ ઈ. સ. ૧૮૯૨માં બ્રિટનમાં થયો હતો અને લોકો તેને વપરાશમાં લેવા પ્રભાવિત થતા હતા. માનવ-સર્જિત વસ્ત્રવિજ્ઞાનનું પ્રથમ ફળ 'રેયૉન' હતું. રાસાયણિક પ્રક્રિયાઓ વડે મૂળ તત્ત્વોમાંથી તંતુઓનું સર્જન આગળ વધતાં નવા પ્રકારના તંતુઓ ઉત્પન્ન કરવામાં આવ્યા જેમાં 'નાયલૉન' અગ્રસ્થાને છે. આવા તંતુઓ વનસ્પતિ-રેષા( સેલ્યુલોઝ )માંથી, નત્રિલ પદાર્થો( પ્રોટિન )માંથી, કે ખનિજ પદાર્થોમાંથી રાસાયણિક પ્રક્રિયાઓ વડે પેદા કરવામાં આવે છે. દૂધ, સોયાબીન, મગફળી, કાચ વગેરેનો ઉપયોગ નવા પ્રકારના તંતુઓ બનાવવામાં થાય છે અને આધુનિક વસ્ત્રવિજ્ઞાન કલાના શિખર પર ચઢી પોતાનો ધ્વજ ફરકાવી રહ્યું છે. સાચા રેશમ સાથે સ્પર્ધા કરી શકે એવા આ તંતુઓને વિજ્ઞાને પેદા કરીને કુદરત સાથે સરસાઈ કરવા માંડી છે અને પોતાના ગૌરવની ગાથા આગળ વિસ્તારી છે.

ઉદ્યોગોમાં અત્યારે વિન્યૉન, સરન, વેલોન વગેરે તંતુઓ તથા કલ્પકો( પ્લાસ્ટિકો )એ ક્રાન્તિ આણી છે અને તેજાબ, ક્ષાર કે આલ્કલી વડે ખવાઈ જતી ચાલુ સામગ્રીઓ ( ઈક્વીપમેન્ટસ )ને બદલે વિજ્ઞાને સિદ્ધ કરેલી અનેક નવા પ્રકારની બનાવટો સ્થાન લઈ રહી છે. વિજ્ઞાનની પ્રગતિના ક્ષિતિજ પર દૃશ્યમાન થઈને અનેક સિદ્ધિઓ ઊંચે ચઢી રહી છે અને નાયલૉનનો સૂર્ય તો હવે મધ્યાહ્ને તપે છે.

નાયલૉન એ 'ઈ. આઈ. દ્યુ પોં દ નેમુર્સ' નામની અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં આવેલી કંપનીની રાસાયણિક સંશોધનની પ્રયોગશાળાનો પરિપાક છે. એના શોધક હતા ડૉ. વૉલેસ કૅરોથર્સ. પદાર્થના નાના અણુઓ એકત્રિત થઈને જુદા ગુણધર્મો ધરાવતા મોટા અણુઓમાં કેવી રીતે રૂપાન્તર પામતા હતા તે એમના સંશોધનનો વિષય હતો, આ સંશોધનને અંતે એવું ફલિત થયું કે જેમ શરીરમાં સ્નાયુઓ નાનામાંથી મોટા થાય છે અને વનસ્પતિમાં કોષો વૃદ્ધિંગત થાય છે તેમ રાસાયણિક રૂપાન્તરોમાં પણ નાના અણુઓ સંકલિત થઈને મોટા અણુઓમાં પરિણમે છે. સેલ્યુલોઝ એ એક આવો પદાર્થ છે. આવા અણુઓને 'પૉલિમર' કહે છે. તેજાબ અને આલ્કોહોલના રાસાયણિક સંયોગોને પરિણામે તેમાંથી 'પૉલિઈસ્ટર' બને છે. આ પ્રકારના 'પૉલિઈસ્ટર'માંથી ઉષ્ણતા અને દબાણના નિયંત્રણ વડે સ્થિતિસ્થાપક પદાર્થ બનાવી શકાય છે અને યોગ્ય સ્થિતિમાં તેમાંથી તાર પણ ખેંચી શકાય છે. ઈ. સ. ૧૯૩૦માં એડિપિક એસિડ અને હેક્ઝામે

+ 'રેયૉન' વિશે આ જ લેખકનો 'ઊર્મિ-નવરચના'માં લેખ પ્રગટ થઇ ગયો છે. જુઓ ઊર્મિ-નવરચના, એપ્રિલ ૧૯૫૨, પૃ. ૪૧-૪૬.



યિલિન ડાઍમાઈન નામનાં બે રસાયણોના સંયોગ વડે ' પૉલિમર-૬૬ ' નામનું દ્રવ્ય ઉત્પન્ન કરવામાં આવ્યું, જેને નાયલૉનનું જનક કહી શકાય.

નાયલૉનના સર્જનમાં મૂળ ચાર તત્ત્વોનો સમાવેશ થાય છે : કાર્બન, હાઈડ્રોજન, નાઈટ્રોજન અને ઑક્સિજન. આ તત્ત્વો કોલસો, હવા અને પાણીમાંથી મેળવી લેવાય છે. રાસાયણિક પ્રક્રિયાઓમાંથી પ્રથમ ઘન પદાર્થ, પછી પ્રવાહી પદાર્થ, ફરી પાછો તેમાંથી ઘન પદાર્થ એ ક્રમમાં બને છે. નાયલૉનનું સર્જન આદિથી તે અંત સુધી નીચેના ક્રમોમાં દર્શાવી શકાય:-

૧. મૂળભૂત ( બેઝિક ) રસાયણોનું સંયોજન—જેના વડે વચગાળાનાં રસાયણો ઍડિપિક ઍસિડ તથા હેક્ઝામેથિલિન ડાઍમાઈનનું સર્જન થાય છે તે પદાર્થો. ( ઘન સ્વરૂપ ).

૨. ઍડિપિક ઍસિડ તથા હેક્ઝામેથિલિન ડાએમાઇનનો સંયોગ જેને ' નાયલૉન સૉલ્ટ ' અથવા હેક્ઝામેથિલિન ડાએમાઇન ઍડિપેટ કહે છે. (ઘન સ્વરૂપ )

૩. ' નાયલૉન સૉલ્ટ ' ના અણુઓનું મોટા અણુઓમાં સંકલન ( જે ક્રિયાને પૉલિમેરાઈઝેશન કહે છે )આ પદાર્થ ઉષ્ણ સ્થિતિમાં નરમ પ્રવાહી હોય છે તથા ઠંડો પડતાં સખત બને છે.

૪ ઉપરના પૉલિમરને કઠણ થયા પછી પતરીઓના રૂપમાં કાપવામાં આવે છે. ( સાબુના ભૂકા પ્રમાણે ) ( ઘન સ્વરૂપ )

૫. પતરીઓને ઓગાળીને ચાસણી જેવો પદાર્થ બનાવવામાં આવે છે. ( પ્રવાહી સ્વરૂપ )

૬. ઓગાળેલા પદાર્થમાંથી નાયલૉનના તાર ખેંચવામાં આવે છે. ( ઘન સ્વરૂપ, ઠંડા પડતાં. )

જેને ' હાઈપ્રેશર સિન્થેસિસ ' કહે છે એ પ્રકારની કલાનો ઉપયોગ કરીને ઍડિપિક ઍસિડ અને હેક્ઝામેથિલિન ડાએમાઈન નામનાં મૂળભૂત રસાયણો બનાવવામાં આવે છે નક્કી કરેલા પ્રમાણમાં ઍસિડ અને ડાએમાઈનના દ્રાવણો એકત્ર કરવામાં આવે છે અને તેમાંથી રાસાયણિક પ્રક્રિયા વડે નાયલૉન સૉલ્ટ ( હેક્ઝામેથિલિન ડાએમાઈન ઍડિપેટ ) ઉત્પન્ન થાય છે. પૉલિમેરાઈઝેશન નાયલૉનની બનાવટનું એક મહત્ત્વનું પગથિયું છે આ ક્રિયાથી નાના અણુઓ સંકલિત થઈને મોટા અણુઓમાં પરિણમે છે, પૉલિમેરાઈઝેશનના ગુણધર્મને લીધે જ નાયલૉનનું ઉત્પાદન શક્ય થયું છે હવે નાયલૉન સૉલ્ટનું પાણીમાં દ્રાવણ કરવામાં આવે છે. અને ' ઇવેપોરેટર'માં યોગ્ય મિશ્રણનું પ્રમાણ આવતા સુધી ગરમ કરવામાં આવે છે. પછી તેને ' ઑટોક્લેવ' નામના બંધ વાસણમાં ઊકાળવામાં આવે છે. આની અંદર રાસાયણિક ક્રિયાઓ થવાને લીધે નાયલૉન સૉલ્ટના અણુઓ પરસ્પર સંકલિત થઈ વિશાળ અણુઓમાં પરિણમે છે. આ સંકલિત જુથોને ' પૉલિએમાઈડ ' કહેવામાં આવે છે કારણ કે



તેમાં 'એમાઈડ' જૂથો એકત્ર થયાં હોય છે. ઉષ્ણતામાનના નિયંત્રણ વડે આવી પ્રક્રિયા સાધ્ય બને છે. હવે જે પદાર્થ બને છે તે જાડો રગડા જેવો પ્રવાહી હોય છે અને તે જ સ્વરૂપમાં તેને ઓટોક્લેવમાંથી બહાર કાઢવામાં આવે છે.

ઑટોક્લેવની નીચે ધીમેથી ફરતું એક ચક્ર હોય છે. પ્રવાહી પદાર્થ ઑટોક્લેવમાંથી આ ચક્ર ઉપર પડે છે અને પાણીના ફુવારા વડે તેને ચક્ર ઉપર જ ઠારી દેવામાં આવે છે. આથી તે એક શ્વેત, અર્ધ પારદર્શક રીબનના સ્વરૂપમાં ફેરવાઈ જાય છે. અને ચક્ર ઉપરથી રીબન જેવી બહાર આવે છે તેવી જ તેના પરથી હવાના પ્રવાહ વડે પાણી ઉરાડી મૂકવામાં આવે છે.

આ રીબનમાંથી હવે નાની નાની પટ્ટીઓ કાપી કાઢવામાં આવે છે. (સાબુની 'ચિપ્સ' જેવી.) જુદા જુદા વખતે બનાવાયેલી આવી પટ્ટીઓનું પછી મિશ્રણ કરીને તેમને એક ઓગાળવાના યંત્રમાં દાખલ કરવામાં આવે છે. આમાંથી નાઈટ્રોજનના પ્રવાહ વડે ઑક્સિજન કાઢી નાખવામાં આવે છે. ત્યારપછી પંપ વડે પ્રવાહી કરેલા પદાર્થને છિદ્રોમાંથી દબાણપૂર્વક બહાર કાઢવામાં આવે છે એટલે તેમાંથી નાયલૉનના તાર નીકળે છે. આ ક્રિયા કરતાં પહેલાં ફિલ્ટર વડે પદાર્થમાંથી અશુદ્ધિઓ દૂર કરવામાં આવી હોય છે. હવે આ તારોને વળ આપી ચક્રો પર ચઢાવી ચક્રોને ગતિમાન કરીને ખેંચવામાં આવે છે. આ પ્રમાણે કરવાથી તારને જોઈએ તે મુજબ બારીક કરી શકાય છે. સામાન્ય રીતે મૂળ લંબાઈની ચારગણી લંબાઈ સુધી તેમને ખેંચી શકાય છે. આ ખેંચવાની ક્રિયાને લીધે અણુઓ જે આડા અવળા વિસ્તરેલા હોય છે તે સમાન્તર ગોઠવાઈ જાય છે અને તારની મજબૂતાઈ વધે છે.

નાયલૉનના સૂતરને રંગવા માટે એસિટેટ જાતના રંગરસાયણો વપરાય છે પણ એસિડ, ક્રોમ, અને બીજા પ્રકારના રંગરસાયણો સફળતાપૂર્વક કામ આપી શક્યા છે.

નાયલૉનમાંથી બનાવેલું કાપડ ખૂબ જ મજબૂત છે. છેલ્લા મહાયુદ્ધમાં નાયલૉનનો પ્રથમ ઉપયોગ 'પેરેશૂટ' (એરોપ્લેનની છત્રી) બનાવવામાં થયો હતો. અત્યારે ખાસ કરીને તેનો ઉપયોગ હોઝિયરીમાં સવિશેષ થાય છે પણ બીજા પ્રકારના સ્ત્રીઓ અને પુરુષોના વસ્ત્રોમાં પણ તેની ખપત ઘણી છે. સોફા વગેરે ફરનીચરની ગાદીઓના ઢાંકણો બનાવવામાં અને મોટરના ટાયરોની બનાવટમાં પણ નાયલૉન વપરાય છે. ઉધઈ તથા જંતુઓ નાયલૉનને ઊન તથા રેશમની માફક ખાઈ જતાં નથી. વપરાશમાં નાયલૉનનું કાપડ એકવાર સળ આપ્યા પછી તે કાયમ ધારણ કરી શકે છે એટલે તેમાંથી બનાવેલાં વસ્ત્રોને વારંવાર ઇસ્ત્રી કરવાની માથાકૂટ રહેતી નથી. તેના કાપડ પરથી મેલ તથા કચરો પણ સરળતાથી નીકળી શકે છે. છતાં ભેજ ચૂસવાની તેની શક્તિ બહુ ઓછી હોવાથી ગરમ હવામાનવાળા પ્રદેશમાં જ્યાં પ્રસ્વેદ વિશેષ થાય છે ત્યાં ચામડીને લાગીને પહેરેલાં વસ્ત્રો પ્રસ્વેદ શોષી શકતાં નથી. અને તેથી આવાં વસ્ત્રો આપણી આબોહવામાં ચામડીને સ્પર્શાને પહેરવાથી ફાવતું નથી. સાથોસાથ આ જ ગુણને લીધે પાણીમાં બોળાયા પછી આ વસ્ત્રો તરત જ સૂકાઈ જાય છે અને તેથી 'સ્વિમિંગ સુટ'માં નાયલૉનનું કાપડ સર્વથા યોગ્ય બની રહે છે.

નાયલૉનનું ભવિષ્ય અત્યંત ઉજ્જવળ છે. હજુ હિંદમાં નાયલૉન બનતું નથી પણ તે નજીકના ભવિષ્યમાં બનશે તે સંબંધી રજમાત્ર શંકાને સ્થાન નથી. મુલાયમતા અને આકર્ષકતા સાથે મજબૂતાઈનો સુભગ સુમેળ થવાને કારણે નૂતન વસ્ત્રવિજ્ઞાનમાં નાયલૉને પોતાનું વિશિષ્ટ સ્થાન જમાવ્યું છે. દુનિયાના લગભગ બધા દેશોમાં નાયલૉન બનવા લાગ્યું છે. જાપાનમાં 'એમિલાન,' જર્મનીમાં 'પરલોન' વગેરે નામોથી તે વિખ્યાત છે. જગત્ સંપર્કથી આપણે પણ અહીં આ ઉદ્યોગ તરફ વળીશું તે સમય બહુ દૂર નથી લાગતો.







# સંસ્કૃતિ : ઉત્થાન અને પતન

ઊર્મિના વાચકોના આગ્રહને વશ થઈને શ્રી 'વસુબંધુ' એમની અભ્યાસુ કલમ ફરી વાચકો સમક્ષ રજૂ કરે છે. શ્રી 'વસુબંધુ'ની કલમે વાચકોનું જે આકર્ષણ જમાવ્યું છે તે હવે ચાલુ રહેશે......

[ મારી ' સર્વોદય કે સામ્યવાદ 'ની લેખમાળા પૂરી થતાં જ ભારતીય ઇતિહાસમાં રસ લેતા અનેક વાંચકો તરફથી માગણી આવી કે મારે ' સંસ્કૃતિનું સરવૈયું ' એ મથાળા હેઠળ આ લેખમાળા હજી બારેક મહિના લંબાવવી પણ મારે જે કહેવાનું હતું તે કહી નાખ્યું હોવાથી તેમજ ચર્વિતચર્વણની ઇચ્છા ન હોવાથી મારે લાચારીથી એ વિચાર પડતો મૂકવો પડ્યો. પણ આ લેખમાળા અંગે મને પ્રત્યક્ષ પરોક્ષ અને પત્રવ્યવહારદ્વારા પુછાયેલા સેંકડો પ્રશ્નોમાંથી સૌને રસ પડે એવા મહત્ત્વના પ્રશ્નોનો જવાબ આપવાની મારી ફરજ સમજું છું. જેથી આ લેખમાળા અંગે જે કંઈ ગેરસમજ થઈ હોય તે દૂર થાય —લેખક ]

પ્રશ્ન ૧ : તમે એક ત્રિકાળદર્શી ઋષિની ખાત્રીથી શી રીતે કહો છો કે હિંદુ સંસ્કૃતિ મરણોન્મુખ સ્થિતિમાં છે? જે સંસ્કૃતિ હજારો વર્ષ થયાં અસંખ્ય પરદેશીઓના આક્રમણ સામે આજે પણ ટકી રહી છે. જેણે પોતાના પડતીકાળમાં પ્રાતઃસ્મરણીય મહાત્માજી જેવા મહાપુરુષ પકવ્યા છે. અને જેણે અનેક અમર સર્જનો કર્યાં છે એ સંસ્કૃતિનું ભવિષ્ય મને અવશ્ય ઉજળું લાગે છે. જ્યારે આજના અણુ યુગમાં જગતના વૈજ્ઞાનિકો અને રાજપુરુષો મુંઝાશે ત્યારે એમને અવશ્ય આપણા ધર્મ અને સંસ્કૃતિ પ્રકાશ આપશે એની મને પૂરેપૂરી શ્રદ્ધા છે.

ઉત્તર :—તમે જે શ્રદ્ધા વ્યક્ત કરી છે એ લાખો ભણેલા હિંદુઓની કથા છે. પોતાની માને કોઈ ડાકણ કહેતું નથી. દરેક પ્રજાના નેતાઓ પોતાની પ્રજાને સર્વશ્રેષ્ઠ માનતા હોય છે. દરેક પ્રજા પણ પોતાને ઈશ્વરના માનીતા વારસ તરીકે માનતી હોય છે. આમાંથી ઇતિહાસકારે માત્ર એટલું જ જોવાનું છે કે કોનુ અભિમાન વાજબી અભિમાન છે અને કોનું મિથ્યાભિમાન છે. જે હકીકત સંસ્કૃતિ માપવાના સર્વમાન્ય ધોરણોથી સહેલાઈથી માપી શકાય છે. જેમકે એક દાકતર દર્દીને એમ કહે કે તમારી પૂરી શારીરિક તપાસ પછી મારી ખાત્રી થઈ છે કે તમે ક્ષયરોગથી પીડાઈ રહ્યા છો અને છતાંય દર્દી જો પોતાના મિથ્યાઅભિમાનથી એમ કહે કે ના ના, મને ફક્ત ખાસી જ છે. અને પોતાના દર્દ તરફ ધ્યાન ન રાખે તો પછી છેવટે તો પરિણામ ચોખ્ખું છે. એ રીતે હિંદુઓ અધોગતિમાં હોવા છતાં પોતાને ઉન્નતિના શિખર ઉપર બેઠેલી એક મહાપ્રજા માને તો તે એમની ખુશીની વાત છે.

હિંદુઓ આજ સુધી ટકી રહ્યા એ હકીકત માટે હસવું કે રડવું એ જ મને સમજાતુ નથી. જે પ્રજાએ આ દેશમાં ૯૫ % બહુમતીમા હોવા છતાં માત્ર ૫ % મુસ્લિમ વસ્તીનો જુલ્મ પાંચસો વર્ષ સુધી નીચી મુંડીએ સહન કર્યો. એ પરિસ્થિતિ કદાચ ક્ષમ્ય હોય પણ ગૌરવપ્રદ તો નથી જ.

મહાત્માજીનાં સર્જન, સાધના અને સિદ્ધિ બ્રિટિશ શાંતિને આભારી હતાં એ મુદ્દાની ચર્ચા હું અગાઉ બહુ જ વિગતવાર કરી ગયો છું. જેમ તુલસીદાસ માટે મોગલ શાંતિ જવાબદાર હતી તેમ મહાત્માજી માટે બ્રિટિશ શાંતિ જવાબદાર હતી. હવે દેશ સ્વતંત્ર થયા પછી સરદાર વલ્લભભાઈના મત પ્રમાણે મહાત્માજી કરતાં પણ મોટો પુરુષ પાકશે, ત્યારે મારા જેવા સંશયાત્માઓ મિથ્યાદૃષ્ટિવાળા પુરવાર થશે.

ભૂતકાળની બડાઈઓ પડતી મૂકીએ તો વર્તમાનકાળમાં માનવસંસ્કૃતિને આગળ ધપાવનાર કોઈ મહત્વનો કે મૌલિક ફાળો હિંદુ સંસ્કૃતિએ આપ્યો હોય એમ હું માનતો નથી. કોઈપણ તટસ્થ વિવેચકને માનવાનું કારણ નથી.



ભવિષ્યમાં ડોકીયું કરતાં આપણે એમ માની લઈએ કે અણુશસ્ત્રોનો સારી રીતે વિકાસ થાય અને ત્રીજા વિશ્વયુદ્ધમાં એનો છૂટથી ઉપયોગ થવાથી અમેરિકા અને રશિયાની સંસ્કૃતિઓ નામશેષ થઈ જાય તો એથી હિંદુ સંસ્કૃતિ જેવી નિર્વીર્ય થઈ ગયેલી સંસ્કૃતિને જગતની નેતાગીરી શી રીતે મળે એ હું હજીપણ સમજી શકતો નથી. આવા સંસ્કૃતિ–સંહારના મહાભારતનું પરિણામ કદાચ એ પણ આવે કે આવતી કાલે હબસીઓ કે એસ્કીમો જેવી અનામત વીર્યવાળી પ્રજાઓ આખા જગત ઉપર રાજ કરે. ભૂતકાળમાં આવું વારંવાર બન્યું છે કે, વીર્યવાન અને અસંસ્કારી પ્રજાઓએ સંસ્કારી અને નિર્વીર્ય પ્રજાઓને હરાવી એમની ઉપર રાજ કર્યું છે. ગ્રીસ–રોમ અને હિંદુ–મુસલમાનના દાખલા આપણી નજર સામે મોજુદ છે.

આ આખા પ્રશ્નને વધુ સ્પષ્ટ રીતે સમજવા માટે આપણે ઈજીપ્તનો દાખલો લઈએ.

ભારતની પેઠે ઈજીપ્તની સંસ્કૃતિ એ એક અતિ પ્રાચીન સંસ્કૃતિ કહી શકાય. એક વખત એવો હતો કે જ્યારે એ સંસ્કૃતિ પોતાના તેજથી જ પ્રકાશતી હતી અને જગતને સંસ્કારદાન કરતી હતી. ક્રમશઃ એનું વીર્ય ઘટયું અને એ ગ્રીક અને રોમન સંસ્કૃતિઓથી પ્રભાવિત થતી ચાલી. છેવટે એનો અરબોએ નાશ કર્યો. આજના ઈજીપ્તવાસીઓને મન એ પ્રાચીન પીરામીડો, મંદિરો, ભાષા, લીપિ, એ બધું કોઈ બીજી દુનિયાના જ અવશેષો છે. એ અવશેષો સાથે એમને કશો જ જીવતોજાગતો સબંધ નથી. આજે એની એ દશા પ્રાચીન હિંદુ સંસ્કૃતિની થતી હું મારી નજરે જોઈ રહ્યો છું. એક વખત એવો હતો કે જ્યારે આ દેશની સોએ સો ટકા પ્રજા આર્યધર્મી અર્થાત હિંદુ, બૌદ્ધ કે જૈન હતી. એમાંથી આપણી દશા એ થઈ કે માત્ર ⅔ પ્રજા હિંદુ રહી. પરિણામે પાકિસ્તાન ઊભું થયું અને ભારતની લગભગ ૮૦% વસ્તી ફરી પાછી હિંદુ કહેવાઈ, પણ આ કેવળ કામચલાઉ પરિણામ હતું. સ્વાતંત્ર્ય પછી ફરી પાછી વટાળ પ્રવૃત્તિએ બહુ જોર પકડયું છે જે પ્રાંતિપ્રાંતના આંકડા જોયાથી સાફ સમજી શકાય છે. એકલા મલબારમાં જ છેલ્લા દશ વરસમાં પાંચ લાખ મોપલાઓ વટલાઈને મુસલમાન થયા છે.

દેશના ધાર્મિક ઝઘડા મટાડવા માટે બિનસાંપ્રદાયિક રાજ્યની આત્મઘાતક નીતિ હિંદુ બહુમતીવાળી કોંગ્રેસે અપનાવી. જો આ બિનસાંપ્રદાયિકતાનો સિદ્ધાંત સૌએ સ્વીકાર્યો હોત તો આપણા ધાર્મિક ઝઘડાઓનો અવશ્ય અંત આવ્યો હોત. આ નીતિ એકલા હિંદુ કોંગ્રેસીઓએ અપનાવી. એટલે આ દેશમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓને છુટ્ટો દોર મળી ગયો. એને પરિણામે હિંદુ પ્રજાના નાશની ક્રિયાએ વધુ વેગ પકડયો.

આજે હવે સ્વાતંત્ર્યનાં સાત વર્ષો પછી આપણે જરા હિંદુ–મુસલમાન પ્રશ્નની પરિસ્થિતિ જોઈએ. પશ્ચિમ પાકિસ્તાનમાં તો હવે હિંદુઓનું કે હિંદુ સંસ્કૃતિનું નામનિશાન રહ્યું નથી. જ્યાં આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે આશ્રમે આશ્રમે વેદમંત્રોના ઘોષ સંભળાતા હતા એવા એ હિંદુ સંસ્કૃતિના કબ્રસ્તાનમાં આજે મુલ્લાઓની બાંગો સંભળાઈ રહી છે. બીજી બાજુ પૂર્વ પાકિસ્તાનમાંથી હિંદુઓને મારી, લૂંટી કૂટીને લાખોની સંખ્યામાં હાંકી મૂકવામાં આવે છે. ત્રીજી બાજુ ગુજરાતમાં જે મોલેસલામ ગરાસીયાઓને મહમદ બેગડાએ તલવારના ત્રાસથી મુસલમાન બનાવ્યા હતા, તે સ્વેચ્છાએ બિચારા હિંદુ ધર્મમાં પાછા આવે છે. એને માટે શુદ્ધિ સમારંભો યોજાય છે અને પ્રાંતના કોંગ્રેસી વડેરાઓ તરફથી છુપા ફરમાનો છૂટે છે કે આવા સમારંભોમાં કોઈ કોંગ્રેસીએ ભાગ લેવો નહિ, કારણ ? પાકિસ્તાન આ સમાચારોને વિકૃત રૂપ આપીને આપણને દુનિયામાં ફજેત કરી રહ્યું છે. ચોથી બાજુ ત્રાવણકોર–કોચીનમાં જુદા જુદા પક્ષોના રાજપુરુષો વિધર્મીઓની વટાળ પ્રવૃત્તિ તરફ કેવળ આંખ આડા કાન નથી કરતા, પણ વોટ મેળવવાની લાલચે આ પ્રવૃત્તિઓને આડકતરું ઉત્તેજન આપી રહ્યા છે, અને એમાં કોંગ્રેસીઓ,





પ્રજાસમાજવાદીઓ, તેમજ કોમ્યુનીસ્ટો સૌ સરખા ગુનેગાર છે. પ્રાંતેપ્રાંતની આ પરિસ્થિતિ જોયા પછી આપણી વર્તમાન રાજનીતિને બિનસાંપ્રદાયિકતાની નીતિ કહેવી કે હિંદુ નિર્માલ્યતાની અવધી કહેવી એ મને સમજાતું નથી. હું પોતે રાષ્ટ્રવાદી છું, અને દરેક પ્રકારના કોમવાદ જ્ઞાતિવાદ અને ધર્મવાદને અંતઃકરણથી ધિક્કારું છું. પણ આજે જે રીતે બિનસાંપ્રદાયિકતાની નીતિ ચાલી રહી છે એને હું બેવકુફ હિંદુઓએ ખોળેલું આત્મઘાતક મારેનું છેલ્લામાં છેલ્લું સાધન છે એમ અંતઃકરણપૂર્વક માની રહ્યો છું. દરેક હિંદુ જે પરધર્મમાં વટલાય છે તે સીધી કે આડકતરી રીતે દેશનો દુશ્મન બને છે. આ દેશ કેવળ હિંદુઓની જ ધર્મભૂમિ અને કર્મભૂમિ છે. જ્યારે કટોકટી વખતે મોટા ભાગના મુસલમાનો મક્કાને વફાદાર રહેશે, ખ્રિસ્તીઓ રોમ, લંડન કે ન્યૂ યોર્કને વફાદાર રહેશે અને કોમ્યુનીસ્ટો મોસ્કોને વફાદાર રહેશે

એટલે આ દેશના ધાર્મિક ઝઘડાઓનો ઉકેલ આપણે નથી સર્વધર્મસમભાવથી લાવી શક્યા કે નથી સર્વધર્મઅભાવથી લાવી શક્યા. કારણ કે સર્વધર્મસમભાવ એ કોઈ ગાંધીજીની મૌલિક શોધ નથી. એ તો એક સનાતન હિંદુ સંસ્કાર છે. હિંદુઓ રામકૃષ્ણ અને વશિષ્ઠ વિશ્વામિત્ર જેટલું જ બુદ્ધમહાવીર, ઈસામુસા, અને મહમદજરથુસ્તને માન આપે છે. તો ઉલટપક્ષે ખ્રિસ્તીઓ, મુસલમાનો કે કોમ્યુનીસ્ટો ગમે એટલા ઉદાર હોય તો પણ પોતાના પયગમ્બરો જેટલું અન્ય પયગમ્બરોને માન, સ્થાન, કે મહત્વ આપતા નથી. જ્યારે સર્વધર્મઅભાવ એ તો એક પશ્ચિમની સંસ્કૃતિની અભાવાત્મક નકલ છે કારણ કે પશ્ચિમમાં જે અભાવ છે તે માત્ર જૂના ધર્મો પ્રત્યે છે. એમનો જે નવો ધર્મ રાષ્ટ્રધર્મ છે એનાથી તો આપણે હજી હજારો ગાઉનું છેટું છે.

એટલે જે દશા ઈજીપ્તની સંસ્કૃતિની થઈ તે જ દશા હિંદુ સંસ્કૃતિની થતી, આપણે આપણા ઇતિહાસ ઉપરથી સાફસાફ જોઈ શકીએ છીએ.

એક રીતે આજસુધી છેલ્લા અઢીહજાર વરસથી ભારત આપણને આખા એશિયાનો ઇતિહાસ સમજવાની ચાવી પૂરી પાડે છે.

આ દેશમાં જ્યારે બૌદ્ધોની ચઢતી હતી, ત્યારે આખા એશિયામાં બુદ્ધધર્મની જાહોજલાલી હતી. એ જ રીતે જ્યાંસુધી હિંદુ સંસ્કૃતિના ભારતમાં ચઢતાં પૂર હતાં ત્યાંસુધી એશિયામાં પણ એ સંસ્કૃતિનાં ગુણગાન ગવાતાં. હિંદમાં હિંદુઓ હાર્યા. અને મુસલમાનો સ્થિર થયા. એટલે એશિયામાં પણ મુસલમાનોની ચઢતી થઈ. બાલી સિવાયનાં અનેક હિંદુ સંસ્થાનો આખા ને આખા વટલાઈને મુસલમાન થઈ ગયા. એ જ રીતે આ દેશમાં મુસલમાનોની પડતી થઈ. અને અંગ્રેજોની ચઢતી થઈ. એની સાથે સાથે પશ્ચિમ યુરોપની જુદીજુદી પ્રજાઓએ એશિયામાં સંસ્થાનો જમાવ્યા. ભારતમાંથી અંગ્રેજો ગયા એની સાથેસાથે જ આખા એશિયામાંથી સંસ્થાનવાદની પડતી થઈ.

ઈ સ. ની ચોથીથી ચૌદમી સદી સુધીના એક હજાર વર્ષમાં આ દેશમાં અનેક ભટકતી પ્રજાઓ સ્થિર થઈ, અને અહીંના સમાજમાં શોષાઈ ગઈ. એની એ ક્રિયા આપણને ચીનના ઇતિહાસમાં પણ જોવાની મળે છે. અને ભવિષ્યમાં જો આ દેશમાં કોંગ્રેસ નિષ્ફળ જશે અને કોમ્યુનીસ્ટો ફાવશે તો આખો એશિયા એક પણ બંદૂકના બાર વિના મોસ્કોના લાલ ઝંડા હેઠળ આવી જશે.

વાંચક એ હકીકત બરાબર લક્ષમાં રાખે કે હું ભારત અને હિંદુ સંસ્કૃતિ એ બેને એક ગણતો નથી. કારણ કે આ દેશમાં જ્યારથી હિંદુઓની પડતી થઈ, ત્યારથી એ પ્રજા ઈજીપ્તની પ્રજાની પેઠે પર સંસ્કૃતિથી પ્રભાવિત થતી ચાલી. મુસ્લિમ યુગ દરમ્યાન હિંદુઓ- મુસલમાનોથી પ્રભાવિત થયા. અને અંગ્રેજોના જમાનામાં અંગ્રેજો અને એમના ધર્મથી તેઓ એટલી હદ સુધી પ્રભાવિત થયા કે મહાત્માજી



જેવા મહાન નેતામાં પણ હિંદુ અને ખ્રિસ્તી ધર્મ એવા પરસ્પર વણાઈ ગયા છે કે એને છૂટા પાડવાનું કામ લગભગ અશક્ય છે. હવે આ દેશ ઉપર દિવસે દિવસે અમેરિકા અને રશિયા એ બન્નેનો પ્રભાવ વધતો ચાલ્યો છે. છેવટે જે ફાવે તે ખરું! અને એમાં છેવટે ખોટું પણ શું છે? સંસ્કૃતિની નાગામાં નાગી વ્યાખ્યા કરવી હોય તો તે એ થઈ શકે કે 'સંસ્કૃતિ એટલે બળીયાની રહેણી કરણી!'

એક વખત આખા યુરોપમાં નેપોલીયનની હાક વાગતી હતી. પરિણામ એ આવ્યું કે યુરોપની શિષ્ટ ભાષા (લીંગ્વા ફ્રાન્કા) ફ્રેંચ બની. એ જ રીતે આપણે ત્યાં જ્યારે બ્રાહ્મણોનું વર્ચસ્વ હતું, ત્યારે સંસ્કૃત ભાષાની બોલબાલા હતી. મુસ્લિમ-અમલ સાથે બ્રાહ્મણોની સત્તા ઘટી કે સંસ્કૃતનું મહત્ત્વ ઘટતું ચાલ્યું અને પ્રાંતિક ભાષાઓનું મહત્ત્વ વધતું ચાલ્યું. સંસ્કૃતમાં મૌલિક સર્જનો થતાં અટક્યાં. જ્યારે અહીં મુસલમાનો ફાવ્યા, ત્યારે આપણી રહેણીકરણી ઉપર ન ભૂંસી શકાય એવો પ્રભાવ તેઓ પાડી શક્યા. અને જ્યારે અંગ્રેજોએ પોતાનું વર્ચસ્વ જમાવ્યું, ત્યારે આપણે તો ગુલામ હતા એટલે આપણે એમની નકલ કરીએ એમાં નવાઈ નહિ. પણ અનેક સ્વતંત્ર છતાંય પછાત એવી પ્રજાઓએ પોતાનો આત્મવિકાસ સાધવા માટે અંગ્રેજોને આદર્શ તરીકે સ્વીકાર્યા; તેમજ પોતાના દેશકાળ મુજબ નજીવા ફેરફારો કરી બ્રિટિશ પાર્લામેન્ટનું અનુકરણ કર્યું અને એટલા માટે જ બ્રિટિશ પાર્લામેન્ટ એ જગતની બધી પાર્લામેન્ટોની જનની કહેવાય છે. અંગ્રેજી જે વિશ્વભાષા થઈ તે અંગ્રેજ પ્રજાના પ્રચંડ પુરુષાર્થને લઇને જ. અને એ પ્રજાની સંસ્કૃતિની અધોગતિ થવા માંડી ત્યાં તુર્ત જ અંગ્રેજીનો ઝંડો અમેરિકન પ્રજાએ ઉપાડી લીધો અને અમેરિકન સંસ્કૃતિની ચડતી કળા હોવાથી અંગ્રેજી ભાષાની પ્રગતિ પણ વગર અટકે ચાલુ રહી. આપણે 'આર્ય સંસ્કૃતિ' 'આર્ય સંસ્કૃતિ' એમ સમજ્યા વગર કૂટ્યા કરીએ છીએ, પણ આર્ય સંસ્કૃતિ એ તે વળી કઈ બલા છે એ સમજવાની આપણે લેશમાત્ર પરવાહ કરતા નથી. સંસ્કૃતિના તોલમાપની કોઈ પણ કસોટી લો. દરેક કસોટીથી છૂટછૂટી રીતે તેમજ સંયુક્ત રીતે આપણી સંસ્કૃતિ તપાસો.

[૧] એકતાઃ—અનેક લેખકો તરફથી અસંખ્ય વાર દલીલો થઈ છે કે આપણે ત્યાં વિવિધતામાં એકતા છે, પણ ખરી વાત એનાથી બરાબર ઊંધી છે. આપણે ત્યાં ખરી રીતે એકતામાં વિવિધતા છે. જે દેશ ભૌગોલિક રીતે એક છે, તે જ દેશ સાંસ્કૃતિક રીતે ભિન્ન છે અને એનું જ સીધું સાદું પરિણામ ભારત અને પાકિસ્તાન. પણ કદાચ કોઈ એમ દલીલ કરે કે આપણે એક રાષ્ટ્ર નથી, રાષ્ટ્ર સમૂહ છીએ. અંગ્રેજીમાં કહેવું હોય તો એમ કહી શકાય કે આપણે નેશન નથી, પણ મલ્ટીનેશનલ સ્ટેટ છીએ. જેમ કે ગુજરાત, મહારાષ્ટ્ર, આંધ્ર વગેરે તો પછી પ્રશ્ન એ થશે કે ગુજરાતનો મુસલમાન ગુજરાતને વધારે ચાહે છે કે પાકિસ્તાનને? ગુજરાતનો યહૂદી ગુજરાતને વધારે ચાહે છે કે ઈઝરાઈલને? આપણે આપણી નજર સામે જોઈ રહ્યા છીએ કે જે યહૂદીઓને બબ્બે હજાર વર્ષ થયાં ભારતમાતાએ આશ્રય આપ્યો છે અને પોષ્યા છે, તે યહૂદીઓ હવે પોતાનાં ગાંસડાં-પોટલાં બાંધીને 'પવિત્ર ભૂમિ' ભણી પ્રયાણ કરી રહ્યા છે! આ તે કઈ જાતની રાષ્ટ્રીયતા? ઈંગ્લેન્ડનો કોઈ રોમન કેથલિક પોતે રોમન કેથલિક હોવાને કારણે ગાંસડાં-પોટલાં બાંધીને પોપ સાહેબ પાસે રવાના થાય છે ખરો?

ખૂબીની વાત તો એ છે કે આ દેશ એક છે એવી દલીલ કરવામાં સાતવળેકરજી જેવા ચુસ્ત આર્યસમાજી અને વિનોબાજી જેવા ચુસ્ત ગાંધીવાદી-બંને બિલકુલ એકમત છે. સાતવળેકરજી સંસ્કૃત શ્લોકો ટાંકીને અને ચાર ધામ વગેરેના દાખલા આપીને દેશની સાંસ્કૃતિક એકતા સિદ્ધ કરે છે, જ્યારે વિનોબાજી કહે છે કે જુઓને, તમે ભારતમાં ગમે ત્યાં જાઓ,





તો ગમે તે નદીનેય લોકો ગંગા કહે છે આ છે આપણી સાંસ્કૃતિક એકતા પણ કોઈ એ વિચાર કરતું નથી કે ભારત અને પાકિસ્તાનના દસ કરોડ મુસલમાનોમાંથી આ દેશની કોઈપણ નદીમાં નાહવાથી પવિત્ર થવાય એવું કેટલા મુસલમાનો માને છે?

હા અલબત્ત, એ વાત સાચી છે કે ભારત કે પાકિસ્તાનનો મુસલમાન દુનિયાના કોઈપણ દેશના મુસલમાન કરતાં તરત જુદો પડી આવે છે સેંકડો વર્ષોના ઇતિહાસે પોતાની ન ભૂંસી શકાય એવી છાપ એની ઉપર મૂકી જ છે છતાંય હિંદુ કે હિંદી સમાજમાં એ ભળી જાય એ વાતને હજી લાખો ગાઉનું છેટું છે

[ ૨ ] ઐતિહાસિક સાતત્ય—ઐતિહાસિક સાતત્ય એ સંસ્કૃતિને સ્થિર રાખવાનું બહુ જ મહત્ત્વનું સાધન પણ આ દેશમાં શ્રમણ ક્રાન્તિ ઉપર હિંદુ પ્રતિક્રાન્તિએ જેવો દિગ્વિજય મેળવ્યો તેવો દિગ્વિજય ઇસ્લામી ક્રાન્તિ સામે મેળવવામાં હિંદુ પ્રજા નિષ્ફળ નીવડી છે આ દેશનો એક મુસ્લિમ પ્રજાજન આંતરરાષ્ટ્રીય વ્યક્તિ મટીને રાષ્ટ્રીય વ્યક્તિ થયો નથી

હિંદુઓની ખાનદાની વસિષ્ઠ, વિશ્વામિત્ર અને રામ કૃષ્ણથી શરૂ થાય છે જ્યારે મુસલમાનોની ખાનદાની મહંમદ પયગંબરથી શરૂ થાય છે પરિણામ એ આવ્યું છે કે જે શ્રીકૃષ્ણના યાદવ વંશજો વટલાઈને મુસલમાન થયા છે, તેઓ પોતાને કૃષ્ણના પિતરાઈ કહેવડાવવાને બદલે મહંમદ પયગંબરના પિતરાઈ કહેવડાવે છે! પોતાની જાતને તેઓ સૈયદ કે પઠાણ તરીકે ઓળખાવવામાં અભિમાન લે છે એટલે આ દેશના સામાન્ય મુસલમાનના માનસના મૂળ મહંમદ પયગંબરથી શરૂ થાય છે કોઈને વળી વિશેષ મૂળ ફૂટે તો તે મૂળ વેદ ઉપનિષદની દિશામાં જતાં નથી, પણ રૂમશામની દિશામાં જાય છે રાજકીય રીતે જાગૃત એવા મોટા ભાગના મુસલમાનો લિપિ તરીકે ઉર્દૂ જ પસંદ કરશે પણ જો ઉર્દૂ ચાલે એમ જ ન હોય તો તેઓ દેવનાગરીને બદલે રોમન લિપિની હિમાયત કરશે અને પોતે પ્રગતિશીલ છે એવી આત્મ-વંચના સેવશે

[ ૩ ] રાષ્ટ્રીયતા—પશ્ચિમના દેશોમાં રાષ્ટ્રીયતા જે કસોટીથી મપાય છે, તે કસોટી જો આપણે લાગુ પાડવી હોય, તો કેટલીક કસોટીઓ જડશે જ નહિ અને જો જડશે એમાં એકતામાં વિવિધતા માલૂમ પડશે

રાષ્ટ્ર તો બે ભારત અને પાકિસ્તાન રાષ્ટ્રધ્વજ તો બે ભારતના અને પાકિસ્તાનના ભાષા તો બે હિન્દી અને ઉર્દૂ લિપિ તો બે દેવનાગરી અને ઉર્દૂ રાષ્ટ્રીય ફૂલ તો બે કમળ અને ગુલાબ રાષ્ટ્રવૃક્ષ તો બે વડ અને તાડ રાષ્ટ્રીય ભોજન અને પીણાની ખબર નથી અને છતાંય જો રાષ્ટ્રીય પીણું કહેવું હોય તો હું ગાયનું દૂધ એ કહું, પણ ગૌવધના ઝઘડાએ, દૂધની વસતિએ અને બિનસાંપ્રદાયિકતાની નીતિએ હું પણ વિમાસણમાં પડી ગયો છું કે એને રાષ્ટ્રીય પીણું કહેવું કે ન કહેવું?

કોઈ ઉદાર મતવાદી ભાઈ એમ કહેશે કે છોડો ને આ બધી મગજમારી, આજે જ્યારે એક વિશ્વ સંસ્કૃતિ થવા બેઠી છે, ત્યાં આવી સંકુચિત વાતો તમારા મગજમાંથી ક્યાંથી નીકળે છે? તો એનો જવાબ એ છે કે કેવળ આપણે જ ભાઈચારો વધારીને વિશ્વસંસ્કૃતિ ઇચ્છીએ છીએ, એમ નથી દુનિયાની દરેક પ્રજા એ જ ઇચ્છી રહી છે તો પછી આ ઝઘડા બધા શાના છે? એનો જવાબ એ છે કે ઝઘડા તો આ બધા મોટાઈ-નાનાઈના છે બધા કહે છે કે આંતરરાષ્ટ્રીય એકતા ઊભી કરો અને વિશ્વશાન્તિ સ્થાપો ઇંગ્લેન્ડ કહે છે કે અમે આજ સુધી બધી લડાઈઓ 'બ્રિટિશ શાંતિ'ના બચાવ માટે જ લડ્યા છીએ આ 'બ્રિટિશ શાંતિ' એ 'રોમન શાંતિ'ની મોટી આવૃત્તિ છે એનો અર્થ એટલો જ કે આપણે બધા ભાઈ ભાઈ, એમાં મોટો ભાઈ હું! અમેરિકા એવું એ કહે છે કે અમને જરાય સામ્રાજ્ય



લાલસા નથી. દુનિયામાં બધે અમે ભાઈચારો ફેલાવી સૌ અમારા જેવા સ્વતંત્ર થાય એમ ઇચ્છીએ છીએ. માત્ર મોટાભાઈ અમે છીએ એટલું કબૂલ કરી લો. દુનિયાની રાજધાની ન્યૂ યૉર્કને બનાવી નાખો એટલે બધા ઝઘડા પતી જશે. યુનોનો પ્રયત્ન એ જ દિશામાં છે. રશિયા એનું એ જ કહે છે. હમણાં હવામાં એક નવું સૂત્ર વહેતું થયું છે કે 'હિંદી-ચીની ભાઈભાઈ' પણ એમાં મોટો ભાઈ કયો એનો એ સૂત્રમાં ભૂલથી ઉલ્લેખ કરવાનો રહી ગયો લાગે છે!

જે આંતરરાષ્ટ્રીયતાનાં મૂળ રાષ્ટ્રીયતામાં ન હોય, તે આંતરરાષ્ટ્રીયતા પ્રજાને ઉચ્ચ સ્થાને બેસાડવાને બદલે તે પ્રજાને નામશેષ કરી નાખે છે.

આ દેશમાં બુદ્ધ ધર્મને પ્રજાએ ઉત્સાહપૂર્વક અપનાવ્યો, પણ જ્યારે એ જ ધર્મના અનુયાયીઓ પોતાનો અને પારકાનો ભેદ ભૂલી જઈને આ દેશ ઉપર પરદેશી બૌદ્ધોનું આક્રમણ લાવતા થયા ત્યારથી તેઓ અળખામણા બન્યા અને એ દેશદ્રોહની શિક્ષા તરીકે એ ધર્મ ઓછેવત્તે અંશે દેશનિકાલ થઈ ગયો. એની એ સ્થિતિ ઇસ્લામની થઈ અને ખ્રિસ્તીઓની થશે. કૉમ્યુનિસ્ટો તરફ આજ સુધી લોકોનો જે અભાવ હતો તે મુખ્યત્વે એ વાદના દર્શન સામે કે આર્થિક-વ્યવસ્થા સામે નહોતો; પણ એમની પરદેશીઓ પ્રત્યેની વફાદારીને અંગે હતો. એટલે મૂળ પ્રશ્ન કોઈપણ ધર્મ કે ધાર્મિક માન્યતાનો નથી, પણ સાંસ્કૃતિક વફાદારીનો છે જે દિવસે આ દેશમાં પ્રજા રાષ્ટ્રધર્મ એ એક જ ધર્મ સ્વીકારશે, તે દિવસે આખા દેશની એક સંસ્કૃતિનું નિર્માણ થશે.

**[૪] સંસ્કૃતિનાં વિવિધ અંગોઃ**—સંસ્કૃતિના વિસ્તાર માટે સૌથી પહેલાં તો ધરતી જોઈએ, જીવનક્ષેત્ર જોઈએ. એક વખત જે સંસ્કૃતિનાં મોજાં અમેરિકાથી યુરોપ સુધી લહેરાતાં હતાં, તે સંસ્કૃતિ આજે ભારતમાં પણ સર્વોપરિ રહી નથી. ભૂતકાળના એના સંસ્થાનો સાથેના સંબંધો સદંતર કપાઈ ગયા છે, એટલું જ નહિ, પણ ભારતમાંથી પણ પાકિસ્તાનનો મોટો ભૂખંડ એને મુસ્લિમ સંસ્કૃતિને ખંડણી લેખે આપી દેવો પડ્યો છે. એક વખતનું મહાભારત હવે લઘુભારત થઈ ગયું છે અને એમાંય સંસ્કૃતિઓનો શંભુમેળો જામ્યો છે. જૂનાં ભારતીય અને બ્રિટિશ સંસ્થાનો જેવાં કે લંકા, બ્રહ્મદેશ, મલાયા, આફ્રિકા વગેરેમાંથી હિંદુઓને જાકારો મળી રહ્યો છે અને એમનું જીવનક્ષેત્ર ભારત સિવાય હવે જગતમાં ક્યાંય રહ્યું નથી. ભારતની વર્તમાન સરહદો કાયમી છે એવું માનવાની મૂર્ખાઈ રાજકીય રીતે ઊંઘતો માણસ જ કરી શકે. ઉત્તરમાંથી પાકિસ્તાનનો રાહુ અને દક્ષિણમાંથી ખ્રિસ્તીસ્તાનનો શનિશ્ચર પોતાનો અદૃશ્ય પ્રભાવ ફેલાવી રહ્યા છે. તેઓને સંપૂર્ણરીતે સફળ થવામાં કેવળ સમય સિવાય બીજું કોઈ નડતર છે જ નહિ. ક્રમશઃ એક ઊંઘતી પ્રજાને જાગતી પ્રજાઓ ગળી રહી છે. આ રીતે એક બાજુ હિન્દુપ્રજાનું જીવનક્ષેત્ર સંકોચાઈ રહ્યું છે, તો બીજી બાજુ ધર્મમાં શંકરયુગ પછી ખાસ કશું નવું થયું નથી. તત્ત્વજ્ઞાનમાં ગીતા પછી પૂર્ણવિરામ આવી ગયો છે. શિલ્પ-સ્થાપત્યમાં વિજયનગરના નાશ પછી હવે તો પુરાણાં ગાણાં ગાવાં જ બાકી છે. આપણી તમામ રહેણીકરણી ઉપર પશ્ચિમની અસર એટલી બધી પ્રબળ થતી જાય છે કે ક્રિકેટ, ફૂટબૉલ અને બેઝબૉલ જેવી રમતો ગામડાંઓ સુધી પહોંચી ગઈ છે. ગામડાંના મકાનોમાંય પશ્ચિમનું સ્થાપત્ય પેઠું છે. કોટપાટલૂન સામે કોઈને સૂગ જ નથી અને હવે એ ભણેલા વર્ગનો રાષ્ટ્રીય પોશાક બનતો ચાલ્યો છે. ભોજનમાંય ઠેઠ ગામડાં સુધી પાટલાપદ્ધતિને રૂખસદ આપીને ટેબલ-ખુરસીનો સ્વીકાર થવા માંડ્યો છે. જમણમાંય પરદેશી વાનીઓ પેસી રહી છે. અંગ્રેજીનો ગમે એટલો વિરોધ કરવા છતાં એનો મોહ કોઈને ઘટ્યો હોય એમ દેખાતું નથી. અરે! પહેરવાના પોશાકમાં માત્ર સાડીની જ વાત કરીએ તો ભારતીય સાડીની અનેક યુરોપીયન કલાવિવેચકો અને જુંગ જેવા માનસશાસ્ત્રીઓએ મુક્તકંઠે પ્રસંશા કરી છે, છતાંય એનું ભાવી પણ ભયમાં છે. બૃહદ્ ભારતમાં સીયામની માજી રાણી એ





છેલ્લી રાણી હતી કે જે પાટણનાં પટોળાંની શોભીત હતી હવે નવી રાણી તો મરમ થઈ ગઈ છે. ઘરઆંગણે જોઈએ તો વીસત્રીસ વરસની કન્યાઓ પણ ફ્રોક પહેરતી થઈ ગઈ છે. અને કેટલીક વાર તો ભણેલી યુવતીઓની સાડી દૂરથી જોતાં મને એવો ભ્રમ થાય છે કે આ નવી જાતનું ફ્રોક તો નહિ હોય !

પ્રજામાં પોતાનું વીર્ય ન હોવાને કારણે આ બધાં બહારનાં તત્ત્વો પ્રજાજીવનને સમૃદ્ધ કરવાને બદલે વિકૃત બનાવી રહ્યાં છે એટલે તમામ દૃષ્ટિએ જોઈએ તો મને તો હિંદુસંસ્કૃતિ મરતી લાગે છે. જેને એના ઉજ્જવળ ભવિષ્ય વિષે આશા હોય તેઓ એક પેઢી જ જો ધીરજ ધરે તો તુર્ત જ એમને પોતાની માન્યતાઓ કેટલી સાચી-ખોટી છે, તેની સમજ પડી જશે

આપણી પાસે વેદ, ઉપનિષદ્, ગીતા, અજંતા, ઇલોરા, ભુવનેશ્વર, ચાણક્ય, કાલિદાસ, ભવભૂતિ, રામાયણ, મહાભારત વગેરે જે કંઈ ગૌરવ લેવા જેવી વસ્તુઓ છે, એ તો ભૂતકાળની આપણા પૂર્વજોની સિદ્ધિઓ. વર્તમાનકાળમાં યુદ્ધોત્તર યોજનાઓમાં જ્યાં જ્યાં જ્વલંત સિદ્ધિઓ મેળવી છે, ત્યાં ત્યાં એ સિદ્ધિઓમાં આપણો હિસ્સો કેટલો અને પારકો કેટલો એ નક્કી કરવું મુશ્કેલ છે. એનો સાચો નિર્ણય તો હવે પછીનાં દસ-વીસ વર્ષમાં જ થઈ શકશે. મોટી યોજનાઓની સફળતા સુવ્યવસ્થિત બ્રિટિશ રાજ્યતંત્ર અને અમેરિકન દોરવણીને ઘણે અંશે ઋણી છે. જે જે સ્થળોએ કોમ્યુનિટી પ્રોજેક્ટ જેવી ગ્રામોદ્ધારની યોજનાઓ સફળ થઈ છે, ત્યાં પણ આ ધરતીમાં રેડાયેલા નવા અમેરિકન સંસ્કૃતિના વીર્યને એ આભારી છે.

**પ્રશ્ન. ૨ :** તો પછી શું તમને હિન્દુઓમાં કોઈ સદ્‌ગુણ દેખાતો જ નથી? અને હિન્દુસંસ્કૃતિ નાશ પામશે તો એનું સ્થાન બીજી કઈ સંસ્કૃતિ લેશે?

**ઉત્તર :** હિન્દુપ્રજામાં કોઈ સદ્‌ગુણ છે જ નહિ, એવું કહેવા જેટલો મૂર્ખ હું નથી. આપણામાં વ્યક્તિગત સદ્‌ગુણ ગમે તે હોય પણ પ્રજાકીય સદ્‌ગુણ એકેય નથી. સૌથી પહેલો બુદ્ધિનો જ પ્રશ્ન લઈએ, તો આ દેશના અને પરદેશના અનેક તટસ્થ નિરીક્ષકોએ વારંવાર કહ્યું છે કે દુનિયાની કોઈપણ પ્રજાના પ્રજાજન કરતાં એક સામાન્ય હિન્દુ ઊતરતો નથી જ; એટલું જ નહિ, પણ સનંદી નોકરીઓમાં, ઇજનેરીમાં, દાક્તરીમાં, વિજ્ઞાનમાં તેમ જ બીજા અનેક વિષયોમાં અહીંના વિદ્યાર્થીઓ ઇંગ્લેન્ડમાં તેમ જ અન્ય સ્થળોએ જઈ પહેલે નંબર પાસ થયા છે અને પોતાના અધ્યાપકોનો પ્રેમ સંપાદન કર્યો છે. શૌર્યમાં અકબરના સેનાપતિ માનસિંગથી માંડીને જામસાહેબ સુધીના ઇતિહાસમાં અનેક રજપૂતવીરો પાક્યા છે કે જેમણે સરહદના પઠાણોને પણ તોબાહ પોકરાવી હોય. આજે પણ રડતા પઠાણ-બાળકને છાનું રાખવા માટે એની માતા રણજીતસિંહના સેનાપતિ હરિસિંહ નલવાનું નામ લે છે. ગયા બે વિશ્વયુદ્ધોમાં ભારતીય યોદ્ધા દુનિયાના કોઈ યોદ્ધા કરતાં ઊતરતો માલૂમ પડ્યો નથી. અરે, નમાલા અને બિચારા-ખાઉ મનાતા ગુજરાતીઓએ પણ મેજર જોરાવરસિંહજી અને આપણા નિવૃત્ત સરસેનાપતિ રાજેન્દ્રસિંહજી જેવા નામાંકિત યોદ્ધાઓ આ દેશને આપ્યા છે. વૈશ્યો જુઓ તો પરદેશના કોઈપણ ઉદ્યોગપતિની સાથે બેસી શકે એવા ઉદ્યોગપતિઓ આપણે પક્વ્યા છે. અરે! જુગારની વાત જુઓ, તો મ એમાં ય ન્યૂયૉર્કના સટોડિયાઓને તોબાહ પોકરાવનારા મારવાડીઓ આ દેશમાં વિદ્યમાન છે. બેનીના અંગ્રેજ અને અમેરિકન નિષ્ણાતો પણ અહીંના ખેડૂતની પ્રશંસા કરતા હોય છે, અને તે એટલે સુધી કે ડૉ માન લખી ગયો છે કે ચરોતરના પાટીદારને ખુદ અમેરિકન પણ ખેતી શીખવી શકે એમ નથી. ગુજરાતના ખારવાઓએ તો સક્કર બરાજના સર્જનમાં નામ કાઢેલું. આપણા મજૂરોની મજૂરી કરવાની તાકાત જોઈને જ અંગ્રેજો એમને ગિરમિટિયા તરીકે પછાત પ્રદેશોના વિકાસ માટે લઈ જતા, પણ આ બધા સદ્‌ગુણો વ્યક્તિગત કે જ્ઞાતિગત પ્રજાકીય સદ્‌ગુણ એકેય ન મળે! પ્રજાને એકના



આપનારું સંગઠનનું તત્ત્વ એનો આપણી સંસ્કૃતિમાં સદંતર અભાવ છે, એમ કહીએ તો પણ ચાલે. પરિણામે આપણે ભૂતકાળમાં ગુલામ હતા અને ભવિષ્યમાં ગુલામી તરફ જવાનો ઘણો મોટો સંભવ છે.

હિંદુ સંસ્કૃતિ નાશ પામશે, તો એનું સ્થાન કઈ સંસ્કૃતિ લેશે, એની આગાહી કરવાનું કામ તો અત્યારે લગભગ અશક્ય છે. અત્યારે તો આ દેશની વિરાટ માનવતામાં એક જબરજસ્ત સમુદ્રમંથન ચાલી રહ્યું છે—એમાં અનેક નવીજૂની સંસ્કૃતિઓએ સર્વોપરિતા માટે હોડ બકી છે. છેવટે તો વિકાસવાદનો નિર્દય નિયમ 'યોગ્યતમનો દિગ્વિજય' એ જ સાચો પડવાનો.

**પ્રશ્ન.** ૯: કદાચ એમ કેમ ન બને કે આજે જે સકળ વિશ્વની એક સંસ્કૃતિ રચાઈ રહી છે એમાં પોતાનો અત્યંત મહત્ત્વનો ફાળો આપીને હિંદુ સંસ્કૃતિ વિલીન થઈ જાય!

**ઉત્તર:**—ખુદ હિન્દુઓને જ જ્યાં હિન્દુ સંસ્કૃતિની પડી નથી, ત્યાં પારકા લોકો એવા બાઘા નથી કે પોતાનું છોડીને આપણું લેવા આવે. આપણી સંસ્કૃતિના અનેક સંગ્રહયોગ્ય અને અમૂલ્ય તત્ત્વો નાશ પામી રહ્યાં છે એનો એક જ દાખલો આપું. સામવેદ ગાવાની પદ્ધતિ અત્યંત જટિલ છે. એના જાણકારો છેલ્લાં પાંચ હજાર વર્ષોથી વંશપરંપરાગત આ જ્ઞાન સાચવી રહ્યા હતા. હવે એના જાણકારો મરી પરવારે છે, કારણ કે વેદની કોઈને કંઈ પડી નથી; પણ એ નાશ પામતાં સ્વરપ્રભુત્વને કાયમને માટે સાચવી રાખવા માટે એનું ધ્વનિમુદ્રણ કરીને એ પ્લેટો ઠેરઠેર રાખવાની કોઈને પડી નથી. ત્યાંથી માંડીને ગામડે ગામડે ફેલાયેલી માણભટ્ટની સંસ્થા કેવી અજબ રીતે અલોપ થઈ ગઈ એ બધું વિચારવા જેવું છે. સ્વ. રામનારાયણ પાઠકે સ્વૈરવિહારમાં એક બહુ જ કિંમતી વિચાર મૂકયો હતો કે, આપણા લોકો આફ્રિકામાં ઘણા લાંબા સમયથી વસે છે. ત્યાંની અનેક પ્રજાઓ ને ભાષા છે, પણ લિપિ નથી. આપણે જો ધાર્યું હોત તો આપણે એમને આપણી લિપિ આપી શકયા હોત વાત તદ્દન સાચી છે. સવાલ માત્ર 'જો' અને 'તો' નો જ છે. ભૂતકાળની વાત જવા દો, વર્તમાનકાળની જ વાત લો. હું આપણી લિપિ વિષે જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે ત્યારે એના શોધક બ્રાહ્મણો પ્રત્યે મારું હૃદય પૂજ્યભાવથી નમી પડે છે. દેવનાગરી લિપિ આખા જગતમાં શાસ્ત્રીયમાં શાસ્ત્રીય લિપિ છે. જગતલિપિ થવાની જો કોઈની પણ લાયકાત હોય તો તે દેવનાગરી લિપિની છે—એમાં આધુનિક યુગનાં સાધનોને અનુરૂપ નજીવી વધઘટ કરીને દેવનાગરી લિપિને અને તેમાંય એના ગુજરાતી સ્વરૂપને વિશ્વ-લિપિ બનાવવી જોઈએ, એવો મારો અંગત દૃઢ મત છે; પણ મારા મતથી દુનિયા ચાલતી નથી. જગતમાં સત્ય કરતાં શક્તિની વધારે કિંમત છે. એટલે ખુદ ભારતમાં મુસલમાનોને આવી અદ્ભુત લિપિ અળખામણી લાગે છે. જગત આખામાં હિંદુઓ એ એક જ એવી પ્રજા છે કે જેઓ જેવું બોલે છે, તેવું જ લખે છે. આપણી છાશવારે તારીફ કરનાર પ્રગતિશીલ અમેરિકા આ લિપિને અપનાવશે? જગતની તમામ પ્રગતિ પોતાને ત્યાં છે એવી ખાંડ ખાનારા કોમ્યુનિસ્ટો એમની ઢંગધડા વિનાની લિપિને પડતી મૂકી દેવનાગરી સ્વીકારશે? અરે! દૂરની વાત તો જવા દો. આપણે હવે તો 'હિંદી-ચીની ભાઈ ભાઈ' બહુ જોરથી સાંભળી રહ્યા છીએ. ચીનાઓ ઠેઠ ઈજિપ્શિયન સંસ્કૃતિ વારાની એમની મહાકાય ગુરુશિખર લિપિને પડતી મૂકીને આપણી સરળ અને શાસ્ત્રીય લિપિ સ્વીકારશે? વિશ્વસંસ્કૃતિમાં ભારતીય સંસ્કૃતિ અદ્ભુત અને આધ્યાત્મિક ફાળો આપી દેશે એવું માનનારા ભોળા આત્માઓ આવી દરેક નક્કર કસોટી ઉપર જો આપણી સંસ્કૃતિનાં અંગોને તપાસી જોશે, તો તેમને ખાતરી થશે કે એમની આશા હજાર વર્ષથી ચાલી આવતી એક ઠગારી આશા જ છે. એટલે સંસ્કૃતિના નાશથી મોટામાં મોટી કરુણતા એ છે કે સંસ્કૃતિનાં સારાં અને માઠાં—બધાં અંગો

ધનસુખલાલ કૃ. મહેતા

# કરસની કઠણાઈ

આપણા જીવનમાંથી જાણે ઉલ્લાસ ઊડી જ ગયો હોય તેમ સાહિત્યમાં પણ કરુણતા જ દેખાય છે. પણ અહીં રજૂ થયેલી નાટિકા આપણને કેવા હળવા ફૂલ બનાવી દે છે ! આપણા પીઢ સાહિત્યકારે રૂપાંતર કરીને મૂકેલી આ નાટિકા સરસ પ્રહસન પણ બને છે......

પાત્રો :—

ઇન્દ્રાણી
વિલાસિકા
કસ્તુરી
મન્મથ
લીલી

સ્થળ : ઇન્દ્રાણીના ઘરનો એક ખંડ :

[ ઇન્દ્રાણી મોટેથી એક લોકપ્રિય ફિલ્મી ગીતની કડી લલકારતી હોય છે. એટલામાં બહાર બારણાની ઘંટડી વાગે છે. ]

ઇન્દ્રાણી : ( અટકીને ) વળી કોણ આવ્યું ? પેલી જ આવી લાગે છે ?

[ ઊઠીને ધમધમ કરતી જાય છે. બારણું ઉઘાડે છે. અને એક બહેનપણીને લઈને આવે છે. ]

બારણે ઘંટડી વાગી ને તરત હું સમજી કે તું વિલાસિકા જ આવી પહોંચી હશે. લે હવે બેસ, જરા ચાક ખા

વિ : હા રે તે તો હું ખાવો હશે ત્યારે ખાઈ લઈશ. પણ ઇન્દ્રાણી, હાલમાં શી ચાલે છે પ્રવૃત્તિ ?

ઈ : પ્રવૃત્તિ વળી શી ! પણ–વિલાસિકા ! આ બ્લાઉઝ તને કાંઈ 'સૂટ' થતું નથી લાગતું.

વિ : એમાં તો શું થાય ! આ બ્લાઉઝ મેં કાંઈ તને રાજી કરવા થોડું જ પહેર્યું છે.

ઈ : ઓહો એમ છે ! ત્યારે કોને રાજી કરવા પહેર્યું છે ? પેલા મન્મથને ? હેં હેં હે !

વિ : એ વાત હમણાં જવા દઈએ પણ તેં મને શા માટે બોલાવી ? જ્યારે પણ આપણે મળીએ છીએ ત્યારે લઢીને છૂટાં પડીએ છીએ.

ઈ : મારે તારી સાથે જરા વાત કરવી હતી, વિલાસિકા.

વિ : પણ એવી તે શી વાત ! મેં હમણાં તો કહ્યું કે આપણે બે સામસામા કટાક્ષ સિવાય તો બોલી જ શકતાં નથી.

ઈ : તું ભલે કટાક્ષમાં બોલે. મને એનું કશું માઠું લાગવાનું નથી. પણ મને તારે માટે ખરેખર લાગી આવે છે. મારે તને માઠા સમાચાર આપવાના છે.

વિ : માઠા ! શા સમાચાર ? ઇન્દ્રાણી !

ઈ : હું–અં, જરા ખેવાસ્તો,

વિ : તારે આપવા હોય ત્યારે આપજે. પહેલાં આ ચાહનો સામાન પડી રહ્યો છે તે ચાહ પી લઈએ.

ઈ : નહિ, હમણાં નહિ.

વિ : કેમ ! કોઈ આવનાર છે ? ઇન્દ્રાણી !

ઈ : હા, પેલી કસ્તુરી આવનાર છે.

વિ : આપણે બે મળ્યાં એ જ ઠીક નથી થયું તો વળી પાછી પેલી કસ્તુરીની લોય ક્યાં મારી ! આપણને ત્રણને તો નહિ જ ફાવે ! ઊભા રહે નહિ બને.

ઈ : કારણ વગર તો મેં એમ નહિ કર્યું હોય ને.

---

રુઢી સાથે નાશ પામી રહ્યાં છે અને એમાંય સારાં અંગો વિશેષ કરીને ! જે લિપિ આટલી બધી શાસ્ત્રીય લિપિ છે તે જ લિપિ ઉકેલવા માટે આજથી બસો વર્ષ પછી કદાચ ઈન્ડો લોજિસ્ટોનું એક મોટું લશ્કર જોઈશું !

[ આવતે અંકે ' રાષ્ટ્રીય પ્રતિભા. ' ]





વિ : તો તો કારણ બહુ મહત્ત્વનું હોવું જોઈએ, ઇન્દ્રાણી.

ઈ: હા, છે ખરું વિલાસિકા ! તું ગયે શુક્રવારે ક્યાં ડિનર લેવા ગઈ હતી ?

વિ : મન્મથ જોડે.

ઈ: તને આનંદ પડ્યો હતો ?

વિ : હા જી, ઘણો જ.

ઈ: મને રવિવારે મન્મથ પેલી ' સમુદ્રવિલા ' હોટેલમાં લઈ ગયો હતો. તે વખતે એ બોલેલો કે વિલાસિકાની વાતોથી મને ખૂબ ખૂબ કંટાળો આવ્યો હતો.

વિ : તું શું કહે છે, ઇન્દ્રાણી ! મને શુક્રવારે એ મન્મથે એમ સાફ કહેલું કે ઇન્દ્રાણીનું હવે હું મોં સુદ્ધાં જોવાનો નથી.

ઈ: પણ વિલાસિકા રવિવારે તેણે મને પણ એમ જ કહ્યું હતું !

વિ : હા તે હશે પણ જોની, હું અને મન્મથ પાછાં સોમવારે સાથે હતાં.

ઈ: તે વખતે એણે કસ્તુરી માટે કશું કહેલું ?

વિ : હા, કે કસ્તુરી સાથે તે કદી ભવિષ્યમાં એક શબ્દ પણ બોલવાનો નથી.

ઈ: હો હો હો ! હું એમ જ ધારતી હતી. તું મન્મથને સોમવારે સવારે મળી સોમવારે રાતે તે કસ્તુરી સાથે મીજબાની ઉડાવતો હતો.

વિ : એમ ! ચાલો, હું જેટલો અહીં આનંદ માણી રહી છું તેટલો આનંદ કસ્તુરી પણ અહીં આવીને માણશે. પણ હવે કસ્તુરી ક્યારે આવે છે ?

ઈ: તું જો તો ખરી, વિલાસિકા, કસ્તુરીયે આવશે અને મન્મથ પણ આવશે.

વિ : તું શું બોલે છે ! તને મશ્કરીનો ખ્યાલ જરા વિચિત્ર લાગે છે. હું તો આ ચાલી.

ઈ: નહિ, નહિ, વિલાસિકા, જરા બેસ તો ખરી. તને પણ આખરે તો ગમ્મત પડશે જ (બારણે ઘંટડી વાગે છે અને થોડીવારમાં કસ્તુરી દાખલ થાય છે. )

ઈ: વિલાસિકા, તું કસ્તુરીને ઓળખે જ છે ને ? અને તું કસ્તુરી ?

વિ : હું કસ્તુરીને બહુ સારી રીતે ઓળખું છું.

ક : અને હું વિલાસિકાને મજાની રીતે જાણું છું.

ઈ: તો તો બહુ સારું, જાણે વાત આમની આમ છે કે અમે હમણાં મન્મથ વિશે વાતો કરતાં હતાં, કસ્તુરી.

ક : હું મન્મથ વિશે વાત કરવા માગતી નથી, સમજી, ઇન્દ્રાણી !

ઈ: પણ એમાં તું આટલી ગુસ્સે શું થઈ જાય છે ! જો, હું, તું અને વિલાસિકા ત્રણે મન્મથનાં સારાં મિત્રો છીએ.

ક : અહાહા ! જુઓને ઇન્દ્રાણી અને વિલાસિકા, મન્મથના કહેવા ઉપરથી તો એમ સાફ જણાતું હતું કે એ તમને બંનેને ધિક્કારે છે.

વિ : તે હશે પણ ત્યારે કસ્તુરી, તને મન્મથ માનથી જુએ છે એમ તું ધારે છે ?

ક : હા જી, મારી સોએ સો ટકા ખાતરી છે.

વિ : બિચારી કસ્તુરી, સ્વપ્નસૃષ્ટિમાં જ રમતી લાગે છે.

ક : હું તો સ્વપ્નસૃષ્ટિમાં રમું છું પણ તું વિલાસિકા, શું કરી રહી છે ?

ઈ : કૃપા કરીને તમે એ જૂના જમાનાની બૈરીઓ માફક લડતાં રહેશો ?

વિ : પણ એમાં વાંક બધો તારો છે. તેં આપણને ત્રણેને ભેગાં શા માટે કર્યાં ?

ઈ: કારણ વગર તો એમ નહિ જ કર્યું હોય ને ! જુઓ સાંભળો :

ક : હા, બોલ, ઇન્દ્રાણી.

ઈ: પેલો મન્મથ આપણને ત્રણેને બનાવી રહ્યો છે.

ધડાકમાં એ મારી જોડે આવે છે અને તમારા બેનુ વાંકુ બોલે છે, વિલાસિકા જોડે જાય છે ત્યારે મારુ અને કસ્તુરીનુ ભૂડુ બોલે છે અને કસ્તુરી જોડે હોય છે ત્યારે મારુ અને વિલાસિકા તારુ ખરાબ કહે છે ખરુ જોતા પેલા ખેનાડીઓ હવામા એક સામટી ત્રણ બાટલી ફેરવ્યા કરે છે ને એમ આપણુને રમાડ્યા કરે છે

વિ ઇન્દ્રાણી, તે આપણુને ત્રણેને બાટલીની ઉપમા આપી એ મને ગમતુ નથી તુ કહે છે એ સાચુ તો જણાય છે

ક સાચુ હોય તો શુ કરવુ છે તમારે ?

ઈ એમાં કરવાનુ શુ હોય ! બધુ પતી ગયુ હવે તો

વિ એટલે શુ ? શુ પતી ગયુ ?

ઈ તમે તો છાપા પણ નિયમિત વાંચતાં જણાતા નથી

ક નથી વાંચતાં, બાઈ, નથી વાંચતાં પણ છે શુ ?

ઈ આ છાપામાં જાહેર ખબર આવી ગઈ છે કે મન્મથચન્દ્ર દેસાઈનાં લગ્ન પેલી લીલી દીવાનજી જોડે થનાર છે

વિ લીની દીવાનજી !

ક. પણ એમ બન્યુ ક્યારે ! હજી હુ બે દિવસ પહેલા તો મન્મથ જોડે ફિલ્મ જોવા ગઈ હતી

ઈ: બન્યુ એ સાચી વાત છે એમ તો હુ પણ તે પહેલાં એની જોડે નાટક જોવા ગઈ હતી

વિ અને હુ હજી ગઈ કાલે જ એની જોડે નરીમાન પોઈન્ટ ફરવા ગઈ હતી

ઈ. અને છતાં આ વાત સાચી છે લીલી દીવાનજી જોડે એ પરણવાનો છે તે આપણે જાણ્યુ !

વિ કસ્તુરી ! કસ્તુરી ! ખરેખર મને તારે માટે લાગી આવે છે હો

ક અને વિલાસિકા મને પણ તારે માટે તેટલુ જ લાગી આવે છે

ઈ પણ તમને બેને મારે માટે જરા પણ લાગી નથી આવતુ ?

વિ ઈન્દ્રાણી, જાણે તને તો આનુ દુ ખ જ થતુ નથી એવુ તુ તો બતાવે છે અમે તો સાફ કહી દઈએ છીએ કે અમને બહુ લાગે છે

ઈ હુ એવુ કશુ બનાવતી નથી પણ આજે સવારથી રડયા કરતી હતી પછી તે ક્યાં સુધી રડયુ આવ્યા કરે !

વિ એની આખમા તો જાદુ ભર્યો હતાં !

ક અને એના વાંકડિયા વાળ !

ઈ અને એની વાત કરવાની સિફત પણ કેવી કે એનુ કહેવુ બધુ જ આપણે સાચુ માની લઈએ

વિ કારણ કે આપણે માનવા તૈયાર હતાં

ઈ એ હરામખોર છે આપણે એના પ્રત્યે ખૂબ ગુસ્સે થવુ જોઈએ

ક તે અમે ખૂબ ગુસ્સે છીએ પણ એથી ફાયદો શો ?

વિ હા આપણે કરી પણ શુ શકીએ ?

ઈ હમ !

ક આપણે લીલીને આ બધી વાત કરી દઇએ ?

ઈ એ માનવાની ખરી ને ! આપણે જ એ પ્રમાણે માનત ખરા !

વિ એ પણ ખરુ અને આપણે એનુ ખૂન કરી નાખીએ તો તો આપણુને સરકાર ફાંસીએ ચડાવે, ખરુ ને !

ઈ હા હા ! કરુણમાં કરુણ વાતાવરણમાં પણ તુ હાસ્યરસ છાંટી શકે છે ! આ જમાનામાં એમ વાતમાં ને વાતમાં ખુન થતાં હશે

વિ તે તો નહિ જ થાય, ઈન્દ્રાણી, પણ ત્યારે આપણે કરવુ શુ ?

ઈ તમે એમ ઉતાવળા નહિ થાઓ જોઉ, એનામાં સૌથી આકર્ષક વસ્તુ કઈ છે ?

ક એ બધુ યાદ કરીને ફાયદો શો ? એથી તો



ઉલટોનું આપણને રડવું આવે.

ઈ: ના, બ્હેન, ના, રડવા માટે પૂછતી નથી. જરા વિચાર કર.

ક: એનો અવાજ ખરું ને વિલાસિકા?

વિ: નહિ એની આંખ.

ક: પણ એમ તો એના હાથ પણ કેવા! જાણે સંગેમરમરના બનાવેલ!

ઈ: હજી જરા વિચાર કરો, તમે બંને— કસ્તુરી અને વિલાસિકા.

વિ: હવે યાદ આવ્યું. ઇન્દ્રાણી! એની કલાર્ક ગેબલ જેવી ઝીણી મૂછ.

ક: સાચું સાચું, વિલાસિકા, તેં ખરું જ કહ્યું. એ મૂછ તો એનો ખરો શણગાર છે. કેમ ઇન્દ્રાણી?

ઈ: તમે સાચું શોધી કાઢ્યું. બસ હવે આપણે એ મૂછને જ પકડી રાખીએ.

વિ: તારું પણ ભેજું ચસકતું લાગે છે, ઇન્દ્રાણી, એવડી નાની મૂછ તે આપણે ત્રણ જણ પકડી રાખીએ! શી વાત કરે છે!

ઈ: એમ તરત તડ ને ફડ જવાબ આપવાની તારી ટેવ ખરાબ છે. તું જો તો ખરી, પેલા મન્મથને આવવા તો દે.

ક: શું કહ્યું ઇન્દ્રાણી! મન્મથ અહીં આવવાનો છે? હું અહીં ઊભી જ નહિ રહી શકું. હું તો ચાલી જઈશ.

વિ: હા, હું પણ. એ આવે તે પહેલાં આપણે બે ચાલ્યાં જઈએ.

ઈ: તમે બે તો મૂરખી છો મૂરખી! તો પછી આપણું વેર કોણ વાળશે અને આપણને સંતોષ કેમ થશે?

ક: એટલે! તું શું કરવા માગે છે?

ઈ: પેલા મન્મથચંદ્ર હમણાં જ મલપતા, લચકાતા, લહેકા કરતા આવશે. વારે ઘડીએ તેની મૂછ પર હાથ ફેરવતા જશે અને આપણી સાથે અલકમલકનાં ગપ્પાં મારતા જશે.

વિ: હા, પણ પછી શું?

ઈ: પછી શું? પછી આપણે એની મૂછ ઉપર અસ્તરો ફેરવી દઈશું. મૂછ વગરનો મન્મથ એટલે યાળ વગરનો સિંહ! કેશાવલિ વગરનો સિંહ કેવો બોડકો રોડકો લાગે. તેમ જ આપણો મન્મથચંદ્ર પણ એની પેલી નાનકડી મૂછ વગરનો લાગશે!

વિ: એમ થાય તો તો ઘણું સારું. પણ એમ થાય કેમ!

ક: મને પણ એ જ વિચાર આવે છે કાંઈક મારીને આપણે એને બેભાન કરી દેવો પડશે?

ઈ: ના, બ્હેન ના. મારામારીમાં વળી આપણે ક્યાં ઊતરીએ. જુઓ હવે એ હમણાં જ આવતો હશે. તમે પહેલાં બે સંતાઈ રહેજો.

વિ: એ સરસ, આ તો નાટક જેવું થશે.

ઈ: હા, અને એ આ એની માનીતી ખુરશી પર બેસે કે તરત તમે બે પાછળથી આવીને એને ખુરશી સાથે બાંધી દેજો.

ક: શેનાથી બાંધીએ?

ઈ: એણે મને હમણાં જ એક સાડી ભેટ આપી હતી આ રહી તે સાડી! એનાથી જ બાંધજો.

વિ: એ વિચાર ઉત્તમ છે તારો, ઇન્દ્રાણી! એનાં જ ખાસડાં ને એની જ પૂજા.

ક: પણ અસ્તરો ક્યાં છે?

ઈ: આ ચાહનો સામાન છે ને! એની પાછળ પાછળ ઢંકાયેલ, અસ્તરો અને પીંછી અને સાબુ પણ છે. અને કીટલીમાં ચાહનું પાણી નથી, માત્ર ગરમ પાણી છે તેનાથી આપણે એની મૂછ ઉડાવી દઈશું, કેમ લાગે છે, વિલાસિકા?

વિ: બહુ જ સરસ. મૂછ વગરનો મન્મથ તો કેટલો એબિયલ જણાશે.

ક: અને પેલી લીલી પછી શું કરશો! હા હા હા!





ઈ: મેં એને કલાક પછી બોલાવી છે એ આવીને એને જોઈને ઠંડી જ થઈ જશે.

વિ : એ બંને એ જ લાગતાં છે.

[ એટલામાં ઘંટડી વાગે છે. ]

ઈ: જોજે હાં, તમે ભૂલતાં નહિ ઝટ પરદા પાછળ સંતાઈ જાઓ.

[ વિલાસિકા અને કસ્તુરી સંતાઈ જાય છે મન્મથ પ્રવેશે છે. ]

ઈ: આવ આવ મન્મથ, ચિયર, મજામાં ?

મ : હા, ઈન્દી, મજામાં. તને ખબર તો પડી ને ?

ઈ: હા રે સરસ થયું.

મ : હું સંસારી માણસ તરીકે બહુ વિચિત્ર લાગીશ ખરુ ને ?

ઈ: હા રે હા, બહુ વિચિત્ર લાગશે જ. પણ હવે તું આ ખુરશી પર બેસ તો ખરો.

મ : તને જરા ખરાબ તો લાગ્યું હશે નહિ ? મારા વિવાહનું સાંભળીને ?

ઈ: જરા તો લાગે જ ને ! હમણા જ અમે—વિલાસિકા, કસ્તુરી અને હું એ જ વાત કરતાં હતાં.

મ : ( ગભરાઈને ) એ એની સાથે ? ક્યાં ?

ઈ. ટેલિફોન ઉપર, મન્મથ, એમાં આટલો બધો ચમકે છે શા માટે ? બિચારી એને બહુ લાગ્યું છે.

મ : લાગે જ ને. ભલી, ભોળી પણ જરા બેવકૂફ છોકરીઓ છે ! હા હા હા !

ઈ: ત્યારે હું પણ ભલી, ભોળી અને જરા બેવકૂફ ખરી ને ?

મ : તું પણ ઈન્દી, આ શું બોલે છે ? તારી છબી તો હું હંમેશ મારી પાસે રાખી મૂકવાનો છું.

ઈ: અને હું તારી છબી પણ, એમાં તો મૂછ કેટલી સરસ લાગે છે હેં ! મન્મથ !

મ : ( મૂછ ઉપર આંગળી ફેરવતો ) એ મૂછ તો મારો મોંઘો શણગાર છે.

ઈ: હા, એટલે સ્તો. તું બદલાઈ જાય તે પહેલાં મારી પાસે એક સારી છબી હોય તો સારું ને !

મ : પણ હું કાંઈ એટલો બધો બદલાઈ થોડો જવાનો છું !

ઈ: કાંઈ કહેવાય નહિ અને મન્મથ—

મ : હવે એમાં અચકાય છે શાની, કહી નાખને કે 'મન્મથ ! તું તારી પરિણીત જિંદગીમાં ખૂબ ખૂબ સુખી થજે.' એ જ તારે કહેવું હતું ને ?

ઈ: હા એ જ.

મ : બસ, ત્યારે મેં જાણી લીધું. હવે તારે બોલવાની જરૂર નથી.

ઈ: એમ તે કાંઈ ચાલે ! મન્મથ ! તું તારી પરણેલી જિંદગીમાં બહુ જ સુખી થજે.

મ : થેંક્સ, ઈન્દ્રાણી, યુ આર એ સ્પોર્ટ ! તું ખરે ખર ખેલદિલ છોકરી છે.

ઈ: હારતો વળી !

[ ત્યાં તો પેલી બે છોકરીઓ છાનીમાની આવીને સાડીથી મન્મથને ખુરશી સાથે બાંધી લે છે એવી રીતે બાંધે છે કે એનાથી જરા પણ ખસાય નહિ ]

મ : ( ગુસ્સાથી ) આ બધું છે શું ? કાંઈ સમજણ પડે !

ઈ: બીજું શું હોય ! આ તો તમારી ત્રણ ભોળી, ભલી અને જરાક બેવકૂફ છોકરીઓ તમને છેલ્લી સલામ કરે છે.

મ : જરા વિચિત્ર રીત છે.

ઈ: હા રે હા, વિચિત્ર માણસ સાથે વિચિત્ર વાત જ હોય. જરા હજી જો તો ખરો હજી તો બડી ગમ્મત આવશે.

મ : ( હવે ઘણા ગુસ્સાથી ) બેવકૂફ છોકરીઓ ! આ માંડ્યું છે શું ?

વિ : એકલી બેવકૂફ નહિ—ભોળી, ભલી અને જરા જેટલી બેવકૂફ ! અહાહા !

[ બધી છોકરીઓ હસી પડે છે. ]



ઈ : એ મન્મથ ! તુ બહુ હલતો નહિ. કારણ કે અમને કાંઈ અસ્તરો વાપરવાની ટેવ નહિ. એટલે તું હાલશે તો તને મોં ઉપર વાગી જશે.

મ : તમે અતરઘડી મને છૂટો મૂકી દ્યો, આવી તે મશ્કરી હોય !

ક : અમે પણ તે જ કરીએ છીએ ને. આ મશ્કરી નથી આ તો સાચું છે. તારી મૂછ—તારા શરીરનો શણગાર અમે કાઢી નાખવા માગીએ છીએ.

ઈ: અને હવે પાંચ-સાત મિનિટમાં લીલી આવશે તે જ્યારે તને મૂછ વગરના મન્મથ તરીકે જોશે ત્યારે તો ખરી મજા આવશે. કેમ ખરું ને મન્મથ ?

વિ : એકલો મન્મથ નહિ—આપણા ભોળા, ભલા અને જરા જેટલા બેવકૂફ મન્મથ ! (વળી ત્રણે હસે છે)

[ અને પછી હજામ જેમ ગ્રાહક જોડે વાત કરે તેમ વાત કરવાનો યત્ન કરે છે. એ ત્રણે છોકરીઓ સાથે સાથે હસતી જાય છે. ]

મ : (ખૂબ ગુસ્સામાં.) હવે તમારે મને છોડવો છે ?

ઈ: છોડશું, છોડશું ! એમ સાહેબ, આકળા શું થાઓ છો !

વિ : સાહેબ, ચોમાસું બેસી ગયું લાગે છે, નહિ ?

ક : અમારા દેશમાં તો વાવેતર શરૂ થઈ ગયું હશે.

ઈ: આપને ત્યાં કાંઈ જમીન-બમીન ખરી કે ?

વિ : હજારો વીઘાં જમીનો તો હોય આવા પૈસાદાર માણસ પાસે, પણ પોતે જાતે ખેડે નહિ ને, કેમ મુરબ્બી !

ક : મહેરબાન, આપના બૈરાંછોકરાં હાલ દેશમાં છે કે અહીં ? હી હી હી !

વિ : હા, હો. મને તો હજામનો ધંધો ગમે છે હવે.

ક : મુરબ્બીને આરસી તો બતાવો, ઓછામાં ઓછો રૂપિયો રૂપિયો આપણને ત્રણેને ટિપ આપશે આ મહેરબાન.

વિ : લ્યો આ આરસી.

[ આરસીમાં મોં જોઈ ને પોતે ગુસ્સાથી બૂમ પાડે છે. ]

મ : હરામખોરો, તમે આ શું કરી નાખ્યું ? આ હું કેવો લાગું છું એ મૂછ વગર. આના કરતાં તો મને તમે મારી નાખ્યો હોત તો સારું થાત.

ઈ: તને મારી નાખીએ તો અમને પણ ફાંસીએ ચડવું પડે ને ! હીહીહી !

વિ : ઇન્દ્રાણી ! મને સમજાતું નથી કે આ ઉલ્લુમાં આપણે જોયેલું શું ?

ક : નથી ચહેરામાં કાંઈ શુક્રવાર.

ઈ: નથી ભેજામાં કાંઈ કસ.

વિ : અને નથી બોલવા ચાલવામાં કાંઈ આકર્ષણ !

ઈ: અને જે કાંઈ હતું તે એની મૂછમાં હતું. તે તો હવે ગઈ !

વિ : ગરીબ બિચારી મૂછ !

[ ત્રણે હસે છે. ]

ઈ: મન્મથના કાન આટલા લાંબા હતા તે તો મને આજે જણાય છે.

વિ : અને રંગ પણ ગોરો ગોરો કહેતાં એટલું જ. બાકી ખાસ્સો શામળો.

ક : અને સાચું પૂછાવે તો જીભ પણ જરા તોતડાય છે તો ખરી !

મ : તમને જેમ ફાંસીએ ચડવાનો ડર છે તેમ મને પણ છે. બાકી તમો મને એકલાને મારી નાખવાની ઇચ્છા રાખતાં હશો પણ હું તો તમને ત્રણેને સ્વધામ પહોંચાડી દેવા આતુર છું. પણ આ સુધરેલા જમાનામાં એમ બની શકે તેમ નથી. તમે ત્રણે જણીએ—જાઓ નથી કહેતો, કારણ કે આખરે પણ હું પુરુષ છું અને તમે ત્રણ સ્ત્રી છો. ચાલો ત્યારે સાહેબજી.

[ જવા જાય છે એટલે પેલી ત્રણ અટકાવે છે. ]

ઈ: ક્યાં જાય છે, મન્મથ !

વિ : લીલીને મળવા ?

મ : હા, કેમ નહિ ?



ક : એ લીલી તારી મૂછ વગરના તને જોશે તો તને શું કહેશે!

મ : ઓહોહો! વાત એમની એમ છે! પણ લીલી ફેરફાર જુએ જ નહિ તો!

વિ : અમે જોઈ ગે છીએ એમ લીલી જોશે.

મ : તમે ત્રણે બહુ હોંશિયાર છો. પણ એક વાત તમે ભૂલી ગયાં લાગો છો!

ઈ : શી વાત?

મ : તમને નાખુશ અને નિરાશ કરવાં પડશે પણ—

વિ : ના, તેમાં કશો ડર રાખવાનું કારણ નથી. કહી નાખને.

મ : (હિંમતથી અને દમામથી) મૂછ દસ દિવસમાં પાછી ઊગી જશે.

ક : પણ એ ઊગતી જોવામાં કાંઈ મજા નહિ રહે.

મ : હાહાહા! એક દસ દિવસ માથેરાનની ટ્રિપ મારી આવીશ કે મારી મૂછ હતી તેવી ને તેવી પાછી ઊગી જશે!

ઈ : ઓહોહો! એમ છે! ત્યારે અમે અક્કલમાં પાછાં પડ્યાં, એમ ને?

મ : હા, એમ જ ને? આખરે તો તમે જુવાન છોકરીઓ ને!

વિ : પણ તું તો આજે રાતે લીલીને લઈને તાજમાં જવાનો હતો ને?

મ : (હસીને) જવાનો હતો તે હવે નહિ જાઉં. પણ ચાલો, તમારી સાથે હું એમ જીભાજોડી કરવા રહું તો મારે માથેરાન જવાની ટ્રેન ચૂકી જવાશે

[બારણે ઘંટડી વાગે છે]

ઈ : મન્મથ, મારે તને પહેલેથી કહી દેવું જોઈતું હતું.

મ : વળી શું બાકી રહી ગયું? તમે તો મારો જાન લેવાનાં છો

ઈ : તારે, બીજું કાંઈ નહિ પણ અમને એમ લાગ્યું હતું કે તારી મૂછ વગર તને બહુ એકાન્ત લાગશે એટલે અમે લીલીને અહીં જ બોલાવી છે.

મ : શું કહ્યું? લીલી અહીં આવે છે! તમે સ્ત્રી નથી પણ શયતાન છો. એ આવે તે પહેલાં મને જવા દો.

ક : ના રે ના, મન્મથચન્દ્ર, લીલી તો આ આવી.

[લીલી પ્રવેશ કરે છે.]

લીલી : ઓહોહો! મોટી મંડળી જામી પડી છે ને! સાહેબજી સાહેબજી, ઇન્દ્રાણી કસ્તુરી, વિલાસિકા, અરે ઓહ! મન્મથ પણ અહીં જ છે ને. પણ-પણ તુ મોંયે રૂમાલ કેમ દાબે છે? શું થયું છે!

મ : જરા દાંતના અવાળુ દરદ કરે છે. એ તો મટી જશે.

લીલી : ઇન્દ્રાણી,—તમે બધાં મને માફ કરજો હોં, પણ મારે મન્મથને લઈને તરત કાકાને ત્યાં જવાનું છે. કાકાજી એને મળવા માગે છે.

મ : મારે અત્યારે કાકાને ત્યાં નથી આવવું.

લીલી : તે કાંઇ ચાલે! ત્યાર પછી આપણે પાર્ટીમાં સાથે જવાનું છે.

મ : મારે પાર્ટીમાં પણ નથી આવવું.

ક : અરે એ તે કાંઇ ચાલે! લીલી, તું એને લઈ જ જા. તને બતાવવા એની પાસે એક નવાઈ જેવી ચીજ છે.

લીલી : હે! શી! મન્મથ (કસ્તુરી મન્મથના મો ઉપર દાબેલો રૂમાલ ખેંચી લે છે.)

ક : જો, લીલી, હવે મન્મથચન્દ્ર કેવા લાગે છે! જોવા જેવા ને?

લી : ઓય મારી મા! આ શું? મન્મથ! તેં આમ શા માટે કર્યું?

મ : મેં નથી કર્યું. આ બધીએ ભેગી મળીને કર્યું છે.

લી : કોણે આમણે?

ઈ : હા રે લીલી. અમે ત્રણ જણે હીહીહી. (વિલાસિકા અને કસ્તુરી પણ હસે છે.)

લી : ઇન્દ્રાણી! તું ખરેખર કહે છે! અહોહો! હું તમારા ત્રણનો કેટલો ઉપકાર માનું! આજે કાંઈ



કેટલા દિવસથી એ ભયંકર મૂછ કાઢી નાખવાનું હું મન્મથને કહેવાની ઇચ્છા કરતી હતી. પણ મારી હિંમત નહોતી ચાલતી.

ઈ: હેં! શું! તારી હિંમત નહોતી ચાલતી?

લી: હા રે. તે તમે ત્રણેએ બતાવી, મૂછ વગરનો મારો મન્મથ કેટલો સુંદર, સોહામણો અને સરસ જુવાન લાગે છે! હું તમારા ત્રણેનો ખૂબ, ખૂબ ખૂબ આભાર માનું છું. લે ચાલ મન્મથ–નહિ તો કાકાજી પાછા બૂમ મારશે? ચાલો સાહેબજી–સા-હે-બ-જી–

[ લીલી અને મન્મથ જાય છે ]

ઈ: વિલાસિકા! કસ્તુરી! આ જોયું! લે કર વાત! આ તો કરમની કઠણાઈ કે બીજું કાંઈ!



પ્રો. શશીશિવમ્

## એક સાંજ

શી ખીલી આ સાંજ!
જાણે રંગીલી રમણી તણો બસ ઠાઠ!
માનવજોડલાં ફરતાં દીસે તરબોળ એના રંગમાં
—ઉમંગમાં,
અવનવા કૈં ઢંગમાં.
ઢળતી જતી ઢળતી જતી એ સાંજ,
સંતૃપ્તિથી તેજસ્વી ઊઘડે આંખ.
રમણીયતાના દૃશ્યનું અમૃત પી અંતરભરી
ચાલ્યો જતો'તો,
રુદ્ર કહેવાતા શહરના એક કો' લત્તે હતો.
ત્યાં શું અરે આ...!
કોણ હ્યાં?
ગામનો કચરો બધો કોહી રહ્યો જ્યાં,
'ગર્દભો ને ઢોર બીજાં મસ્ત થઇ ઘૂમી રહ્યાં,
કોહી ગએલા કાગળો કેરા ડૂચા ચાલી રહ્યાં
મસ્તાન થઇને ગેલતાં-લડતાં જયહીં.
ત્યાં કોણ આ?
આકાર તો પશુનો નથી.
માનવી આકાર દીસે....
દૃષ્ટિભ્રમ તો ના થયો!
ના. માનવી આકાર છે તો સ્પષ્ટ.
ચીજ એવી તે કયી મોંઘી ગઈ ખોવાઈ કે
કચરો બધો એ ફેંદતાં,
ઝીણી નજરથી ખોજતાં?
માણેકમોતી કૈં હશે ખોવાયલાં.
ને નજર માંડુ દબાવી શ્વાસ,
રે મૂંઝવતી શી વાસ!
ત્યાં માનવી ચ્હેરા ઉપર ફરકી રહેતું સ્મિત,
લાધ્યું રતન?!
રે, અરે, કોહી ગએલા પામતાં બેત્રણ બટાટા,
જિંદગીની મ્હેંક એ દુર્ગંધથી આવી ગઈ!
જાણે જિંદગી પલભર ત્યહીં ભૂલભૂલથી
ઝબકી ગઈ!
ને વળી લડતાં ઝઘડતાં, ગર્જતાં,
સાથેસાથ વરસ્યો મેહ મૂશળધાર
(વાણો તણોયે.)
ઊઠી ગંધ રે દુર્ગંધ અપરંપાર,
દોડું દૂર, દાબી હાથ મોં ને નાક પર,
પણ હજી દુર્ગંધ એ આ શ્વાસથી હટતી નથી.
ભાગતો ન્યા'ળી મને લોકો હસ્યા રસ્તે જતા,
'રે માનવી કે બુદ્ધિનો ગર્દભ' હતા વદતા જતા.
'માનવી છું' એમ કહેવું છે છતાં,
મુખ ઉપર જકડાયલો મુજ હાથ રે હટતો નથી–
ખસતો નથી.





શેખાદમ આબુવાલા

# મારા હમસફર સાથીઓ

વિદેશમાં આપણા પ્રતિનિધિમંડળો જાય છે ખરાં, પણ પ્રતિનિધિઓ કેવું‌ક પ્રતિનિધિત્વ ધરાવે છે તેનો આછો ખ્યાલ, ઉઘાડી આંખે ફરનારને દેખાય તેવા આ પ્રસંગો આપે છે. સાત–આઠ અઠવાડિયાંના આ પ્રવાસના બીજા વધુ પ્રસંગો હવે પછી આવશે...

એકવાર એક મહાન વિજ્ઞાનશાસ્ત્રીને પૂછવામાં આવ્યું કે તમારું નામ શું છે. વિજ્ઞાનશાસ્ત્રી ઊંડા વિચારમાં પડી ગયા ! પોતાની આંખો ઝીણી કરી. મોઢું વાંકુંચૂંકું કર્યું. વદનની રેખાઓને કંઈ કેટલીય ગુલાંટો ખવડાવી. કેમે કરી યાદશક્તિની પૂછડી એમના હાથમાં ન આવી તે ન જ આવી. આખરે પડખે ઊભેલા એક સદ્‌ગૃહસ્થે એ મહાન વિજ્ઞાનશાસ્ત્રીને એમનું નામ યાદ દેવડાવ્યું.

મોટા મોટા ફિલસૂફો, વિચારકો, લેખકો, કવિઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ તેમજ કલાકારોના જીવનમાં આવા ‘બિલીવ ઈટ ઓર નોટ’ જેવા પ્રસંગો બનતા રહે છે તેમ આપણે વાંચતા આવ્યા છીએ. પૂર્વ યૂરોપ, રશિયા અને ચીનના મારા લાંબા પ્રવાસમાં મને પણ આવા કેટલાક પ્રસંગોનો પરિચય થવા પામ્યો હતો. એ પ્રસંગોનું આલેખન કર્યા સિવાય મારાથી રહી શકાય તેમ નથી. આ પ્રસંગમાળા લખીને હું મારા હમસફર સાથીઓનું સીધું કે આડકતરું અપમાન કરવા નથી માગતો. આ પ્રસંગમાળાનું મથાળું ‘બિલીવ ઈટ ઓર નોટ’ અથવા ‘ટુ એર ઈઝ હ્યુમન’ રાખવામાં નાવીન્યના અભાવનો દોષ વહોરવો પડતો હોવાને કારણે મેં ‘મારા હમસફર સાથીઓ’ જેવું સાદું મથાળું રાખી સંતોષ માન્યો છે.

ફરી એકવાર હું જણાવું છું કે આ પ્રસંગો લખીને કોઈ પ્રતિનિધિને ઉતારી પાડવાનો મારો સહેજસરખો પણ આશય નથી જાણતા–અજાણતામાં કદાચ આવા છબરડા મેં પણ નહિ કર્યા હોય તેની દૃઢતાપૂર્વક ખાતરી આપી શકું તેમ નથી !

**પોલાંડ કે વૉરસો ?** : અમે ચેકોસ્લોવાકિયાની હદ વટાવી પોલાંડમાં પ્રવેશ કર્યો હતાં. અમારી સ્પેશિયલ ટ્રેન પોલાંડના પાટનગર વરશાવા (વૉરસો) ભણી પૂરપાટ દોડી જતી હતી અમે વરશાવામાં યોજાયેલા પાંચમા આંતરરાષ્ટ્રીય યુવક અને વિદ્યાર્થી મહોત્સવમાં ભાગ લેવા જઈ રહ્યાં હતાં. કોરીડોરમાં ઊભો ઊભો હું પોલાંડની સરકી સરકી જતી ધરતીને નિહાળી રહ્યો હતો. મારી પડખે એક ભાઈ ઊભા હતા. એ પણ શાંતચિત્તે માર્ગમાં આવતાંજતાં દૃશ્યોનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરી રહ્યા હતા. થોડીવાર પછી એકાએક કાંઈક યાદ આવતાં એમણે મારી સામે જોયું. એમના હોઠ ફફડ્યા પણ શબ્દો નીકળ્યા નહિ મને લાગ્યું કે એ ભાઈના મનમાં કોઈ પ્રશ્ન બેચેની અનુભવી રહ્યો છે. થોડીવાર પછી એમણે મને પૂછી જ નાખ્યું :

‘અરે ઓ મિસ્ટર, યે પોલાંડ પહલે આયેગા કે વૉરસો પહલે આયગા ?’

આ પ્રશ્ન સાંભળી હું ચોંકી ઊઠ્યો કદાચ શરતચૂક થઈ હશે માનીને મેં એમને પૂછ્યું :

‘ક્યા કહા આપને ?’

મેં એમનો પ્રશ્ન સાંભળ્યો નથી એ જાણીને જાણે એમને માઠું લાગી આવ્યું. એમણે સહેજ કડક અવાજે ફરીવાર એ જ પ્રશ્ન પૂછ્યો :

‘મેં યહ પૂછતા હૂં કે પોલાંડ પહલે આયેગા યા વૉરસો પહલે આયેગા ?’

બોલો, આનો હું શું જવાબ આપું ? એમની આંખોમાં એમનું અજ્ઞાન નિર્દોષતાના સ્વરૂપે ઝળકી રહ્યું હતું. મારાથી કહેવાઈ ગયું.

‘દોનો બાદમેં, આયેંગે !’

*



કચી બનાવટનાં છે ? : એક સાંજે અમે રેડ સ્કવેરમાં આવેલા લેનિનસ્તાલિન મુસોલિયમની મુલાકાતે ગયા હતા. એ મુસોલિયમની અંદર રશિયાની કાયાપલટ કરી તેને પ્રગતિના માર્ગ ઉપર દોરી જઈ નવજીવન આપનારી બે મહાન વિભૂતિઓ પોતાનાં એ જ શરીર અને એ જ હાડમાંસમાં ચિરનિદ્રામાં પોઢેલી હતી. સહેજસરખો અવાજ થતાં બેઉ જણ ઝબકીને જાગી ઊઠશે એવો ભાસ કરાવતી એમની શાંત અને સૌમ્ય મુખમુદ્રાઓ પર આછો આછો લાલ પ્રકાશ રેલાઈ રહ્યો હતો. જીવનભર પ્રવૃત્તિમય રહેનારા એ જીવ હવે અનંત શાંતિમાં પોઢેલા હતા. અમે લેનિન અને સ્તાલિનને નજરોનજર જોયા. એ જ લેનિન અને એ જ સ્તાલિન !

કાચની બે કોફિનો કે જેમાં એ મહાન રાજપુરુષોના દેહ ગૌરવપૂર્ણ રીતે મૂકવામાં આવ્યા હતા તેની પાસે બંદૂકધારી સૈનિકો કંડારેલી મૂર્તિની જેમ ઊભા હતા. અમે બબ્બેની કતારમાં અત્યંત શાંતિપૂર્વક ગ્લાસકોફિનો પાસેથી પસાર થઈ રહ્યાં હતાં. અમારા પ્રતિનિધિ મંડળમાંનાં એક બહેન લેનિન અને સ્તાલિનના નિશ્ચેતન શરીરને બહુ ટીકી ટીકીને—આંખો ઝીણી કરી કરીને જોઈ રહ્યાં હતાં. એમના મનમાં કોણ જાણે કયો ભાવ ઉદ્‌ભવ પામ્યો હશે તેનો અમને ખ્યાલ આવી શક્યો નહિ. અમે જ્યારે બહાર નીકળ્યાં ત્યારે પેલાં બહેન અમારા એક રશિયન ઇન્ટરપ્રીટર (દૂભાષિયા) પાસે દોડી ગયાં અને પૂછ્યું :
'આ પૂતળાં કયા પદાર્થનાં બનાવેલાં છે ?'

હંમેશાં શાંત અને હસતા રહેતા પેલા રશિયન ઇન્ટરપ્રીટરના ચહેરા ઉપર ખેંચાયેલી રેખાઓમાં કયો ભાવ હતો તેનું ઉચિત વર્ણન કરવું કઠિન છે. પોતાની જાતને અંકુશમાં રાખી એ રશિયન ઇન્ટરપ્રીટરે કહ્યું :

'એ પૂતળા નથી, સાચાં શરીર છે.'

એના અવાજમાં ઊંડે ઊંડે અપમાનનો રણકો હતો. પેલાં બહેન તરત ટહૂકી ઊઠ્યાં :

'ના હોય ! આ સાચાં શરીર કેવી રીતે હોઈ શકે !' રશિયન ઇન્ટરપ્રીટરે ઉત્તર આપવાને બદલે મૌન ધારણ કરવા ઉપર પસંદગી ઉતારી.

*

હું શાકાહારી છું : અમારા ભારતીય પ્રતિનિધિ મંડળમાં સૌથી સળગતો પ્રશ્ન ખોરાકનો હતો. કોઈ શાકાહારી હતા, કોઈ માંસાહારી હતા—જ્યારે કોઈ ઉભયાહારી હતા. કેટલાક બીફ (ગાયનું માંસ) નહોતા ખાતા ત્યારે કેટલાક (અમારા જેવા મુસ્લિમો) 'હેમ' (સુવ્વરનું માંસ) નહોતા ખાતા. આ રીતે વ્યવસ્થાપકોને ખોરાકની વ્યવસ્થા કરવામાં ભારે અગવડ પડતી હતી. તેમ છતાં એ લોકો ધીરજ અને ખંત સાથે દરેકની માગણીને યથાશક્તિ સંતોષવાની કોશિશ કરતા હતા.

એકવાર ચીનમાં અમે ટ્રેનની મુસાફરી કરી રહ્યાં હતાં. ભોજનનો સમય થતાં અમે રેસ્ટોરામાં જમવા ગયાં. ટેબલો ઉપર છરી-કાંટા ગોઠવાઈ રહ્યાં હતાં. બધું ગોઠવાઈ ગયું એટલે જુદી જુદી ડિશો આવવા માંડી. અમારી પડખે બિરાજેલા એક સદ્‌ગૃહસ્થના ટેબલ ઉપર બોયે બાફેલાં ઇંડાંની પ્લેટ મૂકી. બાફેલાં ઇંડાં જોતાંની સાથે જ એ સદ્‌ગૃહસ્થ તાડૂકી ઊઠ્યા :

'Oh ! why did you bring boiled eggs for me ! Dont you know I am a pakka vegetarian ? Please, bring omelette for me'

(ઓહ ! મારા માટે બાફેલાં ઇંડાં શા માટે લાવ્યો ? ખબર નથી કે હું પાકો શાકાહારી છું. મહેરબાની કરીને મારા માટે આમલેટ લઈ આવ !)

બોય બિચારો કશું બોલી શક્યો નહિ. એ છાનોમાનો બાફેલાં ઇંડાં લઈને ચાલ્યો ગયો. થોડીવાર પછી એ માગ્યા પ્રમાણે ઇંડાંની આમલેટ લઈને આવ્યો. પેલા ચુસ્ત અને પક્કા શાકાહારી સદ્‌ગૃહસ્થ ખૂબ આનંદ સાથે આખી પ્લેટ ઝાપટી ગયા.

૨૯૦૯૭ *




**સ્તાલિનનો સગો :** રશિયાની સત્તાના પ્રતીક તરીકે ક્રેમનિનનો કિલ્લો જગતભરમાં મશહૂર છે. અમારા મંડળમાં અવારનવાર ક્રેમલિન અંગે વાત છેડાતી રહેતી હતી. અવારનવાર આ ' ક્રેમનિન ' ' ક્રેમલિન ' સાંભળ્યા કરવાથી એક માનનીય પ્રતિનિધિના મનમાં કોણ જાણે શું યે થતું હશે કે એકવાર એમણે પૂછી નાખ્યું :

' અરે આ તમે ક્રેમલિન ક્રેમનિન કરો છો તે ક્રેમલિન છે કોણ ? '

આનો શો જવાબ આપીએ ! અમે અર્થસૂચક ચુપકીદી ધરી તે છતાં એ ભાઈ કશું સમજ્યા લાગ્યા નહિ. એમણે પુનઃ પ્રશ્ન કર્યો :

' Why dont you tell me who is this Kremlin ? '

( ક્રેમલિન કોણ છે એ તમે મને કહેતા કેમ નથી ? ) ' ક્રેમલિન કોણ છે ? ' એ જાણવાની એ ભાઈની જિજ્ઞાસા જોઈ અમારાથી જવાબ આપી દેવાયો :

' સ્તાલિનનો ભત્રીજો ! '

*

**કિસાન અને કિસાનનેતા :** પોલાંડના પાટનગર વરશાવામાં પંદર દિવસ માટે યોજાયેલા પાંચમા આંતરરાષ્ટ્રીય યુવક અને વિદ્યાર્થી મહોત્સવમાં હાજરી આપવા માટે જગતભરના લગભગ તમામ દેશોમાંથી ત્રીસેક હજાર જેટલા ડેલિગેટો આવ્યા હતા. તેમાં ભારતમાંથી આવેલા દેઢસો જેટલાં ભાઈ-બહેનોનો પણ સમાવેશ થતો હતો. તદુપરાંત લંડનમાં અભ્યાસ કરતાં ભારતીય વિદ્યાર્થી ભાઈ-બહેનોએ પણ સારી એવી સંખ્યામાં હાજરી આપી હતી. આ રીતે ભારતીય પ્રતિનિધિઓની સંખ્યા ત્રણસોએક સુધી પહોંચી ગઈ હતી. આ પ્રતિનિધિઓ કોઈ એક રાજકીય પક્ષના નહિ બલકે ઘણાખરા સભ્યો જુદા જુદા રાજકીય પક્ષોનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા. જો કે આ મહોત્સવ સંપૂર્ણતઃ બિનરાજકીય સ્વરૂપનો હતો. તેમાં રાજકારણનો કોઈ એકડો ઘુંટાયો નહોતો તેમ જ જુદી જુદી રાજકીય વિચારસરણીની ચર્ચા વિચારણાનું કશું પિષ્ટપેષણ કરવામાં આવ્યું નહોતું.

વિવિધ વિચારસરણી ધરાવતા પ્રતિનિધિઓમાં એક ' તટસ્થ ' એવા ' કિસાન આગેવાન ' પણ હતા. એ ' કિસાન આગેવાન ' પોતાને કિસાનોનાં નેતા ' તરીકે જ ઓળખાવતા રહેતા હતા. એકવાર અમે જ્યારે વરશાવા ભણી જઈ રહ્યા હતા ત્યારે માર્ગમાં આવતાં જતાં ગામડાંઓ તેમ જ ખેતરોમાં કામ કરતા ખેડૂતોને જોઈ રહેલા એ ' કિસાનનેતા 'એ મને સવાલ પૂછ્યો :

' આણુવાલા, આ પોલાંડના ખેડૂતો કામ શું કરતા હશે? ' મેં કહ્યું : ' ખેતી. '

મારો આ જવાબ સાંભળી આસપાસના તમામ મિત્રો ખડખડાટ હસી પડ્યા. એ કિસાનનેતાના મનમાં કદાચ કોઈ બીજી વાત હશે પરંતુ એમણે જે પ્રશ્ન પૂછ્યો હતો તેનો મેં જવાબ આપ્યો છે. તે સિવાય કોઈ બીજો ઉત્તર હતો નહિ ત્યાર પછી કોણ જાણે કેમ એ કિસાનનેતાએ મારી સામે હમેશાં મોઢું ચઢાવેલું જ રાખ્યું હતું.

*

**ભારતનું પ્રતિનિધિત્વ :** મોસ્કોમાં પુશ્કિન સ્ટ્રીટમાં આવેલી શાનદાર ' ઑક્ટોબર હોટલ 'માં અમને ઉતારો આપવામાં આવ્યો હતો. એક દિવસે એક અત્યંત રૂપવાન સુન્દરી અમારી હોટલમાં આવી ચઢી. દુભાષિયાએ કહ્યું કે આ બહેન મોસ્કોનાં પ્રસિદ્ધ નર્તકી છે, એમને ભારતીય નૃત્યકલામાં ભારે રસ છે. તે કોઈ ભારતીય નર્તકી કે નૃત્યકારનો સંપર્ક સાધવા માગે છે.

આથી થોડીવારમાં એક ભારતીય નર્તકીને બોલાવવામાં આવી. બેઉ વચ્ચે પરિચયવિધિ કરાવવામાં આવે તે પહેલાં રશિયન નર્તકીએ સસ્મિતવદને વિનયપૂર્વક હાથ જોડી કહ્યું :

' નમસ્તે ! '

'નમસ્તે! પૂરું થતાંની સાથે જ એ રશિયન રૂપવાન નર્તકીએ હિન્દુસ્તાની ભાષામાં પૂછ્યું :

'આપકા નામ ક્યા હૈ!'

રશિયન નર્તકીના મુખમાંથી સરતી હિન્દી ભાષા સાંભળી હિન્દુસ્તાની નર્તકીને સહેજ સરખું પણ આશ્ચર્ય થયું નહિ. પરંતુ એના ચહેરા ઉપર મૂંઝવણના ચિત્રવિચિત્ર ભાવ તાંડવ કરી ઊઠ્યાં. રશિયન દુભાષિયા સામે જોઈ એ સફાળી બોલી ઊઠી:

'Please tell her not to speak in Hindi but to speak in English, as I dont know Hindi.'

(મહેરબાની કરીને આમને હિન્દીમાં નહિ પણ અંગ્રેજીમાં બોલવાનું કહો, કારણ કે મને હિંદી નથી આવડતું.)

આ સાંભળી પેલી રશિયન નર્તકીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, એણે કહ્યું :

'ક્યા બાત કર રહી હૈં આપ? કભી હો સકતા હૈ કે આપકો હિન્દી ન આએ!'

એ ભોળી બિચારી રશિયન નર્તકીને ખબર નહોતી કે ભારતમાં જન્મેલી એ નર્તકીને સાચે જ હિન્દી નહોતી આવડતી!

*

**હિન્દી અને રશિયન :** અમારા પ્રતિનિધિમંડળમાં પતંગિયાની સ્ફૂર્તિ ધરાવતી એક યુવતી હતી. આખો દહાડો એ આમથી તેમ દોડધામ કર્યા કરતી હતી. મોસ્કોમાં એકવાર એણે એક રશિયન દુભાષિયાને અંગ્રેજીમાં કહ્યું :

'બોલો, હું તમને હિન્દી ભાષા શીખવું. શું તમે મને રશિયન ભાષા શીખવશો?'

રશિયન દુભાષિયાએ અંગ્રેજીમાં કહ્યું:

'મને ભારે ખુશી થશે.'

એના હોઠ પર અર્થસૂચક સ્મિત ફરકતું હતું. એ પહેલાં રશિયન યુવાને હિન્દીમાં કહ્યું :

'આપ મુઝે હિન્દી સિખાયેં યા ન સિખાયેં કિન્તુ મૈં આપકો રશિયન જબાન જરૂર સિખાઊંગા!'

*

**ક્યા લિખું? :** આ ચીનની વાત છે. અમે કેન્ટોનથી હોંગકોંગ જઈ રહ્યા હતા. અમારી સ્પેશિયલ ટ્રેન હોંગકોંગ ભણી પૂરપાટ દોડી જતી હતી. હોંગકોંગની હદમાં પ્રવેશ કરીએ તે પહેલાં ભરી આપવા માટે અમને પ્રવેશપત્રો આપવામાં આવ્યા હતા. હોંગકોંગ કેટલા દિવસ રોકાશો : હોંગકોંગથી ક્યારે રવાના થશો : કયા વિમાન કે જહાજમાં જશો : હોંગકોંગ શા માટે આવો છો : વગેરે વગેરે.

અમે બધા એ અનિવાર્ય ફોર્મ ભરી રહ્યા હતા ત્યારે એક યુવાન પ્રતિનિધિ મારી પાસે આવ્યો અને મને પૂછ્યું : 'આદમસાહબ, યહ 'Purpose of your visit.' મેં ક્યા લિખનેકા હૈ?'

મને અમસ્થી મશ્કરી સૂઝી, મેં કહ્યું : 'ક્યા આપને કુછ નહીં લિખા?'

એણે કહ્યું : 'નહીં તો?'

મેં કહ્યું : 'લિખિયેઃ એસ–પી–વાય–આઈ એન–જી.' એ સાહેબે તો Spying (અર્થાત્ જાસૂસી' શબ્દ લખી નાખ્યો. લખી નાખ્યો એટલું જ નહિ પણ લાગતા વળગતાઓને પોતાનું ફોર્મ પહોંચાડવા માટે ચાલવા માંડ્યું. મારી પડખે પોતાનું ફોર્મ ભરી રહેલાં એક બહેનથી ના રહેવાયું—એમનાથી જોરથી હસી દેવાયું. આથી પેલા ભાઈને સંશય ગયો. એકાએક જોરથી હસી પડેલાં બહેનને પૂછ્યું : 'Why are you Laughing? (તમે કેમ હસી રહ્યાં છે?)—ક્યા આદમ સાહબને કુછ ગલત લિખા દિયા હૈ?'

મેં જ એ ભાઈને કહ્યું :

'જો લિખા હૈ ઉસે મિટા દો.'

'ક્યું, તુમને કુછ ગલત લિખા દિયા હૈ!'

મેં કહ્યું : 'હાં.'

એટલે એ બોલી ઊઠ્યો : 'ક્યા યાર આદમ! તુમ ભી કિસ કિસમકે આદમી હો!'





એણે 'સ્પાઇંગ' શબ્દ છેકી નાખ્યો પરંતુ છેકો એવી રીતે માર્યો હતો કે જાડા કાચના ચશ્મા પહેરનારને પણ એ સહેલાઇથી વાંચી શકાય. અંતે મેં એની પાસેથી એ ફોર્મ લીધું અને કોઈ ગરુડ જેવી તેજસ્વી આંખોવાળો માણસ પણ ન વાંચી શકે તે રીતે એ શબ્દ છેકી નાખ્યો!

*

**'સેલ્ફ-રિસેપશન'**: વૉરસો યૌવન મહોત્સવમાં ભાગ લેવા માટેની વયમર્યાદા પાંત્રીસ વર્ષની હોવા છતાં અમારા પ્રતિનિધિમંડળમાં પાંત્રીસથી માંડીને પચાસ-પંચાવન વર્ષની ઉંમર સુધીના ડેલિગેટોનો સમાવેશ થયો હતો. મહોત્સવ દરમિયાન જુવાનો કરતાં વધુ જોશ એ મુરબ્બીઓમાં દૃષ્ટિગોચર થતો હતો. રસિક કાર્યક્રમોમાં મોટા ભાગના મુરબ્બીઓ અચૂક હાજરી આપતા હતા.

ચૅકોસ્લોવાકિયા, પોલાંડ, રશિયા અને ચીન – આ ચારે સામ્યવાદી દેશો ખાતેના અમારા પ્રવાસ દરમિયાન અવારનવાર અનેક સ્ટેશનો ઉપર અમારું અત્યંત ભાવભીનુ સ્વાગત કરવામાં આવતું હતું. રાત હોય કે દિવસ—જુવાન અને ઉત્સાહી છોકરાછોકરીઓ હાથમાં ફૂલો લઈ અમારા આગમનની વાટ જોતાં રેલવેપ્લેટફૉર્મ ઉપર ઊભાં જ હોય, સામાન્ય રીતે અમને પણ ટ્રેનમાં જણાવી દેવામાં આવતુ હતું કે આટલા વાગે ફલાણા સ્ટેશને સ્વાગત થશે એટલે તૈયાર રહેવું. ટ્રેનની લાંબી અને અખૂટ મુસાફરીમાં અમારા માટે આ 'રિસેપશનો' (સ્વાગત) ભારે આનન્દદાયી નીવડતાં. ફૂલો મળે; અત્યંત ખૂબસૂરત ભેટસોગાતો મળે; પુસ્તકો મળે; 'બેજિઝ' મળે; હસ્તધૂનન જ નહિ બલકે 'બૉલ-ડાન્સ' 'વૉલ્ટ્ઝ ડાન્સ' તેમ જ એવાં બીજાં વિવિધ ડાન્સ કરવાનાં મળે! આથી કોઈ પ્રતિનિધિને આવું મનોરંજનસભર અને ભાવભીનું સ્વાગત ચૂકી જવું ગમતું નહોતું. તેમાં યે જેમને પોતાની જુવાની ઈશ્કી સલામ ભરી સરકી ગઈ હતી તેવા આધેડ વયના મુરબ્બી ડેલિગેટો એ 'રિસેપશનો'માં જુવાનો કરતાં પણ વધુ આગળ રહેતા હતા.

મૉસ્કોથી અમે પેકિંગ જઈ રહ્યા હતા. દુનિયાની લાંબામાં લાંબી રેલસફરનો અમે આનંદ લૂટી રહ્યા હતા. મૉસ્કોથી પેકિંગની અગિયાર દિવસની મુસાફરી દરમિયાન અમને રાતે નવેક વાગે અમને કહેવામાં આવ્યું કે રાતે દોઢેક વાગે ફલાણા સ્ટેશને 'રિસેપશન' છે એટલે બધાએ તૈયાર રહેવું.

સામાન્ય રીતે ડેલિગેટો રાતના દસ-અગિયાર વાગે નીંદરદેવીને ખોળે પોઢી જતા, પરંતુ તે દિવસે મોટા ભાગના ડેલિગેટો જાગતા રહ્યા. તેમાં એક મહાશય તો નવો 'વૂલન સૂટ' ચઢાવી બનીઠનીને રિસેપશનવાળા સ્ટેશનની ચાતક શી આતુરતા સાથે વાટ જોતા બેસી રહ્યા! બાર મ ડાબાર વાગે એમની આંખ ઘેરાવા માંડી, એટલે એમણે અમને કહ્યું:

'મૈં સો જાતા હૂં સ્ટેશન આયે તો જગા દેના'

અમે હામી ભરી. રાતે બે વાગે સ્ટેશન આવ્યું અમે પેલા મહાશયને જગાડ્યા એ તો સફાળા ઊભા થઈ ગયા. અન્ય ડેલિગેટોની જેમ એમણે પણ પ્લેટફોર્મ ઉપર દોટ મૂકી. અમે નીચે ઊતર્યા ત્યારે એક પેસેંજર-ટ્રેન પ્લેટફૉર્મની આડે ઊભી હતી અમે એ ટ્રેનમાં થઈને સામેના પ્લેટફૉર્મ ઉપર ગયા અને જોયું તો ચકલુંય ફરકતું નહોતું! અમારા બધાનાં મોં જોવા જેવા થયાં. છેવટે ભારતીય પ્રતિનિધિઓએ ભારતીય પ્રતિનિધિઓનું સ્વાગત કરી સંતોષ માન્યો!

*

**આભાર નહિ, સિક્કા**: પોલાંડમાં અમે એકવીસ દિવસ રહ્યા હતા. ફેસ્ટિવલના પંદર દિવસ તો વાત વાતમાં નીકળી ગયા. વૉરસોના અમારા નિવાસ દરમિયાન તેમજ અન્ય દેશોના અમારા પ્રવાસ દરમિયાન અમને અવારનવાર—ડગલે અને પગલે ફૂલો કે 'બેજિઝ' મળતાં રહેતાં હતાં. રસ્તામાં ચાલતાં હોઈએ કે કોઈ નાનકડી બાળકી, કોઈ યુવતી કે કોઈ સ્ત્રી અમને ફૂલો કે બેજિસ આપી જતી અને તેના જવાબમાં પોલાંડમાં હોઈએ તો 'ઝિંકૂયાં,' રશિયામાં હોઈએ તો 'સ્પસીબા' અને ચીનમાં



હોઈએ તો 'રયે રયે' કહી એમની સાથે હસ્તધૂનન કરતા. આ ત્રણે શબ્દોનો અર્થ 'થેંક યૂ' એટલે કે 'આભાર' થાય છે. વૉરસોમાં તો લોકોને ઑટોગ્રાફ અને ફોટોગ્રાફ લેવાનું ઘેલું લાગ્યું હતું. કદમ કદમ પર ઑટોગ્રાફ આપવા પડતા હતા. કદમ કદમ પર કૅમેરાની આંખમાં અમે ઝડપાઈ જતા હતા.

અમે નૂતન ચીનને છેલ્લી સલામ ભરી ચૂકયા હતા. એ તમામ પ્રવાસ જાણે સ્વપ્નવત્ થઈ ગયો હતો. હવે અમે હોંગકોંગમાં આવી ચૂકયા હતા. અમને અમારા પ્રવાસની અનેક વાતો ખૂબ ખૂબ યાદ આવતી હતી. એક રાતે અમે ચારેક મિત્રો કોલૂનની બજારમાં ફરવા નીકળ્યા. કોલૂનની એક શાનદાર 'શામરોક હોટલ'માં અમારો ઉતારો હતો. કોલૂન અને હોંગકોંગ ટાપુ વચ્ચે સતત ફેરી–સર્વિસ ચાલતી જ રહે છે. અમે હોંગકોંગ જવા નીકળ્યા હતા. અમે મિત્રો પોલાંડ, રશિયા અને ચીનની જ વાતો કરી રહ્યા હતા. ત્યાંના જેવું વાતાવરણ અહીં નથી તેનો અમને ભારે અફસોસ થઈ રહ્યો હતો. એ જ ઘડીએ એક રૂપાળી યુવતી દોડતી દોડતી મારી કને આવી. એના હાથમાં ફૂલ હતું. એણે એ ફૂલ મારા 'બટન-હોલ'મ ભેરવ્યું. બીજા એક મિત્રના 'બટન–હોલ'માં પણ એણે એક ફૂલ ભેરવ્યું. અમે તો ખુશ ખુશ થઈ ગયા. મેં કહ્યું:

'લો, યહ કમબખ્ત હોંગકોંગ ભી પોલાંડ બનતા જા રહા હૈ!'

પેલી યુવતી જોડે અમે હસ્તધૂનન કર્યું અને વિનય-પૂર્વક કહ્યું: 'થેંક યૂ વેરી મચ.'

ત્યાં તો એ યુવતી તરત બોલી ઊઠી:

'નો 'થેંક યૂ', હાવ મેની ડોલર્સ વિલ યૂ ગિવ મી?' (અર્થાત્ આભારઆભાર કાંઈ નહિ! બોલો, તમે મને કેટલા ડૉલર આપશો?)

અમે તો ડઘાઈ જ ગયા. મેં કહ્યું: 'વી કૅન ઓનલી ગિવ યૂ ધીઝ ફ્લાવર્સ બૅક!' (અર્થાત્ અમે તો માત્ર આ ફૂલો જ પાછાં આપી શકીએ તેમ છીએ.')

અમે તો બેઉ ફૂલો એના હાથમાં મૂકી ચાલતી જ પકડી.

*

બેહૂદી વર્તણૂંક: આ વાત મારે અહીં લખવી જોઈએ નહિ, પણ કલમ આવી વાતો પાછળ મંડી પડી છે એટલે રોકી શકતો નથી. વૉરસોમાં અમે રોજ ફરવા નીકળતા હતા. રોજ નવી નવી દોસ્તીઓ બંધાતી હતી. નવા નવા પરિચયો થતા હતા. જાત જાતના અનુભવો થતા હતા.

કામચલાઉ ઉપયોગ માટે મેં પૉલિશ ભાષાનાં ઠીક ઠીક વાકયો તેમ જ શબ્દો શીખી લીધા હતા આ રીતે હું કામચલાઉ વાતચીત કરી શકતો હતો.

અમારી સાથે એક આધેડ વયના મુરબ્બી ફરતા હતા. એ શ્રીમાન કુંવારા હતા. એમના નસીબનું પાંદડું સહેજ હાલ્યું હોવાથી તેમને હવે મોડે મોડે પણ લગ્નગ્રંથિએ જોડાઈ જવાનો અભરખો જાગ્યો હતો. એ અવારનવાર જુદી જુદી રીતે અમને કહેતા:

'અહીં પોલાંડમાં ક્યાંક ગોઠવાઈ જાય તો સારું.' અમને એમ કે આ મુરબ્બી હળવી મજાક કરે છે, પણ પાછળથી ખબર પડી કે એમના પ્રયત્નો ગંભીર હતા. એકવાર એક પૉલિશ કુટુંબ સાથે અમને ઓળખાણ થઈ. તેમાં બે બાઈ અને એક ભાઈ હતાં. એક બાઈ પરણેલી હતી. તેને એક સંતાન પણ હતું. બીજી બાઈ પેલા ભાઈની બહેન હતી. જુવાન હતી અને સાથે ખૂબસૂરત પણ હતી. મોટે ભાગે એ શાંત બેસી રહેતી. અમારા કુંવારા મહાશયને એ બહેન પ્રત્યે એકાએક સુંવાળી લાગણી થઈ આવી. દાણા નાખી જોયા. એક દિવસ એના ભાઈની સામે ઑફર પણ મૂકી દીધી:

'મારું લગ્ન અહીં પોલાંડમાં કરાવી આપો તો હું કમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ જવા તૈયાર છું.'

પેલા પોલિશ બિરાદરને આ વિચિત્ર ઑફર સમજાઈ નહિ. અમે તો આ વાહિયાત વાત સાંભળી ઠંડાગાર થઈ ગયા. શરમના માર્યા અમે કશું બોલી શકયા





નહિ. પેલા મહાશયે તો એ વાતને આગળ અને આગળ લંબાવવા માંડી એટલે અમે માતૃભાષામાં કહી દીધું કે આવી વાહિયાત વાતો બંધ કરો.

બીજે દિવસે રાતે મને એ કુટુંબ ફરી મળ્યું. અમે સાથે ફરવા ગયાં. વાત વાતમાં વાત નીકળતાં પેલી બાઈએ પોતાની પર્સ ઉઘાડી, તેમાંથી એક દેખાવડા જુવાનનો ફોટો કાઢ્યો. એની ઉપર એણે હેતભર્યું ચુમ્બન ભર્યું. પછી એણે મને એ ફોટો મારા હાથમાં આપ્યો. મેં પૂછ્યું : 'કોણ છે?'

એણે કહ્યું : 'એ મારા પતિ છે. થોડા સમય અગાઉ વીસલા નદીના પૂરમાં તણાઈ જતાં મરણ પામ્યા હતા....'

એ બહેનની આંખમાં ઝળઝળિયાં હતાં. મારું હૈયું પણ ભરાઈ આવ્યું. પેલા મહાશયની ગઈ કાલની બેહૂદી વર્તણૂંકનો કોણ જાણે કેમ પણ મને હદ ઉપરાંત અફસોસ થયો.

*

શેખાદમ આબુવાલા

# એ કેવી દુનિયા છે

[વારસો યૌવન મહોત્સવ માટે પસંદગી કરનાર શ્રી. બાબુભાઈ પટેલે પોલાંડ, રશિયા અને ચીન વિશે લેખકને પૂછેલા સવાલના જવાબમાં]

તને એ દોસ્ત, શી રીતે કહું એ કેવી દુનિયા છે!

એ દુનિયા એવી છે જ્યાં કોઈ મજબૂરી નથી હોતી,
તમન્નાના ગળા પર કોઈની છૂરી નથી હોતી,
ગગનને ચૂમતા મ્હેલોની મગરૂરી નથી હોતી,
ફક્ત બેચાર મૃગ પાસે જ કસ્તૂરી નથી હોતી,
નિરાળી કોઈ સમતા છે, બધા ઈન્સાન સરખા છે,
બધાના હાથમાં ચાંદી અને સોનાના ચરખા છે.

તને એ દોસ્ત, શી રીતે કહું એ કેવી દુનિયા છે!

કોઈની સામે પરવશ હાથ ફેલાતા નથી જોયા,
અને કાંટા ઉપર પાલવને પથરાતા નથી જોયા,
કોઈના મૂગા અરમાનોને કચડાતા નથી જોયા,
અમે ઈન્સાનને ત્યાં ઠોકરો ખાતા નથી જોયા,
ફક્ત જોયું છે તો ઈન્સાનના ગૌરવને જોયું છે
ને સાચી રીતે તો ભગવાનના ગૌરવને જોયું છે!

તને એ દોસ્ત, શી રીતે કહું એ કેવી દુનિયા છે!

રમકડાં એ નથી બનતાં કદી કુદરતના હાથોમાં,
કદી અંગારા મૂકી દે છે એ કિસ્મતના હાથોમાં,
શરમના ચીંથરાં હોતાં નથી ઈજ્જતના હાથોમાં,
બધી જાહોજલાલી હોય છે મ્હેનતના હાથોમાં,
બધા મ્હેનતકશો મ્હેનતનાં ફળ પર ગર્વ રાખે છે,
એ નિજના બાહુ પર ને બાહુબળ પર ગર્વ રાખે છે.

તને એ દોસ્ત, શી રીતે કહું એ કેવી દુનિયા છે!

કોઈના જામ છલકે છે, કોઈના જામ ખાલી છે,
કુટિરની રાખ પર મ્હેલાતની જાહોજલાલી છે,
કોઈને પાયમાલી, કોઈને આબાદી વ્હાલી છે,
કહીં મૂગી બિચારી બકરીઓના વાઘ વાલી છે,
અમે આ જાતનું ત્યાં ક્યાંય પાગલપણું નથી જોયું
ને તેને માટેનું ત્યાં કોઈ પણ કારણ નથી જોયું.

તને એ દોસ્ત, શી રીતે કહું એ કેવી દુનિયા છે!

સમયનું અરબાદ એ કરતા નથી ખોટી હતાશામાં,
નથી વિશ્વાસ એ ધરતા કદી ઢોંગી નિરાશામાં,
નથી મન ખોઈ દેતા એ મુકદ્દરના તમાશામાં,
ઘણી શ્રદ્ધા ધરાવે છે એ માનવતાની ભાષામાં,
ચમનમાંહે વસંતોને સદાનું સ્થાન દેવાને,
રહે છે એ સદા તૈયાર નિજનો જાન દેવાને!

*



ડૉ. શિવુભાઈ ત્રિવેદી

# જોડિયાં બાળકો

બાળકના જન્મની પ્રક્રિયા પછી હવે જોડિયાં બાળકો વિષે સમજુતી આપતો આ સરળ લેખ એટલો જ માહિતીપૂર્ણ બનેલ છે. આપણા દેશનું જન્મપ્રમાણ વધુ હોવાથી બાળકના જન્મ વિષેની બધી હકીકતથી વાકેફ રહેવું દરેકને જરૂરી છે........

જોડિયા ભાઈઓ કે બહેનોને ઓળખવામાં કેવી ભૂલો થાય છે! એમના ચહેરાનો ઘાટ, રૂપ, વાળ અને આંખોના રંગ અને વર્તનમાં એવું તો આબેહુબ સરખાપણું હોય છે કે એમને ઓળખવામાં હાસ્યાપદ ભૂલોની પરંપરા જામે છે. અમેરિકાની મેકલિન હૉસ્પિટલમાં ડૉ. એબોટની સંભાળ નીચે ચિત્તભ્રમની એક દરદી બાઈ હતી. તેને બટલર હૉસ્પિટલમાં ખસેડવાનો એમનો ઇરાદો હતો: પછી જ્યારે એમણે બટલર હૉસ્પિટલમાં એના જેવી જ દરદીને જોઈ ત્યારે એમને અચંબો થયો કે 'આ બાઈને અહીં ક્યારની આણી છે?' દરદીની ફેરબદલીની વાત નકારવામાં આવી પણ તપાસ કરતાં માહિતી મળી કે આ બાઈ તો મેકલિન હૉસ્પિટલવાળી દરદી બાઈની જોડકી બહેન હતી. બે અભિન્ન જોડકા ભાઈઓના પરીક્ષાપત્રના સરખા ઉત્તરો જોઈ શિક્ષકોને ચોરીનો વહેમ આવ્યો. બીજીવાર પરીક્ષા વખતે બંને ભાઈઓને જુદા જુદા ખંડમાં બેસાડ્યા આ વખતેય પણ સરખા ઉત્તરો જોઈ પ્રિન્સિપાલે બન્ને ભાઈઓને ઑફિસમાં બોલાવી ખખડાવ્યા: 'તમારા ભાષાના પેપરો સરખા છે. સરખા શબ્દો, વ્યાકરણ મળતું અને વળી ભૂલો પણ એક જ પ્રકારની છે. આ બન્યું કેમ?'

જોડિયા ભાઈઓ કે બહેનોના દેખાવમાં આબેહુબ સરખાપણું તો હોય જ પણ એમને થતા રોગોમાં પણ મળતાપણું હોવાનું ઉપરની હકીકતમાંથી જાણવા મળે છે. મોરન્ડન મોન્ટેલ બે જોડકી બહેનો વિષે નોંધ કરતાં લખે છે કે 'બન્ને બહેનોને બાળપણમાં શરદી બળીઆ લાપોટીઆં અને ઓરી એકી સાથે થઈ આવ્યાં. બન્નેમાં વ્યાધિઓનાં ચિહ્નો એક જ જાતનાં અને એક જ પ્રકારનાં હતાં. પરણ્યા બાદ બન્ને જુદાં પડયાં પણ એક જ તારીખે બન્નેને ગર્ભાધાન થયું. સગર્ભાવસ્થાના ચોથા મહિને બન્ને ગાંડપણના ભોગ બન્યાં. બન્નેના ચિત્તભ્રમનાં પ્રકાર સરખા હતા. બન્નેને અડતાલીસ કલાકના આંતરે દીકરા જન્મ્યા. આ બાદ મહિનાની અંદર બન્નેનું ગાંડપણ દૂર થયું. અભિન્ન જોડકામાં માંદગી એકી સાથે અને એક જ પ્રકારની આવે છે, ગાંડપણ પણ એકી સાથે આવે છે તેમ કદીક જો તે આપઘાત કરે તો પણ બન્નેની એની રીત એકસરખી જ હોય છે.

સામાન્ય જનોને જોડિયાં બાળકો જેમ કુતૂહલનું સાધન છે તેમ વિજ્ઞાનીઓને તે અભ્યાસનું અંગ છે. આ અભ્યાસમાંથી શારીરિક અને માનસિક રોગોમાં અનુવંશ સંસ્કારના ફાળા વિષે ઘણું જ્ઞાન પ્રાપ્ત થયું છે. કેટલાક રોગોમાં વારસો, શરીરનો બાંધો અને પ્રકૃતિ કેટલો ભાગ ભજવે છે એ જાણી શકાયું છે. એક જ બીજકોષમાંથી પેદા થયેલાં અભિન્ન જોડકાં એક જ જાતના અનુવંશ સંસ્કારને લઈ અવતરેલાં હોવાથી એક સરખા શરીર સાથે જીવનવિગ્રહ માટે સજ્જ થયેલાં છે. આ બાળકોમાં વધારેની આંગળીઓ, ફાટેલું તાળવું, ફાટેલો હોઠ વગેરે શારીરિક ખોડો અને સારણગાંઠ ગયાબેટિસ જેવા રોગો સરખી રીતે વારસામાં ઊતરી આવેલા હોય છે.

પ્રસૂતિની અજાયબીમાંની એક જોડિયાં બાળકોનો (Twins) અવતાર છે. આમ થવાનું પણ કારણ કદીક બે બીજકોષોનું ફલિકરણ હોય છે. બે બીજકોષો કાં તો એક બીજગ્રંથિમાંથી આવ્યા હોય કે પછી બન્ને બીજગ્રંથિઓમાંથી એક એક આવ્યા હોય. બે બીજકોષો ફલિત થવાથી ઉત્પન્ન થતાં બાળકોની જાતિ જુદી જુદી રહે છે. કદીક એક





એકીસાથે આવે છે અને મૃત્યુનો સમય પણ એક સરખો રહે છે. અભિન્ન જોડકાંમાં એક નેતા તો બીજો અનુયાયી બને છે. જો આ બાળકો ભગની ફાડ જેવાં સરખાં છે તો આમ બને કેમ? બાળપણમાં જે સશક્ત હોય છે તે આગળ પડતો બને એ સ્વાભાવિક છે. આમના વ્યક્તિત્વમાં પણ જુદાપણું રહે છે. આનું કારણ એમના પ્રભાવી કે તાબેદારી સ્વીકારતો સ્વભાવ છે પણ એ તો જાણીતી હકીકત છે કે જોડિયાં બાળકો જીવનમાં કીર્તિ કે અગ્રેસરપણું પ્રાપ્ત કરે છે. કારણકે આ બાળકો એકબીજા ઉપર ઘણો આધાર રાખનારાં હોઈ એમનામાં વ્યક્તિગત સાહસવૃત્તિ ખીલતી જ નથી. છતાંય પણ જોડિયા ભઈઓમાંનો એક અંતરીક્ષનો પ્રવાસ ખેડનાર પીકાર્ડ, નેશનલ જ્યોગ્રોફીક સોસાયટીનો પ્રમુખ ગ્રોસનોર અને આપણા દેશના મુદાલિયર નામાંકિત વ્યક્તિઓ ક્યાં નથી બની!

જોડિયાં બાળકોનો જન્મભર અભ્યાસ કરનાર સર ફ્રાન્સીસ ગાલ્ટન (૧૮૨૨-૧૯૧૧) હતા. જોડકાંના અવલોકનથી વારસાગત સંસ્કારો અને ઉછેરની અગત્યતા વિષે ઘણું જાણવા મળ્યું છે. માનસચિકિત્સકો વારસાગત સંસ્કારને સ્વીકારતા નથી. એમનું કહેવું છે કે પરિસ્થિતિ(ઉછેર)ની અસરો નીચે વારસાગત સંસ્કારોની છાપ ભૂંસાવી શકાય છે. અભ્યાસથી જાણવા મળ્યું છે કે પરિસ્થિતિનાં બળો નીચે માનસિક રોગો પેદા થાય છે. અનુવંશ સંસ્કારોની છાપ હોવા છતાંય સ્વભાવ અને ચારિત્ર્યમાં પલટો આણી શકાય છે. માનસચિકિત્સકોના વિધાન અંગે વિરોધાભાસ તો છે જ. એક પક્ષના વિચારકો હજી પણ માનસિક રોગો માટે અનુવંશ સંસ્કારોને કારણરૂપ લેખે છે.

✶

ભાનુ પંડ્યા

## સૂર

કોઈ મનમોજી
ધરી અધરે,
ભરી ભરપૂર ફૂંકે વાયરો,
હૈયું ભરે કો' વાંસની નાની નળીનું,
ને'ગણ્યા અંકીત વેહે
ગુંગળાવે ઘુંટી ઘુંટી, વાયુને,
સૌ કહે એને,
સૌ કહે અને,
'મધુરા મીઠડા શા બંસરીના સૂર!'
ને એક દી
એ બંસરી બોલી ધીરેથી,
'આપલા! માનો ન માનો પણ કહું,
મારું દબાયું, ગુંગળાયું, ચોદિશે,
મજબૂર બોલે ઊર!'

✶

પ્રો. ગોવિંદભાઈ પટેલ

## લીલા

તપ રમણની ઝંખા જેવા વહે મધુ વાયરા
હળ ઘન તણાં નીલાકાશે સરી રમણે ચઢે,
વપુ અસિતને તેજે રંગી, લલામ ધનુ રચી
અનિલ વહને વ્હાલી અર્પે અશેષ ધસી ધસી.
વિગલિત થતાં અભ્રો ગેળે અને મૃદુ સ્પંદને
પ્રકૃતિ વિમલા સોહે કેવી સલીલ ઋતંભરા!
અનિમિષ રહી, શેઢે બેસી, પીતાં નવી આકૃતિ
મૃદુ લહરથી ભીંજી પામું કલા હું નિસર્ગની.
સભર ઘનના ઠેકે ઠેકે વધી ધડકો ચલ
પુલકિત કરે, ભીલે ખીલેય સંસ્કૃતિ પ્રકૃતિ.
પટ ઉકલતો ત્યાં તો બીજો, છતી થતી સર્ગની
અભિનવ કલા, ને હું તેમાં ગળી લહું મંગલ.
અવિરત રહી મેળે લીલા નિસર્ગ વ સર્ગની
લલિત વહને વર્ષી પોષે સદા ઋત, મંગલ.

✶



છોટુભાઈ સુથાર

# પૃથ્વીનું અભ્યંતર

પૃથ્વીના પેટાળ વિષે હજુ સુધી ખૂબ ઓછું જણાયું છે. ગુજરાતના જાણીતા ખગોળવેત્તા લેખક અહીં ધરતીના પેટાળની વિગતભરી વાતો લાવે છે તે જરૂર આવકાર્ય થ-પડે તેવી છેઃ આપણા વિદ્યાર્થીઓને અને કંઈક પણ નવું જાણવાની જિજ્ઞાસા રાખનારને.......

યુગો પહેલાં પૃથ્વી પર મનુષ્યનું અસ્તિત્વ ન હતું. યુગો પહેલાં પૃથ્વીનું આજનું સ્વરૂપ ન હતું. જે પૃથ્વી પર આપણે રહીએ છીએ તે અવિકારી પદાર્થની બનેલી નથી. પૃથ્વીના જન્મ બાદ એની અંદર તેમજ બહાર અનેક ફેરફાર થયા છે. અને એવા ફેરફાર થવાની જરૂર પણ હતી: કારણ પૃથ્વી પર જીવન પાંગરવાનું હતું.

પૃથ્વીની સપાટી પર થતા ફેરફારોને પ્રત્યક્ષ જોઈ શકાય છે પણ એના અંતરાળમાં થતી પ્રક્રિયાઓને અપ્રત્યક્ષ રૂપે સમજવી પડે છે. અને ત્યારે પૃથ્વીના અભ્યંતરની અનેક બાબતો પર પ્રકાશ પડે છે. આમ થાય છે ત્યારે કેટલાક કોયડા હલ થાય છે તો કેટલાક નવા ઉપસ્થિત થાય છે. અને ત્યારે એ નવા પ્રશ્નોના નિરાકરણ માટે આ ધરિત્રીના પેટાળનો વિશેષ અભ્યાસ કરવામાં આવે છે.

પૃથ્વીના ગોળાનો વ્યાસ ૬,૩૫૦ કિલોમીટર યા ૩,૯૭૦ માઈલનો છે. બહારના ભાગે એ નારંગી જેવી ગોળ છે. એ ગોળ ભાગ ઉપર લગભગ ૬૦૦ સુધી વિસ્તરેલું વાતાવરણ છે. પૃથ્વીનો ગોળો વાતાવરણની બરાબર મધ્યે આવેલો છે. પણ એ ગોળો એકસરખા દ્રવ્યવાળો નથી. પૃથ્વીના ગોળાના બે મુખ્ય ભાગ પડે છે. ૧. ભૂગર્ભ અને ૨. શિલાવરણ. ભૂગર્ભની ત્રિજ્યા ૨૧૫૫ માઈલની છે. એની પર આવેલા શિલાવરણની ચડાઈ ૧૮૬૫ માઈલની છે. શિલાવરણની બહારની સપાટી પૃથ્વીની સપાટી યા ભૂકવચ છે. શિલાવરણ પથ્થરોનું બનેલું છે પણ ભૂકવચના પથ્થરોની અને શિલાવરણના પથ્થરોની બનાવટમાં ભેદ છે. ભૂકવચના પથ્થરોનું ઘનત્વ (સરખા કદનાં પદાર્થ અને પાણીની સરખામણીનો આંક) ૨.૭ છે જ્યારે શિલાવરણ પથ્થરોનું ઘટત્વ એથી વધુ છે. ભૂકવચ સમુદ્રના તળિયેથી નીચે બે ચાર માઈલ જેટલું વિસ્તર્યું છે જ્યારે ખડકાળ જમીન પરનો એનો વિસ્તાર ૨૦ થી ૨૫ માઈલ જેટલો ઊંડો છે. મતલબ કે શિલાવરણ પર આવેલા ભૂકવચની જાડાઈ ૨ થી માંડી ૨૫ માઈલ જેટલી છે. પણ વાત આટલા તફાવતથી પૂરી થતી નથી. ભૂકવચની નીચે શરૂ થતું શિલાવરણ ભૂકવચના ખડકો કરતાં વધુ વજનદાર પથ્થરોનું બનેલું છે: એટલું જ નહીં પણ પૃથ્વી કેન્દ્ર તરફ જતાં એનું ઘનત્વ વધતું જાય છે. એક બીજી રીતે પણ શિલાવરણ ભૂકવચથી અલગ પડે છે. ભૂકવચ પૂરું થયા પછી શિલાવરણ શરૂ થાય છે ત્યાં જ એ બે ભાગનાં ઘટત્વ અલગ અલગ છે. આ વસ્તુ દર્શાવે છે કે ભૂકવચ અને શિલાવરણ અલગ બાબતો છે. જેવું ભૂકવચ અને શિલાવરણનું છે તેવું જ શિલાવરણ અને ભૂગર્ભનું છે. શિલાવરણ અને ભૂગર્ભ જ્યાં મળે છે ત્યાં બંને ભાગનાં ઘટત્વ સાવ અલગ છે. શિલાવરણનું ઘટત્વ ૫.૬ છે જ્યારે ભૂગર્ભનું ઘટત્વ ૯.૭ છે. આ વસ્તુ દર્શાવે છે કે શિલાવરણ અને ભૂગર્ભ તદ્દન અલગ પદાર્થો છે. આ અલગતા એમના સ્વરૂપની છે. શિલાવરણ ઘન પદાર્થ છે જ્યારે ભૂગર્ભ પ્રવાહી પદાર્થ છે. શિલાવરણ અને ભૂગર્ભના મિલનસ્થળે ઘનમાંથી પ્રવાહીરૂપ થતું હોય એવું કોઈ સંમિશ્ર પડ નથી. આમ ભૂગર્ભ, શિલાવરણ અને ભૂકવચ બનાવટમાં એક બીજાથી ભિન્ન હોવા છતાં પૃથ્વીના અંતરાળનું સાતત્ય રચે છે.

ઘટત્વની વાત દબાણની વિગતોને નોતરે છે. પાણીનું ઘટત્વ ૧ છે. સમુદ્રની સપાટી પર થતું વાતાવરણનું દબાણ દર ચોરસ ઈંચે ૧૫ રતલનું છે. આ દબાણથી ટેવાયેલા હોવાને કારણે આપણે એનો ગુરુભાર કલ્પી શકતા નથી. પણ એ દબાણની જાણ સાઈકલ યા મોટરના ટાયરમાં હવા પૂરવાનો વ્યાયામ કરતાં





થાય છે. વાતાવરણના આ સામાન્ય દબાણે પણ કામ કરતાં આપણે ટાંકી જઈએ છીએ હવે કલ્પના કરો કે એ દબાણ ૧૦ લાખ ગણું થાય એની નીચે રહેલા પદાર્થની શી સ્થિતિ થાય? સામાન્ય (૧ વાતાવારણ) દબાણે ન તૂટનારા કાચને એ દબાણથી ૧૫ યા ૨૦ ગણા દબાણથી તોડી શકાય છે, તો ૧૦ લાખ જેટલા ભારે દબાણે અનિકડણ મનાતા પદાર્થો ન તૂટે એમ માનવાને કશું કારણ નથી. વૈજ્ઞાનિકો કહે છે કે પૃથ્વીના ભૂગર્ભ પરના દબાણના કારણે ત્યાં આવેલા પદાર્થો ભાગીને પ્રવાહીરૂપ બની ગયા છે. અને આમ પૃથ્વીના પ્રવાહી ભૂગર્ભ ઉપર ઘન શિલાવરણની પ્રતિષ્ઠા થઈ છે

શિલાવરણ પછી એકદમ પ્રવાહી ભૂગર્ભ શરૂ થાય છે એની સાબિતી શી? પૃથ્વીની અંદર ૧૦ માઈલથી વધુ ઊંડે કોઈ જઈ શક્યું નથી: તો પછી ૧૮૦૦ માઈલ ઊંડેની આ વિગત મેળવાઈ કઈ રીતે?

આપણા સારા નસીબે પૃથ્વીએ જ એનો ભેદ દર્શાવ્યો છે. ધરતીકંપ દ્વારા રહસ્યોદ્ઘાટન કરે છે. પૃથ્વીની સપાટીથી ૪૫૦ માઈલ નીચે સુધી, પૃથ્વીના શિલાવરણના ખડકો સ્થાનાંતરિત થઈને ધરતીકંપને જન્મ આપે છે.

ધરતીકંપ થાય છે ત્યારે એના કંપનનાં મોજાં બધી દિશામાં પ્રસરે છે. કેન્દ્રથી વિરુદ્ધ દિશામાં પૃથ્વીની સપાટીને લંબરૂપે આવતાં મોજાં સૌથી વધુ વિનાશકારી હોય છે, જ્યારે કેન્દ્રની દિશામાંથી પસાર થઈ પૃથ્વી પર પહોંચતાં મોજાં અત્યંત નબળાં હોય છે. મોજાં ઘન પદાર્થને બદલે પ્રવાહી પદાર્થમાં થઈ પસાર થાય ત્યારે જ આવાં નબળાં પડી શકે. મોજાની ગતિ વિધિ પરથી (પૃથ્વીનાં જુદે જુદે સ્થળે નોંધાયેલા ધરતીકંપના આંચકા પરથી) એ મોજાં પૃથ્વીની અંદર ૫-૬ ઘટત્વવાળા પદાર્થમાંથી ઓચિંતાં ૯-૭ ઘટત્વવાળા પ્રવાહી પદાર્થમાં થઈ પસાર થાય છે એમ શોધી કાઢવામાં આવ્યું છે.

પૃથ્વીનો ભૂગર્ભ પ્રવાહી છે એમ આપણે જોયું એટલે હવે પ્રશ્ન થશે કે એ કયા પદાર્થનું પ્રવાહીરૂપ છે? શિલાવરણ તો નામ પ્રમાણે શિલાઓનું બનેલું છે પણ ભૂગર્ભ શાનો બનેલો છે? આપણે જોયું કે ભૂગર્ભના પ્રવાહી ભૂભાગ ઉપર શિલાવરણનો ઘન ભાગ આવેલો છે. વળી એ બંને ભાગોનું ઘટત્વ પણ એકદમ જુદું જુદું છે. આ દર્શાવે છે કે ભૂભાગ પથ્થરો કરતાં પણ વધુ ઘટત્વવાળા પદાર્થનો બનેલો હોવો જોઈએ. ભૂગર્ભની સપાટીનું ઘટત્વ ૯-૭ છે. પણ ભૂકેન્દ્ર આગળનું તેનું ઘટત્વ ૧૩ છે ભૂગર્ભ પરનું દબાણ ઘણું ભારે છે. એ દબાણને બદલે સામાન્ય વાતાવરણનું દબાણ કલ્પીએ તો ગણિતી હિસાબ દર્શાવે છે કે ભૂગર્ભના પ્રવાહી પદાર્થનું ઘટત્વ ૮ જેટલું ગણી શકાય પૃથ્વીની સપાટી પર ૮ જેટલું ઘટત્વ દર્શાવતા પદાર્થોને તપાસી પૃથ્વીના ગર્ભમાં કયો પદાર્થ આવેલો છે તે નક્કી કરવું જોઈએ.

જેનું ઘટત્વ લગભગ ૮ છે એવા પદાર્થો ક્રોમિયમ, મેંગેનીઝ, લોખંડ, કોબાલ્ટ અને નિકલ છે. એ જ શ્રેણીમાં ટિટેનિયમ, તાંબું અને જસતનો પણ સમાવેશ કરી શકાય. પણ આટલી વિગત જાણ્યા બાદ પણ 'કેવો પદાર્થ ભૂગર્ભમાં પ્રચૂર માત્રામાં હશે?' એ કોયડો ઉકલતો નથી. એ જાણવા શી યુક્તિ અજમાવવી?

આ માટે આપણે ખગોળશાસ્ત્રીઓની મદદ લેવી પડશે. આકાશના જ્યોતિઓ કેવા પદાર્થોના બનેલા છે એ વિષે એમને પૂછવું પડશે. પૃથ્વી એક આકાશી પદાર્થ છે અને તેથી બીજા પદાર્થોના રીતે જ એનું દ્રવ્યસંતુલન રચાયું હશે. આકાશી પદાર્થોમાં બહુલતા છે હાઈડ્રોજન અને હેલિયમની વાત બાદ કરવી પડશે વળી ભૂગર્ભ ધાતુઓનો બનેલો છે એટલે પણ હાઈડ્રોજનની વાત વિચારવી શક્ય નથી. પરીક્ષણો અંતે માલૂમ પડ્યું છે કે ભૂગર્ભમાંનું દ્રવ્ય ૮૯% લોખંડ, ૧૦% નિકલ અને ૧% ટિટેનિયમ, ક્રોમિયમ, મેંગેનીઝ, કોબાલ્ટ, તાંબુ અને જસતનું બનેલું છે.

શિલાવરણમાં પણ ઉપર્યુક્ત ધાતુઓ છે. એ પૈકી એમાં લોખંડ વધુ પ્રમાણમાં મળી આવે છે આમ



બધી બાબતનો વિચાર કરીએ તો સમગ્ર પૃથ્વી દ્રવ્યમાં ધાતુ અને *પથ્થરનું પ્રમાણ ૩ : ૪ નું ઠરાવી શકાય. ટકાની રીતે પૃથ્વીનું દ્રવ્ય ૩ ટકા લોખંડ, ૩૦ ટકા પ્રાણવાયુ અને ૪૦ ટકા પથ્થરનું બનેલું માનવામાં આવે છે.

પ્રશ્ન થશે કે તારાઓમાં પણ આ પ્રમાણેનું દ્રવ્યપ્રમાણ છે? પ્રયોગો અને પરીક્ષણોથી માલૂમ પડ્યું છે કે તારાઓમાં પણ લોખંડનું અને મેગ્નેશિયમ-સંયુક્ત પદાર્થનું પ્રમાણ લગભગ ૩ : ૪ જેટલું છે. આ વાતને વધુ પુષ્ટ કરે છે ખરતા તારાના પથ્થરો યા ઉલ્કા પથ્થરો. આ પથ્થરો બે પ્રકારના છે. ૧. પથ્થર (સિલિકેટ) જાતના ૨. લોખંડ જાતના. આ પથ્થરોના દ્રવ્યસંભારની તપાસ પરથી પણ ઉપર્યુક્ત હકીકત જાણવા મળી છે.

ભૂગર્ભ શાનો બનેલો છે એ જાણ્યા પછી, તેમજ ધરતીકંપને કારણે પૃથ્વી પર લાવા રસ ફેલાય છે એ ખ્યાલમાં રાખી સ્વાભાવિક પ્રશ્ન કરી શકાય કે પૃથ્વીના અંતરાળનું ઉષ્ણતામાન કેટલું હશે? પૃથ્વીમાં ઊંડે ઊતરીએ છીએ તેમ ઉષ્ણતામાન વધતું જાય છે. પણ એ કઈ હદ સુધી વધે છે તે પણ જાણવું જોઈએ ને? સૂર્યની સપાટીનું ઉષ્ણતામાન ૬૦૦૦° સેન્ટિ નું છે સૂર્યની સપાટી વાયુ પદાર્થની બનેલી છે જ્યારે પૃથ્વીનું અંતરાળ પ્રવાહી પદાર્થનું. એક કલ્પના કરી શકાય અને તે એ કે પૃથ્વીના ભૂગર્ભ ભાગનું ઉષ્ણતામાન ૬૦૦૦° સેન્ટિ૦ કરતાં ઓછું હોવું જોઈએ. સમગ્ર ભૂગર્ભ પ્રવાહી લોખંડનો છે અને તેથી તેનું વાતાવરણ પણ લગભગ, બધે, એકસરખું કલ્પી શકાય.

પૃથ્વીના ભૂગર્ભનું ઉષ્ણતામાન ૫૦૦૦° સેન્ટિ૦ છે એ વાત ઘણાંને બીજી રીતે પણ સમજાવવામાં આવે છે. 'પૃથ્વી સૂર્યમાંથી છૂટી પડેલી એટલે એનો અંદરનો ભાગ પૂર્ણરૂપે ઠરી શક્યો નથી અને તેથી એનું આટલું ઊંચુ ઉષ્ણતામાન છે C/o' પણ આ દલીલ યુક્તિ સંગત નથી. પૃથ્વી સૂર્યમાંથી છૂટી પડીને ઠરેલી હોય તો એના પેટાળનું ૫૦૦૦° સેન્ટિ. ઉષ્ણતામાન ઘણું ઓછું કહેવાય સૂર્યની સપાટીનું ઉષ્ણતામાન ૬૦૦૦° સેન્ટિ. અને સૂર્યકેન્દ્રનું ઉષ્ણતામાન બે કરોડ અંશ સેન્ટિ. છે એનો પણ ખ્યાલ કરવો પડશે ને? પૃથ્વી છૂટી પડેલી ત્યારે એ, થોડી જ સૂર્યની સપાટીનું ઉષ્ણતામાન ધારણ કરી જન્મ પામેલી!

*સિલિકન (silicon) મેગ્નેશિયમ સંયુક્ત.

પણ મૂળે તો આ જન્મકથા જ સાચી નથી લેખાતી તેનું શું?

પૃથ્વી સૂર્ય જેવા ગરમ પદાર્થમાંથી જન્મ પામવાને બદલે અનેક નાના ઠંડા પદાર્થો મળીને બનેલી હોવાનું આજકાલ માનવામાં આવે છે. એમ જ ખરેખર હોય તો પછી એના પેટાળના ઊંચા ઉષ્ણતામાનની સંભાવના કઈ રીતે સમજાવી શકાય?

પહેલી દૃષ્ટિએ એમ લાગે કે પૃથ્વીની ભીતરમાં આવેલા તેજસ્ક્રિય (રેડિયો એક્ટિવ) પદાર્થોને કારણે એનું અભ્યંતર ગરમ રહેતું હશે. એ વાત સાચી પણ છે. પૃથ્વીના અંતરાળને ગરમ રાખનારા આ તેજસ્ક્રિય પદાર્થો છે યુરેનિયમ અને પોટેશિયમ. પણ એટલું જાણવા છતાંય એ સ્પષ્ટ થતું નથી કે આ બંને પદાર્થો કઈ હદ સુધી પૃથ્વીના ભૂગર્ભને ગરમ રાખી શકતા હશે. શરૂઆતમાં પૃથ્વી ઠંડી હતી અને પૂર્ણ બંધાયા પછી એના પેટાળની ગરમીનો નાશ થયો નથી એમ માનીએ તો એનું આજનું, ભૂગર્ભનું ઉષ્ણતામાન કેટલું લેખાય?

ઉષ્ણતામાન ભૂગર્ભસ્થિત યુરેનિયમ અને પોટેશિયમના જથ્થા પર અવલંબે છે. પ્રો. હેરોલ્ડ યુરીએ આ બાબતની ગણતરી કરી ચોંકાવનારી વિગત બહાર પાડી છે. એ કહે છે કે પૃથ્વીના અભ્યંતરને ગરમ રાખનાર પદાર્થ યુરેનિયમ (જેને બધા ગરમીના કારણભૂત માને છે) નથી પણ પોટેશિયમ છે. એમની ગણતરી અનુસાર પોટેશિયમથી પૃથ્વીના ભૂગર્ભનું ઉષ્ણતામાન ૧૫૦૦° સેન્ટિ. જેટલું ગરમ થઈ શકે છે, એથી વધુ નહિ.





તેજરિય પદાર્થોની રીતે મળેલો પૃથ્વીનો ભૂગર્ભ ભાગનો ઉષ્ણતામાનનો આંકડો ઘણો ઘણો નીચો છે. એટલે પાછો પ્રશ્ન થાય છે કે ક્યાંક ગણતરીમાં ભૂલ તો નથી થઈ ને? પૃથ્વીના પેટાળનું ઉષ્ણતામાન ઊંચું જ ન હોય તો?

પણ આ સંદેહ નાપાયાદાર છે. પૃથ્વીના ભૂગર્ભનું ઉષ્ણતામાન ૫૦૦૦° સેન્ટિ. જેટલું છે એ લગભગ સ્વીકારાયેલી બાબત છે. તો પછી આ ફરક નિવારવો કઈ રીતે!

આ માટે એક કારણ દર્શાવવામાં આવ્યું છે.

યુગો પહેલાં, ઠંડા પદાર્થો વડે જ્યારે પૃથ્વી બંધાઈ ત્યારે એમાંનું લોખંડ જુદા જુદા સ્થળે વિખેરાયેલું હતું. સમય જતાં આ લોખંડ ધીરે ધીરે પૃથ્વીના કેન્દ્ર તરફ સરકવા લાગ્યું અને તે કારણે પૃથ્વીનો ભૂગર્ભ ગરમ થવા લાગ્યો. તેજરિક્રય પદાર્થોની ગરમી સાથે આ ગરમી ભળતાં પૃથ્વીનું અંતરાળ ખૂબ ગરમ બની ગયું.

પણ આ કારણ અનેક રીતે ખામીભરેલું છે.

પ્રથમ તો લોખંડના ટુકડા કેન્દ્ર તરફ જાય ત્યારે શરૂઆતનું ઉષ્ણતામાન ૧૫૦૦° સેન્ટિ૦ (તેજરિક્રય પદાર્થોને કારણે) માની લઈએ તો એ ઉષ્ણતામાને પથ્થર પીગળી એમાંથી લોખંડ છૂટા પડવાનું માની શકાય તેમ નથી. વળી એ ઉષ્ણતામાને પૃથ્વીનો ભૂગર્ભ પ્રવાહીને બદલે ઘન તરફ કઈ રીતે સરકી શક્યો હોય? આજે પણ પૃથ્વી પરની લોખંડની ખાણોમાંનું લોખંડ પૃથ્વીના કેન્દ્ર તરફ ધસતું જોવામાં આવ્યું નથી. મતલબ કે એ રીતે લોખંડ ભૂકેન્દ્ર ત[રફ] જઈ જ ન શકે. ઉલટું એ જ્યાંનું ત્યાં પથ્થરો [ને] ખડકોમાં ભરાઈ પડેલું રહે.

[અ]ને આમ મૂળ પ્રશ્ન ઉકેલવા જતાં વળી બીજો જ [પ્રશ્ન] ઊભો થાય છે—પૃથ્વીનો ભૂગર્ભ કેવી રીતે બંધાયો હશે?

આ માટે નીચેનું કારણ દર્શાવી શકાય.

નાના ઠંડા પદાર્થોના મળવાથી પૃથ્વી બનેલી છે એ વિગતનો સ્વીકાર કરીને ચાલીએ. પૃથ્વીના બંધાયા પછી પણ પૃથ્વી તરફ બીજા અતિ નાના ઠંડા પદાર્થો ખેંચાતા રહેલા જ. એમ કહોને કે નવજાત પૃથ્વી પર આવા પદાર્થોનો વરસાદ વરસતો રહ્યો હશે. પદાર્થો અથડાય ત્યારે ગરમી પેદા થાય છે. પૃથ્વીની સપાટી પર, આ કારણે, ગરમી ઉત્પન્ન થતી હશે; પણ એ બધી ગરમી કેન્દ્ર તરફ વહેવાને બદલે અવકાશમાં વહી જતી હશે. આમ પૃથ્વી પર પડતા પદાર્થોની ગતિ-શક્તિ પૃથ્વીની સપાટીને ગરમ કરવામાં પલટાઈ ગઈ હશે પણ તે શક્તિ પૃથ્વીના અભ્યંતરને ગરમ કર્યા સિવાય વેડફાઈ ગયેલી. પણ ત્યારે એક બીજી મહત્વની ક્રિયા કામ કરી રહી હતી બહારથી પડતા પદાર્થોને કારણે પૃથ્વીનું કદ વધતું ચાલેલું અને તેથી વધતા જતા દબાણોને કારણે પૃથ્વીનો અંદરનો ભાગ દબાતો ચંપાતો ચાલ્યો અને અંતે તૂટી ગરમી ઉત્પન્ન કરવામાં સહાયભૂત બન્યો આ ગરમી સતત વધતી રહી અને પરિણામે ભૂગર્ભનું ઉષ્ણતામાન ખૂબ ઊંચું થયું. એટલું ઊંચું કે લોખંડ પણ ઓગળીને પથ્થરો વચ્ચે પેદા થયેલા પોલાણો માંથી કેન્દ્ર તરફ સરકતું સરકતું નીચે ઊતરી ગયું અને એનો ભૂગર્ભ બન્યો. આજનું શિલાવરણ પ્રવાહી બન્યું ન હતું તેથી એમાંનું લોખંડ (ખાસ કરીને ઉપરના ભાગનું) હતું તેમનું તેમ જ રહી ગયું.

આ કારણને કસોટીએ ચઢાવવામાં આવ્યું છે. પણ હજી કશો નિશ્ચયાત્મક ઉકેલ મળ્યો નથી. એટલે આપણે પણ પૃથ્વીના અભ્યંતરની આ વાત, હમણાં પૂરતી, આટલેથી જ પૂરી કરીએ તો એમાં કશું ખોટું નથી

★

પોતાની જાતને સંસ્કાર આપનાર માણસના બળની તોલે કોઈનું બળ નથી. સંસ્કાર મેળવેલું મન જ સહી જ શકે છે ને પોતાના ધર્મ ક્ષેત્રમાંથી પાછી પાની કરતું નથી

—ધૂમકેતુ [નવા પુસ્તક 'જ્ઞાનદીપ'માં]



પ્રો. ઉશનસ્

## અલગ જોતાં

અલગ જોતાં આપણે કેવળ બંકિમ છૂટકરેષ
વિશ્વ સંબંધે કિંતુ એનો અખિલ ત્રિભંગવેષ !
કુશલ કવિએ રૂપ સરજ્યું છે, ના આ બાળઆલેખ,
અગણી છૂટક બંકિમરેખા ભંગ રચે શો, પેખ,
વિશ્વકૃતિમાં આપણું સૌયે કોઈ રહસ્ય વિશેષ
અલગ૦

ઉદર એકલું અન્ન જમે ને રગરગ ધસતું લોહી
લાલમલાલ તગે નવશોણિત તન સઘળું રહે સોહી !
શરીરરૂપે આપણી શોભા, અંગરૂપે નહિ લેશ
અલગ૦

ભરતી જે સિંધુજળ આવે, ના'વે સિંધુમાં જ,
સઘળો પુલકિત થઈ ઊઠે છે પ્રમુદિત સરિતમાઝ
આપણે એવું જીવવું કે ભાઈ, ઊઠે લોક અશેષ.
અલગ૦

★

વિજયશંકર કામદાર

## રૂપરાણી સુમતાઝને

(શાહજહાંની ઉક્તિ)

તું જંપ! જંપ! અવ ના તુજને જગાડું.
આ તાજની પરમ રમ્ય સમાધિમાંય !
તું જંપ ! જંપ ! નહિ ત્યાં મુજ સાદ પહે ચે
તો શે અરે ! રુદન આ મુજ સ્પર્શવાનું ?
તારાં રુધિર રસ માંસ પિયુ બનીને
પીધાં વળી પ્રણયને રસનામ રૂડે,
જાણ્યું છતાં અવગણી તુજ દેહલક્ષ્મી,
પીસ્યા કરી અદય થૈ તુજ કામ્ય કાયા.
લોકે કહ્યો પ્રણય લોલુપ લાલસાથી
કીધી વસે અનુપમા રૂપની અજોડ
ચુથેલ એ શબ પરે અવ તાજ રોપી,
શી વંચના પ્રણયની—પ્રિય પ્રેયસીની
કરી રહ્યો હું ખળ માનવી આ.

★

નિશાકર

## સિક્કા

બારણે ખીલાવડે
ચાંદી તણા સિક્કા જડયા,
તે મોચીને મેં પૂછિયું,
પેટના ખાડા પરે વીંટી ઊભો'તો ચીંથરાં
તે કારણે.
'ધુતાય ના ધનવાન તે નિર્ધન લઈ રખડયા કરે
નિર્ધન તણા બરડા મહીં ઝીકી જવા,
છો મને તો છેતર્યો,
રે ! આજ કેડે છેતરાયે કોઈ ના,
એ આશથી,
ખોટા ચલણને રોકવા
ત્યાં વાપર્યા,'
એવું કહીને મોચીએ બે રૂપિયા
પાછા જડયા;
મારા હૃદયપે એ મિજાજી નૂરના સિક્કા પડયા,
ભુંસાય ના તેવા અને વપરાય આખી જિંદગી
એ જાતના.

★





લીલાબેન ટી. ધારપુરે

# સીધે રસ્તે

બાળકોના ઉછેરમાં જે અ સમાનતા છે તે તો એ માટે સરકાર તરફથી કોઈ પણ જાતનો પ્રબંધ ન થાય ત્યાં સુધી રહેવાની જ છે. એ અસમાનતા માનસશાસ્ત્રીય રીતે રજૂ કરતું આ પ્રસંગચિત્ર લેખિકાનો એ વિષયનો અભ્યાસ પણ દર્શાવે છે.....

વિચાર ! તારી ગતિ ગહન છે. તારે રસ્તે દોડતાં ક્યાંયે પહોંચી જઈએ. કાળ અને અંતરના બંધન તારે માટે નથી ! ......

અને જ્યારે ખોવાયેલું બાળપણ તેં શોધી આપ્યું, ત્યારે એવું લાગ્યું કે જાણે વીસ વીસ લાંબાં વર્ષો હજુ પસાર જ થયાં નથી ! પંચમહાલનાં પેલા સુંદર ગામેથી દૂર દૂર અહીં જાણે હું આવી જ નથી !..... ક્ષણભર માટે હું વર્તમાનનું અસ્તિત્વ ભૂલી ગઈ. ને ડુંગરની તળેટીમાં રમતા પેલા સુંદર ગામની સુંદર શાળામાં હું ભણતી હોઉં એવું મને લાગ્યું. ને તરત જ અંતર ને કાળનાં તાળાં વિચારની કુંચીથી ખૂલી ગયાં. અને સામે દેખાયો અંતરમાં સચવાઈ રહેલો ભૂતકાળ ! 'રેફ્રીજરેટર'માં મૂકેલાં ફળ જેવો જ તાજો !

તે પ્રસંગ મારી સમક્ષ પથરાયો. હું તેમાં સમાઈ ગઈ ને છતાં અલગ રહીને 'ફ્રોક'માં સજ્જ થઈ દોડતું મારું બાળપણ હું જોઈ શકી !

ઘરના ઓટલાનાં પગથિયાં ઊતરતાં મેં ટાવર સામે જોયું. સવાબે થયા હતા. રસ્તો ઓળંગી હું નગીનના ઘર આગળ ગઈ. મારા પગ તેના ઘરનાં પગથિયાં ચઢતા હતા. પણ નજર આગળ દોડી. ને એક પછી એક આવેલા ત્રણ ઓરડામાં થઈને ઠેઠ વાડા સુધી પહોંચી. અંદરના ઓરડાના ઊમરામાં નગીન લાંબા પગ કરી બેઠો હતો. તેણે ભૂરી ચડ્ડી, ધોળું ખમીસ ને ધોળી ટોપી પહેર્યાં હતાં. કંઈક દયા યાચના સૂરે, કંઈક ચીડાયેલા સૂરે તે બોલતો હતો...'આપોને મોટીબેન ખાવાનું. બહુ ભૂખ લાગી છે.' તેની બા અંદરના ઓરડામાં ભીંત પાસે ખાટલા પર સૂતી સૂતી બોલતી હતી : 'આપું છું. ઊભો રહે, હજી હમણાં જ આડી પડી, ત્યાં તો આવ્યો ખાવા.'

'નગીન, આવે છે ?' મેં પૂછ્યું.

'આવું છું હમણાં' તેના શબ્દો સાંભળી હું પરસાળના હીંચકે બેઠી.

વખત પસાર થવા લાગ્યો. પણ નગીન તો ઊમરામાં જ ધીમા ધમપછાડા કરતો બેસી રહ્યો હતો અને તેની બા, 'આપું છું, ઊભો રહે,' એમ જ કહ્યા કરતી હતી !...

એટલામાં નગીનના પિતા આવ્યા, જાડી ને પહોળી ચંપલ ખૂણામાં કાઢી તેઓ અંદરના ઓરડામાં ગયા ...તે સાથે જ, ગોળ ગોળ દેહ, તેને ફરતો ભૂરો ને લાલો રંગ ભેળવતાં જે રંગ થાય તેવા રંગનો કોટ, ધોળું બગ ધોતિયું, કાળી ટોપી, લાલ-ગુલાબી કાનની કિનાર ને નાકનો છેડો, આટલું જાણે મોટું બની (એનલાર્જ), ઉદાવદાર થઈ, મારી આંખો પર પોતાની છાપ પાડી, આગળ સરકી ગયું !

નગીનના પિતા, જરા ગુસ્સામાં, જરા આશ્ચર્યમાં ને જરા પ્રશ્નાર્થમાં જાડા અવાજે બોલ્યા : 'કેમ નગીન ?'

નગીન જવાબ આપે તે પહેલાં જ તેની બા બોલી : 'મારું માથું બહુ દુખે છે, હમણાં જ આડી પડી છું ને આણે આવીને જીવ ખાવા માંડ્યો— ખાવાનું આપ, ખાવાનું આપ કહી. મેં'કુ આપું છું હમણાં.'

નગીનના પિતા નગીન સામે ને તેની બા સામે વારા ફરતી જોતા હતા. તેમની માંજરી આંખો 'ટગર' કરતી ઓરડાની બાજુમાંના ખાટલા પર એક વખત ફરતી ને પછી ટગર કરતી નગીન સામે ફરતી. જાણે ગોળ ફરતી પેલી ખુરસી જ ન હોય ! તે ખુરસી



પર બેઠેલો માણસ, 'ફરૂર' કરતો એકથી બીજી બાજુ ફરેલો મેં જોયો હતો તે યાદ આવ્યો, તેની ખુરસીએ મારી આંખ સામે અધું ચક્કર લગાવ્યું!

નગીનના પિતાએ મારી હાજરી નોંધી. ને તેથી જ કદાચ તેમણે નગીનને પૂછ્યું: 'કેમ નગીન, તેં ખાધું નથી?'

'ના બાપા,' આશાભર્યો અવાજે તેણે કહ્યું.

મને લાગ્યું કે આ રામાયણ હવે લંબાશે. મારો જીવ નિશાળ, ટાવર ને નગીનનું આવવું, એ ત્રણેમાં વહેંચાઈ ગયો હતો. ક્યારની હું મનમાં ગડમથલ કર્યા કરતી હતી. ને હીંચકે બેઠી બેઠી અમસ્તી જ હાથ પગ હલાવતી હતી. આખરે હું જાણું તે પહેલાં મારા પગ બહાર દોડ્યા. હું ઓટલા પર જઈને ઊભી રહી. ટાવર સામે જોયું. અઢી થઈ ગયા હતા. ને જોરથી મનમાં સવાલ ઊભો થયો...'નિશાળે ક્યારે પહોંચીશું!' છતાં મારા પગ તો ઓટલા સાથે જડાઈ ગયા ન તો તે પગથિયાં ઉતરવા લાગ્યા કે ન તે ઘરમાં પાછા ગયા છતાં હું નિશાળે પહોંચી ગઈ હતી! ને મારા કાનમાં સંભળાયું: 'ટન ટન, ટન ટન, ટન.' બાબુભાએ બેલ વગાડ્યો, ફળિયું સરખું કરી જતો રહ્યો...

એટલામાં પાછળ કોઈ આવ્યું હોય તેવું મને લાગ્યું. મેં પાછળ જોયું. નગીન હાંફલો ફાંફલો બોલતો હતો: 'ઇલાબેન. તમે જાવ, હું મોડો આવીશ.' સુકાઈ ગયેલા પાનના ઢગલા પર પગ મૂકતાં જેવો અવાજ થાય તેવો જ તેનો અવાજ હતો. તેના અવાજમાં કંઈક ભાંગીને ભુક્કો થતું હોય તેવું મેં જોયું. હું તેની સામે પ્રશ્નાર્થ દૃષ્ટિએ જોઈ રહી.

તેને તે મૂગો પ્રશ્ન સમજાયો હશે, કારણ મને મૂક ઊભેલી જોઈ તેણે કહ્યું: 'મેં સવારે ખાધું નથી.' આ સાંભળતાં જ મને લાગ્યું કે નગીનને બહુ જ કકડીને ભૂખ લાગી હશે. મારી સામે મોટી અંધારી બખોલ દેખાઈ તેમાં નગીનને ટળવળતો જોયો.

કોઈએ મને હાથ ઝાલીને ખેંચી! તેનો વિરોધ કરતી હું પગથિયાં ઊતરી—ખૂબ જોરથી હું ખેંચાવા લાગી. ને તેથી પગને ઉતાવળે ચાલવું પડ્યું પણ રસ્તા સાથે પગનું વધારે ઘર્ષણ થવાથી ગતિમાં વેગ જ આવતો ન હતો! ટાવર સામે જોતાં ડોક દુખી ગઈ. જાણે ટાવર પણ ખૂબ ઊંચું થઈ ગયું હતું! શેરી વટાવી પડાવના એકલ રસ્તે મેં દોડવા માંડ્યું...પણ...સૂં...ઉં...ઉં,...સૂં...ઉં...ઉં, સૂં, કરતો ફૂંકાતો પવન મારી આડે આવીને મને રોકતો હતો! ને દોડવા છતાં પાછળ ને પાછળ જ હું જતી હોઉં તેવું મને લાગ્યું. અને જાણે પુષ્કળ સમય થયા પછી જ મેં પડાવનો રસ્તો વટાવ્યો! રસ્તાને છેડે બે વૃક્ષો હતાં. ને જાણે મને બાંધી રાખવા મથતાં હતાં. પણ આખરે હું તેમનાથી છૂટી ને આગળ દોડી. ધર્મશાળાને રસ્તે, મારી આગળ, બે છોકરાઓ બૂમો પાડતા જતા હતા....'બે બેલ વાગશે, દોડ વ્હેલો.' ને સાથે ગજવામાંથી કંઈક કાઢી ખાતા...'તમે પણ ભૂખ્યા છો?' મારો જ સવાલ, જોરથી મારા કાન પર, જવાબ લીધા વગર પાછો આવી અથડાયો!

રસ્તાની બાજુમાં ભસ્મ ધરીને ધર્મશાળા ઊભી હતી! તેના ઓટલે એક બાવો બેઠો હતો. બાવા તો રોજ બેસતા પણ આ બાવાને જોઈ ભૂતની વાતો યાદ આવી. બીજી વાર તેનું રૂપ જોવા ધર્મશાળાના ઓટલા પર નજર નાખી, ત્યારે તે બાવો ઊભો થઈ ગયો હતો! તેને જોતાં મેં દોટ મૂકી. રસ્તાની બન્ને બાજુ જમીનના મોટા ટુકડા પથરાયા હતા, એક બાજુ કાદવવાળું મેદાન, બીજી બાજુ ઘાસવાળું. તે બન્ને આખાં ને આખાં ઉપર ઉપસી આવતાં હતાં! ને જાણે મને ગળી જશે તેવું લાગતું હતું! ઘાસવાળા મેદાનમાં ઊભેલાં વૃક્ષો પણ મારી તરફ દોડવા લાગ્યાં! વળી રસ્તો પણ મારા પગ પકડી રાખવા માગતો હતો......એટલે મેં રસ્તાથી જેમ બને તેમ ઊંચા પગ રાખી દોડવા





માંડ્યું......જાણે ઊડવા જ માંડ્યું! ને થોડી જ વારમાં હું ઢોરના દવાખાના સુધી પહોંચી ગઈ! ઝડપ આટલી બધી વધેલી જોઈને મને ખૂબ જ નવાઈ લાગી. દોડતા પગ થંભ્યા ને થંભેલા વિચારો દોડવા લાગ્યા. મેં પાછળ જોયું. કોઈ 'કાકો' યે ન હતો! 'નગીન એકલો આવશે' એ વિચારે પાછળ પથરાયેલો એકલ રસ્તો વધારે એકલ લાગ્યો

ઢોરનું દવાખાનું મૂક્યા પછી માણસોનું દવાખાનું, પછી સ્ટેશન તરફ જતા રસ્તાની શરૂઆત, ને પછી વડોદરા આર્ટ્સ કોલેજનું સુંદર બસ્ટું જ જોઈ લો!

છોકરાઓ ગ્રાઉન્ડ પર રમતા હતા—એટલે મને થયું 'હા...શ'.....

શાળાના દરવાજામા પગ મૂકતાં જ....'ટન ટન, ટન ટન, ટન.' સાંભળ્યું. ટોપી ને કપડાં સમારતાં છોકરાઓ દડબડ દડબડ પગથિયાં તરફ દોડ્યા, પટપટ પગથિયાં ચઢ્યા, ને લાંબા ઓટલા પર હારબંધ ઊભેલી ઓરડીઓમાં બધા ઘૂસી ગયા હું યે દોડી ને છોકરીઓના ટોળામાં ભળી ગઈ તરત જ બધી બૂમો મારા પર તૂટી પડી...'ઈલા, કેમ મોડી આવી? રીસેસમાં આજે બહુ મઝા પડી!'

મેં તેમને નગીનની વાત કહી તે સાંભળી એક જ સૂરે બધાએ કહ્યું 'તેની સાવકી બા તો બહુ ખરાબ છે.'

નગીનનું દયામણુ મોં મારી સામે હવામાં અદ્ધર લટકતું મેં જોયું! 'બિચારો નગીન!' હું બબડી. 'ટન' બીજો બેલ (ઘંટ) પડ્યો સાહેબ આવ્યા. તેમણે આરોગ્ય લેવા માંડ્યું. વીડું ચોરીબબ્બા બેજી ચાલડીના ચોપી રોગના નામ લખવાનાં કહ્યાં. ઝટપટ આરોગ્યની નોટ ઊઘાડી, બધાએ પાનાં ફેરવવા માંડ્યાં. પાનાંનો ફડાક ફડાક અવાજ આખા વર્ગમાં ફફડી ઊઠ્યો. જાણે કબુતરે પાંખો ફફડાવી.'

'May I come in sir?' નગીનનો અવાજ સાંભળતાં જ મેં બારણા તરફ જોયું એવું ધારીને કે તે જમીને આવ્યો હોવાથી તેનું મુખ પહેલાં કરતાં જુદું લાગતું હશે! પણ એ જ દુઃખની છાયાથી કાળું પડી ગયેલું ઊજળું મોં મેં બારણામાં જોયું.

સાહેબે તેને ઊધડો લીધો. નગીને કંઈ જ જવાબ ન આપ્યો. તેને એક કલાક ઊભા રહેવાનું હતું. મને થયું લાવને હું જ બધું કહી નાખું. પણ કોણ જાણે બધા જ શબ્દો હું ગળી ગઈ ને બેઠક પર ખાલી સળવળાટ જ કર્યો.

બધા જ નગીનનો તમાશો જોતા હતા. એટલે સાહેબે કહ્યું: 'ચાલો લખવા માંડો. શું જોઈ રહ્યા છો?' ને હુકમ મળતાં લશ્કરી પગ રણમેદાનમાં આગેકદમ ભરે તેમ અમારી લેખનીઓ કાગળ પર કદમ ભરવા લાગી.

આજે શાળા છૂટ્યા પછી ધર્મશાળાવાળો રસ્તો આગળ ઊઠ્યો તે ઘેધાટ બજાર તરફ ચાલ્યો ગયો. ને હું પગાવના રસ્તા તરફ વળી અહીં શાંત સુંદર વાતાવરણ રમતું હતું. પગાવને જ રસ્તે મારાથી આગળ નગીન ચાલી રહ્યો હતો. મેં દોડવા માંડ્યું. શાંત રસ્તા પર મારા ચંપલનો 'ધબ' 'ધબ' થતો અવાજ ખૂબ જ મોટો લાગ્યો. નગીનને પાછળ જોતાં જ મે તેને હાથથી ઊભા રહેવાનું કહ્યું તે ઊભો રહ્યો. તેની પાસે પહોંચતાં જ મેં પૂછ્યુ: 'રીસેસમાં તારા બાપુજીની ચિઠ્ઠી કેમ ન લાવ્યો!' તેણે કંઈ જ જવાબ ન આપ્યો તે મૂગો મૂગો કહી રહ્યો હતો કે આવું તો સહન કરવાની તેને ખૂબ ટેવ પડી ગઈ હતી!

'કાલે બપોરે વહેલો આવશે ને? હું બૂમ પાડીશ.' મેં કહ્યું. નગીન કંઈ જ બોલ્યો નહિ. એટલે મેં પૂછ્યુ, 'કેમ નગીન બોલતો નથી?' 'સારું આવીશ. પણ તમારી નિબંધની નોટ જોઈતી હતી.' નગીન બોલ્યો.

મે ઘેર જઈને 'બા ભૂખ'ની બૂમ પાડી. ખાતાં ખાતાં મેં બાને નગીનની વાત કહેવા માંડી: 'નગીનની બા પરીક્ષા વખતે તાવ વગર માંદી પડી હતી—તેનું

માથું જ દુઃખે ! ને ઘણું ખરું કામ નગીનને જ કરવું પડતું. પછી નગીન નાપાસ થયો. ને 'સેકન્ડ'માં 'સેકન્ડઈયર'ની પદવી પામ્યો. વર્ગમાં તેને સવાલ પૂછે તો ચોંકીને 'હેં' કરતો ઊભો થાય.'...વિ.

મારી બા તેની તરફ સહાનુભૂતિ દર્શાવશે, તેને મારી સાથે લેસન કરવા દેશે. મારી નોટ તેને આપીશ તો વઢશે નહિ એવું મેં ધાર્યું હતું ! પણ બાએ કહ્યું : 'એની સાથે તારે બોલવાનું નથી. એવા ડફોળીયા સાથે તું યે ડફોળ થઈ જશે. એની વાતો સાંભળ્યા કરશે તો નાપાસ થશે. 'રીસેસ'માં તેને ઘેર જઈને બેસે તો તને જ મોડું થઈ જાય એટલી યે અક્કલ તારામાં નથી !'

બાના શબ્દો સાંભળતાં જ હું ઊંધે માથે ઊંડાણમાં પડતી હોઉં તેવું મને લાગ્યું.

સવારે તો નિશાળે જવાના રસ્તા ભરચક રહેતા. પણ ઘણાને શાળા દૂર પડતી હોવાથી, બપોરની છુટ્ટીમાં બહુ જ થોડા ઘેર જતા. તેથી બપોરે જ સંગાથનો પ્રશ્ન ઉદ્ભવતો.

બીજે દિવસે હું છુટ્ટીમાં બપોરે ઘેર આવી, ત્યારે રોજની જેમ બાએ ખાવાનું આપ્યું. હાથપગ ધોઈ હું કપ રકાબી પાસે બેઠી. ને બારણામાંથી પડાવ સામે જોઈ રહી ! રોજ તો હું રોટલી દૂધમાં બોળી 'ચપ ચપ' ખાઈ જતી ને દૂધ ગટગટાવી મલાઈ છેલ્લી ખાતી ને જીભને થતા તેના રેશમી સ્પર્શથી આનંદ અનુભવતી.

'કેમ બેસી રહી છે ? ખાવા માંડ.' મારી બા વચ્ચે આવીને કહી ગઈ. મારી બા ને નગીનની બા બન્ને બા, પણ કેટલાં જુદાં ! એ જુદાઈના હથોડા મારા હાથમાં વાગ્યા. ને મારું મગજ હાલી ઊઠ્યું. આખરે મેં રોટલી દૂધમાં બોળી ખાવા માંડી. વચમાં જ મલાઈનો લોચો, ધોળા કટકાના ડૂચા જેવો મારા મોંમાં પેઠો. હું તેને ગળી ગઈ. સાથે વિચારો આવતા હતા : 'નગીનને બિચારાને ખાવાનું નહિ આપ્યું હોય તે અહીં આવે તો ! મારી બા તેને પણ ખાવાનું આપે તો ? અમે સાથે ખાઈએ, સાથે લેસન કરીએ, પછી નગીન નાપાસ પણ નહિ થાય. વળી મને મોટાભાઈ પણ મળી રહે.'...ત્યાં તો બા દેખાયાં : 'હાં આ ખબરદાર તેની સાથે વાત કરી તો ?' મેં ચમકીને આજુબાજુ જોયું પણ, ત્યાં કોઈ જ ન હતું. ન હતી બા કે ન હતો તેનો અવાજ !

...ટાવર સામે જોતાં ઘરનાં પગથિયાં હું ઊતરી. સવાબે થયા હતા. મેં વિચાર્યું નગીન ઘેરથી નહિ જ નીકળ્યો હોય. ચાલ બૂમ પાડતી જઉં. સંગાથ થશે ! પણ એટલામાં બાએ બારી પાછળથી કહ્યું : 'સીધે રસ્તે સીધી સીધી ચાલી જજે. કોઈનો સંગાથ કરવાનો નથી. તને મોડું થશે '

મેં ટાવરની દિશાનાં સીધું ચાલવા માંડ્યું. નગીનનું ઘર આવતાં જ આંખ અજાણતાં તે તરફ વળી પણ ઘરમાં કોઈ દેખાયું નહિ. મને થયું 'લાવ બૂમ પાડું.' પણ પગ તો આગળ જ ચાલવા મંડ્યા ! પાછળથી કોઈ બોલતું હતું : 'સીધે રસ્તે સીધી સીધી ચાલી જજે.'...

મેં પડાવને રસ્તે ચાલવા માંડ્યું. થોડી થોડી વારે પાછળ જોયા કરતી. નગીન દેખાયો ત્યારે મેં ભારે ગુનો કર્યો હોય તેવું મને લાગ્યું. ઘડીક ઊભા રહેવાનું મન થયું. પણ કાનમાં જોરથી સંભળાયું : 'ઊભી ના રહેતી, સીધે રસ્તે ચાલવા માંડ.' ને મેં સીધે રસ્તે ચાલવા માંડ્યું. ને વળી પાછું પાછળ જોયું. પણ ન તો તેણે હાથ ઊંચો કર્યો, કે ન તેણે બૂમ પાડી ! જાણે પૂતળું જ ચાલી આવતું ન હોય ! મેં ધીમે ધીમે ચાલવા માંડ્યું. હવે અમારી વચ્ચે બહુ જ થોડું અંતર હતું ! મારા પગ ઊભા રહી ગયા. ચાલ્યા આવતા નગીનને હું જોઈ રહી. પણ તે તો સડસડાટ મને વટાવી આગળ નીકળી ગયો ! હું બાબી બની. વળી ચીડાઈ પણ ખરી. વળી વિમાસણમાં પડી ગઈ 'ઓ નગીન, ભાઈ' કહી બોલાવું ? પણ આ શબ્દો મોંમાં જ રહ્યા. ને બીજું જ કોઈ





બોલી ઊઠ્યું જોરથી: 'અમે તમારા માટે ઊભા રહ્યાં ને તમે આગળ જાવ ચીસાઈને, કેમ વળી? આગળ જાવ ને પાછા પાછળ ફરી જુઓ પણ નહિ કેમ?' વળી પોષાયેલું અભિમાન બોલી ઊઠ્યું' 'નગીન કેમ મારાથી નિશાળે વહેલો જાય? હું જ તેનાથી વહેલી જઈશ! ને આગળ નીકળી ગયેલી તેની મૂર્તિને જોતાં મને લાગ્યું ખરેખર નગીન ડફોળ જ છે!

હવે નગીનની પાછળ કોણ જાય? પાસેનો ટેકરો ચઢી હું તેના પર દોડવા લાગી. ટેકરાની એક બાજુ નીચાણમાં કાદવવાળું મેદાન ને તે પછી ધર્મશાળાનો રસ્તો તે રસ્તે નગીન જતો હતો હું ટેકરા પર દોડતી હતી ટેકરાની બીજી બાજુ તળાવ હતું. એક મોટા પથ્થર પર ધોબણ 'ધબછબ' ધબછબ' કરતી ધોઈ રહી હતી તે અમારી 'ફેમીલી ધોબણ' હતી તેણે મને પૂછ્યું...'કેમ બેનબા, નિહાળે ચાઈલાં?' મેં દોડતાં દોડતાં જ 'હં' કહ્યું. બાકી, જ્યારે જ્યારે આ રસ્તે હું જતી ત્યારે મારી લોકલ કેટલાયે સ્ટેશને ઊભી રહેતી! ટેકરાની બીજી બાજુ દેખાતા કાદવવાળા મેદાનમાં કેવડાના ઝાડના સમુદ્ર પાસે સાપ જોવા; ટેકરાના તૂટેલા ભાગને સાધતા પથ્થરિયા રસ્તા પર, એક બાજુ તળાવ ને બીજી બાજુ ઊંડી ખીણ જોવા; ભઠ્ઠીમાં બફાતા કપડાની સુગંધ લેવા; ગોરસ આમલીના ઝાડ પાસે, ગોરસ આમલી પાડવા; ટેકરાનો ઢાળ ઊતર્યા પછી ખાબોચીયામાં 'છબછબ' કરવા મારી ગાડી હમેશાં ઊભી રહેતી. પણ આજે તો કોઈ પણ સ્ટેશને મારો 'ફાસ્ટ' ઊભો રહેવાનો ન હતો!

ટેકરાનો ઢાળ હું સડસડાટ ઊતરી ગઈ. નીચાણ વાળી જગાના નાના ખાબોચીયા છલંગ મારી કૂદાવ્યાં ને મેં દોડ્યે જ રાખ્યું. સામે નિશાળ દેખાઈ કાદવવાળા મેદાનને પેલે પાર 'ધર્મશાળાના રસ્તા પર નગીન દેખાયો ને હું બબડી: 'લે હું જ તારા કરતાં પહેલી, હજી તો તારે મેદાનનો વળાંક પૂરો કરવાનો છે.'

આ બાજુ હું, પેલી બાજુ નગીન બંને વચ્ચે પહોળું મેદાન! અમારી વચ્ચે ખૂબ લાંબુ પહોળું અંતર પાડી ગયું હતું! અંતર્બાહ્ય અંતર પડી ગયું!

ઘડી પહેલાં નગીનને મોટો ભાઈ ગણવા તૈયાર થયેલી હું તેનાથી દૂર દૂર દોડતી હતી!



સરોદ

## અમે રે ખેડૂઓ—

અમે રે ખેડૂઓ ટાકર સોમના હો જી
કૂવા અમ ઊંડા 'અપરંપાર,
મથી મથી સીંચીએ જળધાર,
જંગ રે જામ્યા છે જીવનજોમના હો જી.
અમે રે ખેડૂઓ૦

વિરલા આવે છે વરસાદ,
લાવે છે હરિવરની યાદ,
લાવે રે સંદેશા ગેબી વ્યોમના હો જી
અમે રે ખેડૂઓ૦

કરડા તપે સૂરજરાય,
હવલાં એ દવ સેવ્યાં ન જાય,
અવળા ઉપચારો લાગે સોમના હો જી.
અમે રે ખેડૂઓ૦

કણ કણ નીપજે જે આહીં,
સમજી લો લોહીની કમાઈ,
ફૂલડાં ખીલ્યાં એ જાણે હોમનાં હો જી.
અમે રે ખેડૂઓ૦





રમેશ પાઠક

# રાંદલનાં ગીતો

'લગ્નગીતો' અને 'વિરહગીતો' જેવા સંગ્રહો ગુજરાતને આપનાર **શ્રી રમેશ પાઠક** અહીં એવાં જરૂરી ગીતોનું સંપાદન કરીને મૂકે છે, કે આ અને આવતી પેઢી માટે એ ખૂબ જરૂરી બની રહેશે........

હિંદુધર્મી કોઈ પણ રાંદલમાથી અનભિજ્ઞ નહિ હોય. રાંદલનો ઉલ્લેખ રન્નાદે તરીકે મૂળ થયો છે. રન્નાદેનું રાનાદે અને પછી રાંદલ એમ થયેલું લાગે છે. રન્નાદેવીને સૂર્યપત્ની તરીકે વર્ણવેલી છે.

લગભગ પ્રત્યેક મંગળ પ્રસંગે ઘણા હિંદુઓમાં ગણપતિની સાથે રાંદલની પણ પ્રતિષ્ઠા કરવામાં આવે છે—જે પ્રસંગને રાંદલ તેડ્યાં કહેવાય છે. વગર પ્રસંગે અમુક બાધા રાખી હોય તો પણ રમતાં રાંદલ તેડવાનો રિવાજ છે. ગુજરાતનાં નગરોમાં રાંદલની પ્રતિષ્ઠા આઠ-આઠ દિવસ સુધી થાય છે તે દરમિયાન માતાજી પાસે રોજ રાંદલનાં ગીતોની રમઝટ બોલે છે. છોરુ ભાવે આ ગીતો ગવાતાં હોઈ કેટલીકવાર સ્ત્રીવૃંદ તાલબદ્ધ રીતે કૂદીને તાળીઓના તાલ સાથે ગીતો ગાય છે.

માન્યતા છે કે મા રાંદલ ભક્તોની ભીડ ભાંગે છે. તેથી જ એક સ્થાને ગવાયું છે;

'ખોળાનો ખૂંદનાર દ્યોને, રન્નાદે,
-વાંઝીયાં મહેણાં મારે દોહ્યલાં રે.' ઇ૦...

આ લઘુ લેખમાં પ્રસંગવાર ગવાતાં રાંદલમાનાં ગીતો આપ્યાં છે. પ્રથમ સૌરાષ્ટ્રમાં ખાસ પ્રચલિત એવાં કેટલાંક ગીતો લઈએ.

[ ૧ ]

માજી એક મેં જોયું મન વિચારી રે,
તુજ વિના નહિ કોઈ કળે ગતિ તારી રે.
માજી બીજે બાળપણ રૂપ તારું મેં દીઠું રે,
માજી મગન થયાં મનમાંહી લાગ્યું મીઠું રે.
માજી ત્રીજે ન જાણે કોઈ મહિમા તારા રે
પદ ખેલ્યું છે સાક્ષાત્ ઉતરવાનો આરો રે
માજી ચોથે ચોગણું રૂપ શોભો છો સારાં રે;
બ્રહ્માદિક વિષ્ણુ મહેશ રટણ કરે તારાં રે.
માજી પાંચમનો પડતો જોગ નાગરલોક જાણે રે,
માજી લીલા કરો છો રોજ વિરંચી વખાણે રે.
માજી છઠ્ઠીના લખીઆ લેખ ટાળ્યા નહિ ટળે રે,
વિધાતાના માંડ્યા અક્ષર ફેરવ્યયા નહિ ફરે રે.
માજી સાતમ તણાં રે વખાણ
શાં કરું શિવજોગી,
જે દી નહોતાં મંડાણ તે દી તું ભોગી.
માજી આઠમ તણી અર્ધરાત કાળી થયા કૃષ્ણ રે,
ભય પામ્યા દૈત્ય અસુર દેવતખે કષ્ટે રે,
માજી નોમે રહ્યા નિરધાર રામતણે રૂપે રે,
સમુદ્રમાં બાંધી પાળ મેં'માના રૂપે રે.
દશ મસ્તક છેદ્યાં દૂર રાવણને રોળ્યો રે,
દૈત્ય કે ભાગી ઉગરશું લંકાગઢ ઘેર્યો રે.
એકાદશીએ તે આઠહજાર, નવલક્ષ ગ્યા નાસી રે
ત્યાં મરણ પામ્યા કંઈ ક્રોડ લંકાના વાસી રે.
બારશે બળને છળવા બાળા થઈ ચાલ્યાં રે,
જે દી નહોતાં મૂળ મંડાણ તે દી તું બાળી રે,
માજી ચતુર્દશી વાર શિવનો
શિવરાત્રિ સૌ રહેશે રે.
જે જાણે તે રસ માણે કોઇને નવ કહેશો રે.
માજી પૂનમ ઊગ્યો ચન્દ્ર ઢાંક્યો કયમ રહેશે રે,
તે તો ઉગ્યો છે સાક્ષાત્ પૃથ્વીને શુદ્ધ દીસે રે.

(આ છે તિથિવાર પ્રતિષ્ઠા વખતનું અર્ચન. તિથિવાર આવતા પ્રસંગોનો મેળ સાધી એની રચના થયેલી છે.)

[ ૨ ]

મા દેવ ડુંગરથી ઊતર્યાં, મા
આવી રહ્યાં 'ફલાણે'[૧] ગામ,

૧. અનુરૂપ ગામનું નામ મૂકવું.



મોરી મા, ચૌદ ભુવનની જોગણી.
મા 'ફલાણા'[1] ગામમાં શેડીઆ એમ ભણે,
મારી, નગરીમાં રહ્યાં દિન ચાર
મોરી મા, ચૌદ ભુવનની જોગણી.
મા રહો તો રથ ઘડાવીએ, મા
રથે બેસીને મઢ જાઓ
મોરી મા, ચૌદ ભુવનની જોગણી.
મા દેવ ડુંગરથી ઊતર્યાં, મા
આવી વસ્યાં 'અમુક'[2] પોળ
મોરી મા, ચૌદ ભુવનની જોગણી.
મા 'અમુક'[2] પોળમાં 'ફલાણા ભાઇ'[3]
એમ ભણે, મારા ઓરડામાં રહો દિન ચાર
મોરી મા, ચૌદ ભુવનની જોગણી.
તમે એ શું બોલ્યાં ભોળાં માનવી,
મારા ઓરડા પડ્યા સુનકાર
મોરી મા, ચૌદ ભુવનની જોગણી.
તમે એ શું બોલ્યાં ભોળાં માનવી,
મારી નગરી પડી સુનકાર
મોરી મા, ચૌદ ભુવનની જોગણી.
મા રહો તો ઝાંઝર ઘડાવીએ, રૂમઝુમ કરતાં જાવ
મોરી મા, ચૌદ ભુવનની જોગણી...

(પોતાના સ્થાનકમાં વાસો કરવાની ભક્તની નમ્ર વિનંતિ આમાં તરવરે છે. 'તમે એ શું બોલ્યાં માનવી'થી માતાજી સાથેનું નિકટત્વ દર્શાવાયું છે.)

[ ૩ ]

ચૌટું ચૌટું રે નગર ચંપાનેરનું,
ચૌટે ચાંદલા વેચાય,
ચૌટે ચૂંદડીઓ વેચાય, જઈને
જઈને રે ફીયાભાઈએ મૂલવ્યાં
પાન ફૂલનો રંગ છોડ,
આંબા જાંબુની છે ભાત,

૨. અનુરૂપ પોળ-શેરી-નું નામ મૂકવું.
૩. અનુરૂપ વ્યક્તિનું નામ મૂકવું.

મીઠડાં લિજે રે લિજે કોઈ
આ માતનાં, જેણે જાયા એવા પુત્ર
રાખ્યાં ઘરનાં ઘરસૂત્ર, કુળ
અજવાળ્યાં રે ફીયા ભાઈને બેટડે...

(ભક્તિની કુલ પરંપરા સાચવી રાખનાર કુલપુત્રની આમાં ગાથા છે. 'ચાંપાનેરનું ચૌટું' એ તો જાણીતો શબ્દપ્રયોગ થઈ ગયો છે, અને વિશેષ કરીને માતાજીના ગરબા તથા સ્તવનોમાં)

[ ૪ ]

શંખલપુરની શેરીએ, ત્યાં તો મને જોવાના કોડ,
ફરી ફરીને લઉં ફેરીઓ, નિરખું નિતનવી વાત.
પે'લી પોળે પેસતાં સામાં સુતારીનાં હાટ,
સુતારી લાવે બાજોઠ દયો બહુચરના નાથ,
બહુચર બાળા ઓઢણી, ચૂંદડી લાલ ગલાલ,
ઓઢી અદકા મૂલની ઘાટડી લાલ ગલાલ...ઇ૦..

(એ પ્રમાણે આગળ બીજી તે પોળે, ત્રીજી તે પોળે, ચોથી તે પોળે અનુક્રમે માળી, દોશી વગેરેનાં નામના ઉલ્લેખ કરી આગળ ગવાય છે. શંખલપુરની શેરીઓની ભવ્યતા કાવ્યમાં કંઈ અજાણી નથી રહી.)

[ ૫ ]

ચોખલીઆ ખાડી ખાડી જલમ[1] ગયો રે મા,
કણુકી નજરે ન દીઠી રે ભવાની મા.
જેવાં મેણાં જશોદાજીનાં ભાંગ્યાં રે ભવાની મા,
એવાં મેણાં દેવકીજીનાં ભાંગો રે ભવાની મા.
હાલરૂ લઈ ઘેર આવો રે ભવાની મા,
પરસાળે પારણીયાં બધાવો રે ભવાની મા.
પારણીએ હીરલાની દોરી રે ભવાની મા,
હિંચોળે કોઈ[2] બા બેની ને ભવાની મા.

(જશોદાજીનાં મેણાં ભાંગનાર પણ આ અનંતવ્યાપી શક્તિસ્વરૂપ જ હતું એમ ગાઈ તેની મહત્તા કથવામાં આવી છે 'ખોળાનો ખૂંદનાર દોને રનાદે, વાંઝીયાં મેણાં મારે દોહલાં રે' એ ભાવનું અત્રે પુનરુચ્ચારણ છે.)

૧=જલમ=જન્મ
૨–અનુરૂપ નામ મુકાય છે.

ઊડલો ને ચૂડલો આઈ[1] ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઈને ઊગમણે નગરી.
જો રે જાણું તો ઘેર સુતારી તેડાવું,
સુનારી તેડાવી આઈના બાજોઠ વસાવું.
( જરા ઠેકીને ) એકી છ દે, બીજે છંદે અત્રણેછંદે, દોરી,
ચોથે છંદે રમે રાણી . રાંદલગોરી.
અમે તમારા બેસણીયાની ગાદી રે રન્નાદે,
અમે તમારા પાહોલાની રજ રે રન્નાદે.
રાંદલ માવડી કહે છે અમને બાજોઠીના કોડ,
જાઓને જગાડો ઓલ્યા સુનારીના કુંવર.
સુનારીનાં ઘર અહીં નહિ દસ મૈલ દૂર જો,
બાજોઠી લઈ આવે આઈને ઊગમતે અસુર જો
ઊડલો ને ચૂડલો આઈ ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઈને ઊગમણી નગરી.
રાંદલ માવડી કહે છે અમને ઝારીયુંના કોડ,
જાઓ રે જગાડો ઓલ્યા કંસારીના કુંવર.
કંસારીનાં ઘર આહીં નહિ દસ મૈલ દૂર જો,
ઝારી લઈને આવે આઈને ઊગમને અસુર જો.
ઊડલો ને ચૂડલો આઈ ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઈને ઊગમણી નગરી.
રાંદલ માવડી કહે છે અમને ચુંદડીઓના કોડ,
જાઓ રે જગાડો ઓલ્યા દોશીડાના કુંવર.
દોશીડાનાં ઘર અહીં નહિ, દસ મૈલ દૂર જો,
ચૂંદડીઓ લઈ આવે આઈને ઊગમતે અસુર જો.
ઊડલો ને ચૂડલો આઈ ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઈને ઊગમણી નગરી.

( એ પ્રમાણે ' ચંદલાના કોડ ' હેઈ નાગોરીને તેડાવો, તથા ' અકોટાના કોડ ' હોઈ સોનીડા તેડાવો એમ ઉપર મુજબ જ ગવાય છે. માતાજીને પણ માનવ સ્વભાવની ઇચ્છાવાળાં બતાવી ભકતે પોતાની નકટતમતા બતાવી છે )

---

1. જૂની ગુજરાતીમાં પણ આ પ્રયોગ ઘણે ઠેકાણે છે. મરાઠીની આ અસર હતી ?



કાળકા કાળે ઘોડે આવે મારી અંબા રે,
રાંદલ રથે બેસી આવે મારી અંબા રે.
અંબા છૂટે ચરણે આવે મારી અંબા રે,
બહુચર બાળાવેશે આવે મારી અંબા રે.
એમ કરી ચારે બેનો મળીયાં મારી અંબા રે,
ચારે વાવલડી ખોદાવી મારી અંબા રે.
વાવનાં પાણી અમૃતવાણી મારી અંબા રે,
માને ગોણીએ ગા દેવાય છે મારી અંબા રે.
માને ચરુએ ખીર રંધાય છે મારી અંબા રે,
માને ખોબલે ખાંડ પીરસાય છે મારી અંબા રે.
માને વાઢીએ ઘી પીરસાય છે મારી અંબા રે,
માને મોટા હવન થાય છે મારી અંબા રે.
માને ચીર ચૂંદડી હોમાય છે મારી અંબા રે,
માને નાળિયેર ઘી હોમાય છે મારી અંબા રે.

( આદ્યાશક્તિ અનંતનામી અને અનંતકામી છે. તેથી જ દુર્ગા, બ્રહ્માણી, શિવા, ચંડી, ચામુંડા, કાલી, અંબા, બહુચરા વગેરે નામોથી તેનાં સ્વરૂપો પૂજાય છે. ભક્ત તો ભોળા ભાવે બધા સ્વરૂપોને ભેગાં કરવા ' બેનો ' કહીને જ બિરદાવે ને ? પાછલી કડીઓમાં નૈવેદ્યનો આછો ઉલ્લેખ છે. પૂજન વખતે હોમવાની પ્રથા છે તે પણ આ ગીતમાં ઉલ્લેખ પામી છે )

[ ૮ ]

મોરપીંછાના દોર ભંગાવોને વડલે હિંચોળા બંધાવો રે,
હિંચે રાંદલમા પાતળાં એને દસે આંગળીએ વેઢ રે.
દસે આંગળીએ વેઢ માને કંઠે એકાવન હાર રે,
કંઠે એકાવન હાર માને ઝાંઝરનો ઝમકાર રે.
ઝાંઝરનો ઝમકાર માને નેપૂરનો ઠમકાર રે,
થાળ ભરી સીતા વનફળ લાવ્યાં, લ્યો માવડી આરોગો રે,
તમારાં વનફળ, કંઈ વહુ, માથે ચઢાવું,
મારે પેલડીએ અપવાસ રે.

( ' મોરપીચ્છના દોરનો હિંચોળો '–કેવી સુંદર કલ્પના છે ? માતાના મોહિની સ્વરૂપનો થોડો ઉલ્લેખ છે. ' पाणिमीतकटि ' એ સુંદરતાની નિશાની ગણી છે,





તેથી 'પાતળા' એ યોગ્ય વિશેષણ જ વાપર્યું છે).

[૯]

તાર માતા તાર તાર ત્રિભુવનરાણી,
ચંદનપુષ્પ ચડાવ આરાસુરની ભવાની.
કીયા ભાઈ ઊભલા દરબાર દરશન ઘોને ભવાની,
કઈ વહુ લાગે છે પાય મેં તારી સેવા ન જાણી.
માગે છે દહીં ને દૂધ ખોળે પુત્ર ભવાની,
માગે ધણીનાં રાજ જ્યાં લગણ ગંગાનાં પાણી.
જીવાડે ઝાઝી નાર તે તમે જાણો ભવાની,
કીયા ભાઈ માગે છે નાર તે તમે આપો ભવાની.
જીવાડે ઝાઝાં અન્ન તે તમે આપો ભવાની,
જીવાડે ઝાઝું સૂત્ર તે તમે જાણો ભવાની.
કઈ વહુ માગે છે પુત્ર તે તમે આપો ભવાની,
જીવાડે ઝાઝું હીર તે તમે જાણો ભવાની.
કઈ બા માગે છે વીર તે તમે આપો ભવાની,
જીવાડે ઝાઝું હીર તે તમે જાણો ભવાની

(જીવનાર્ણવ તરવામાં માતાજીની શુભેચ્છા—આશીર્વાદ માગતી હિંદુ પત્ની 'માગે છે દહીં ને દૂધ' અને 'ખોળે પુત્ર' અને પતિનું સુખ તે પોતાનું સુખ માનતી આગળ માગે છે 'ધણીનાં રાજ.' પણ આ તો માત્ર પોતાના સ્વાર્થની વાત થઈ. તેથી મા-ભવાની પોતે અન્નપૂર્ણા પણ હોઈ તેની પાસે અન્નની વિપુલતા યાચે છે, અપુત્રવતીને પુત્રવતી બનાવવા પ્રાર્થે છે, અને કોઈક બેનીની ભાઈ માટેની ઝંખના સંતોષવા વિનવે છે.)

[૧૦]

મા અદાળજની વાવે જો કૃપા કરી અંબાએ જો,
મા કૃપા કરી કેમ જાણી જો, વાવે ભરાણાં પાણી જો
મા વા વાયા છે આકળા, વાવે બંધાણા ચાકળા,
મા વા વાયા છે ઓરણ જો, વાવે બંધાણાં તોરણ જો.
મા વા વાયા છે અંદર વા, વાવે બંધાણા ચંદરવા,
મારી અંબા માને બેસણ ગાદું જો, બ્રાહ્મણ જમે લાડુ જો.
મારી અંબામાને પેરણ ચોળી જો, બ્રાહ્મણ જમે પોળી જો,
મારી અંબામાને ઓઢણ ચીર જો, બ્રાહ્મણ જમે ખીર જો.
મા બ્રાહ્મણ એવા નગણા[1] જો, જમીને માગે દખણા[2] જો,
મા તડાક લુંબડાં થાય છે, બ્રાહ્મણ જમવા જાય છે.
મા કણબીની મત[3] થોડી જો, ગાડું વેચીને લીધી ઘોડી જો.
મા ઘોડી ગઈ ઘર ખૂણે જો, ચાચર ભુવા ધૂણે જો.
(માતાજીનું માનવસ્વરૂપ કલ્પી માનવી તરીકે તેમનું ચિત્ર-દર્શન કરાવાયું છે).

[૧૧]

મારી આંગળી ઘાસી, રાંદેલ[4] પૂજા કરંતેલા[5] રે,
અબોડા રે લચીઆ રાંદેલ પાય પડંતેલાં[6] રે
હું તો જાઉં રે કાશી ત્યાં રે જઈને તપ કરું રે,
માગું ધણીનાં રાજ, અખંડ એવાતન ઘાટડી રે.
મારી આંગળી ઘસી, રાંદેલ પૂજા કરંતેલાં રે,
અબોડા રે લચીઆ રાંદેલ પાય પડંતા રે.
હું તો જાઉં રે રેવાજી, ત્યાં જઈને તપ કરું રે,
માગું સસરાનાં રાજ, સાસુના ઘાટ સોહામણા રે.
(પોતાનું તથા સાસુજીનું બંનેનું એવાતણ અખંડ જાચતી આદર્શ અને ધર્મિષ્ઠ વહુ આમાં ચીતરાયેલ છે. તપ કરીને પણ તે જાચે છે તો અખંડ-સનાતન -સૌભાગ્ય જ. આ જ સાચી આર્ય સ્ત્રી.)

[૧૨]

માજી ઓળે ઓળે તે ચાર ઓરડા રે,
મહીં વસે સુતારી ચાર રે, નંદના લાલ સોહામણા રે,
મા સુતારી તે લાવે લાવે બાજોઠી આ,
મારી રાંદલ માને કાજ રે –
માજી ઓળે ઓળે તે ચાર ઓરડા રે,
મહીં વસે દોશીડા ચાર રે નંદના લાલ સોહામણા રે.
મા દોશીડો તે લાવે ચૂંદડીઓ,
મારી રાંદલ માને કાજ રે—
નંદલાલ સોહામણા રે.

---

૧-નગુણા
૨-દક્ષિણા
૩-મતિ, બુદ્ધિ.
૪-રાદલ-રાંદેલ એ પ્રયોગ સુરત તરફ થાય છે.
૫-કરતાં રે-સુરત તરફ થતા આ પ્રયોગો છે.
૬-પડતાં રે- „ „ „

માજી ઓળે ઓળે તે ચાર ઓરડા રે,
મહીં વસે માળીડા ચાર રે નંદના લાલ સોહામણા રે,
મા માળીડા તે લાવે મોડીયાં રે,
મારી રાંદલ માને કાજ રે,—
નંદના લાલ સોહામણા રે.
માજી ઓળે ઓળે તે ચાર ઓરડા રે,
મહીં વસે સોનીડા ચાર રે, નંદના લાલ સોહામણા રે.
મા સોનીડા તે લાવે ઝૂમણાં રે, મારી
રાંદલમાને કાજ રે, નંદના લાલ સોહામણા રે.
બાળી બહુચરમાને કાજ રે. નંદના લાલ સોહામણા રે.
માજી પુરુષને વહાલી પાઘડી રે,
પાઘડીને વહાલાં ફૂલ રે, નંદના લાલ સોહામણા રે.
મા સ્ત્રીને તે વહાલું કાપડું રે,
કાપડાને વહાલો હાર રે, નંદના લાલ સોહામણા રે.
માજી બાપને તે વહાલો બેટડો રે,
બેટડાને વહાલી નાર રે, નંદના લાલ સોહામણા રે.
માજી ઘરને તે વહાલું ઘોડિયું રે,
ઘોડિયાને વહાલાં બાળ રે, નંદના લાલ સોહામણા રે.
માજી બાળને વહાલી વાટકી રે,
વાટકીને વહાલાં દૂધ રે. નંદના લાલ સોહામણા રે.
માજી ખેતર હોય તો ખેડીએ રે,
માજી ડુંગર ખેડયા કેમ જાય રે, નંદના લાલ સોહામણા રે.
માજી કામળ હોય તો વાંચીએ રે,
માજી કરમ વાંચ્યાં કેમ જાય રે, નંદના લાલ સોહામણા રે.

(પ્રથમના ભાગમાં લોકગીતોમાં ઘણીવાર આવતો સુતારી, દોશીડા, માળીડા વગેરેનો વિચાર છે અંતમાં મનુષ્યની મર્યાદા આંકતી લીટી મૂકી શક્તિની અનંતતા ગાઈ છે.)

[ ૧૩ ]

હું રે મનોર માલણડી રે ગૂંથે રે ગજવેલ રે મા!
બત્રીસ ભમરીનો મોડ જ ગૂંથે,
વચ્ચે વચ્ચે સોનલા રેખ રે મા!
એ મોડ તો મારી રાંદલને શોભે
રાંદલ સાચલાં દેવ રે મા!
પોળોમાં કરો કલ્યાણ રે મા! વસ્તીમાં આવાદાની રે મા!
પાઘડીએ અમીછાંટ રે મા!
ઢોરુ છોરુ રક્ષા કરો મા,
પોળોમાં કરો રે કલ્યાણ રે મા!
કયો ભાઈ ઊભો સેવા કરે મા,
કઈ વહુ લાગે છે પાય રે મા! પાય પડામણ બેટડો રે મા!
અખંડ એવાતણ હોમ રે મા,
અખંડ સુખી હોય પોળ રે મા!
અખંડ એવાતણ ચૂડલો રે મા,
અખંડ વીરાજીની મોળ રે મા!

(આ ગીત સંસ્કૃત નાટકોને અંતે આવતાં આશીર્વચનના શ્લોક સમું છે. પોળ અને શેરીથી માંડી ગામ અને વિશ્વસમસ્તનું કલ્યાણ વાંછતું આ ગીત ખૂબ જ સુંદર છે. તેનો ઢાળ પણ ઘણો કર્ણપ્રિય છે. મારાં 'લગ્નગીતો' એ સંગ્રહમાં આ ગીતને સ્થાન આપ્યું છે.)

[ ૧૪ ]

જવના જવારા મેં વાવ્યા, પૂજ્યાનાં ફળ આપોને રન્નાદે
વાંઝીયા મ્હેણાં મારે દોહ્યલાં રે,
આશિષ માગું માતા એટલી ને,
સુનલા ગોળો ગોરસ ભરી રે;
મહીડાનો માગતલ આપો રે રન્નાદે,
વાંઝીયાં મ્હેણાં મારે દોહ્યલાં રે.
ઘોયો ધપાયો મારો સાડયો રે,
ખોળાનો ખૂંદનાર દોને રન્નાદે,
વાંઝીયા મ્હેણાં મારે દોહ્યલાં રે.
લીંપ્યું ને ગુંપ્યું મારું આંગણું રે,
પગલીનો પાડનાર દેજો રન્નાદે,
વાંઝીયાં મ્હેણાં મારે દોહ્યલાં રે,
રોટલા કરીને બેઠી રહી રે,
ભડ્યાનો માગતલ[1] દેજો રન્નાદે
વાંઝીયાં મ્હેણાં મારે દોહ્યલાં રે.

*

૧ = માગનાર





આવ્યાં છો ઉતાવળાં મા, બેઠાં બાજોઠ ઢાળી,
સેવ સુંવાળી લાપશી ને ખીર ખાંડ વાળી
મા એવાં એવાં ભોજન માતાજીને થાય મા,
સનમુખ બેસો ગિરજા રાયા મા,

સનમુખ બેસો શ્યામતણી મા, શાક પાક પકવાન,
આદર ભાવે આઈ આરોગ્યાં, આપ્યાં ફોફળપાન.
મા આપ્યાં તે ફોફળ અતિપાન મા,
પૂરો મારા હૈડાની હામ મા,

હામ પૂરો હૈયાતણી કનકાંઈ કાને ધરજો,
સિંહ વાઘની સ્હાય કરી મા વહેલાં વ્હારે ચઢજો.
મા ચઢજો ને ચિંતામાં દેવી જાણી મા,
તારી તે તેં બોલાવી વાણીમાં,

આપો અંબા અચળ વાણી, જે તારા ગુણ ગાશે.
નરનારી જે સાંભળે એનાં ભવનાં પ્રાંશ્ચિત જાશે,
સંવત અઠોતર ને ઉત્તમ આસો માસ,
આસો તે બીજને ગુરુવાર મા,
કર જોડી કહે છે દેવીદાસ મા.

(કોઈક દેવીદાસ રચિત લાગે છે. માતાજીને વળાવતી વખતે આ આરતી ગવાય છે. 'હમચી ખૂંદે વળી વળી મા, મંમાયા માતંગી' તથા તેની પછી આવતી તેટલા માપની બબ્બે લીટીઓ જરા ઠેકાને ગવાય છે). હવે ગુજરાતના નાગરોમાં ગવાતાં કેટલાંક રાંદલનાં ગીતો જોઈએ :—

[ ૧ ]

વાડીમાં રેલછેલ મોગરો—
હુંને આપો રે માતા રે કોદાળી,
હું તો મોગરો રોપવા જાઉં રે—રંનાદેવ...વા૦ ||ધૃ||
હુંને આપે રે માતા રે ધડુલો,
હું તો મોગરો સિંચવા જાઉં રે રંનાદેવ...વા૦ ||ધૃ||
હુંને આપો રે માતા રે ટોપલી,
હું તો મોગરો વેડવા જાઉં રે રંનાદેવ...વા૦ ||ધૃ||
(ગીત ઘણું સ્પષ્ટ છે. તદ્દન વ્યાવહારિક વાતોમાં સાથેની નિકટતમતા દર્શાવે છે.)

[ ૨ ]

સુખડે રચ્યાં રે કમાડ, શીખંડે ઢોળ્યાં ઓરડા રે,
[1]આદિતને જમવાને વાર, રાણી રાંદલ[2] રાંધે રાંધણાં રે.
બાસેઠ દીધા રે વઘાર, ચોસેઠ રાંધ્યાં રાંધણાં રે.
ઊઠો સ્વામી રે ભોજન કરો, હું રે ઉતાવળી રે.
આદિતને ચઢીએલ રીસ, રાંદલ માર્યાં સોટીએ રે.
લીધાં રે આંગલાં લીધાં ટોપી, રામૈયા લીધાં કેડમાં રે.
દીએર મનાવાને જાય, ભાભી રે કેરાં રુસણાં રે.
તમ વિના સુના રે આવાસ, રામૈયાં સુનાં પારણાં રે.
વણતોળ્યાં સોનાં રે વ્હેંચાય, ભાભી રે ઘર આપણે રે.
વણમૂલ્યાં રે હીરા રે વ્હેંચાય, ભાભી રે ઘર આપણે રે.
(સૌરાષ્ટ્રનાં ગીતો જેટલું સૌમ્ય તત્વ આમાં નથી. રાંદલ જેવાં જગન્માતા માટે 'માર્યાં સોટીએ રે,' એ લોકગીત માટે પણ સ્વચ્છ વિચાર, મારી દૃષ્ટિએ નથી. દૈવતમાં માનવતત્ત્વનું આરોપણ ભલે થાય પણ આટલી કક્ષાએ નહિ.)

[ ૩ ]

પહેલો રે પોઠી, કંકુએ ભરીઓ,
જઈ રાણી [2]રાંદેલ આગળ ધરીઓ.
માવડી [3]ભાંગોની મેણલાં રે
હું વણજારી, દાસ તમારી,
નવ લાખ પોઠી એકલડી હંકારું...માવડી...ઈ ||ધૃ||
બીજો રે પોઠી શ્રીફળે ભરીઓ,
જઈ રાણી રાંદેલ આગળ ધરીઓ...માવડી...ઈ૦ ||ધૃ||
ત્રીજો રે પોઠી ખારેક ભરીઓ,
જઈ રાણી રાંદેલ આગળ ધરીઓ...માવડી...ઈ૦ ||ધૃ||
ચોથો રે પોઠી ફોફળે ભરીઓ,
જઈ રાણી રાંદેલ આગળ ધરીઓ...માવડી.. ઈ૦ ||ધૃ||
વેચી ન જાણું, સાટી ન જાણું,
નવ લાખ પોઠી એકલડી હંકારું, માવડી...

૧=સૂર્ય જેનો ઉલ્લેખ રન્નાદેના પતિ તરીકે થાય છે.
૨=શુદ્ધ સ્વરૂપ રાંદલ છે.
૩=ભાગોને—જાની, બોલની, કરની એવા પ્રયોગો સુરત તરફ થાય છે.





[૪]

માટલીએ મગદાળ, પસ ભરી ચોખા ઓરીઆ રે,
આદિતને જમવાને વાર, રાણી રાંદેલ ચાલ્યાં રુસણે રે.
રુસણે ના જઈએ ઘરની નાર, પિયુને પ્રીછવીએ પોતાતણા રે
રાંધીએ સાળ ને દાળ; ફેર જમાડીએ આપણાં રે.

(આ ગીતમાં પણ રન્નાદેનું જગન્માતા તરીકેનું પીઠત્વ નથી દર્શાવાઈ શકાયું !)

૫

સમી રે [1]સંજાએ નિસર્યાં, દેવ કયાં જઈ વસશો.
વસીશું તે આંબા-આંબલી, વસીશું સરોવળની પાળે
વસીશું [2]ફલાણા ભાઈને ઓરડે, જે ઘેર મીઠાબોલી નાર.
મીઠડાં બોલે મન [3]હીસે, લળી લળી લાગે છે પાય.
પાયે લાગીને શું માગીયાં, માગ્યાં ધણીનાં રાજ,
અખંડ હેવાતન ઘાટડી, માગ્યાં પુત્ર પરિવાર.

(આગળ આવેલા એક બે ગીતો જેવો વિચાર છે. આ છે લોકગીતોની એકસૂત્રતા આર્ય સ્ત્રી દેવ પાસે દરેક સ્થળે સૌભાગ્ય જ પ્રથમ માગે છે—પછી વાંછે છે પરિવાર. આ જ તેના જીવનની કૃતકૃત્યતા.)

[૬]

ડુંગર ઉપર ઊગીઆ વાંસ,
એ રે વાંસનો વીજણલો રે ઘડીઓ.
માણેક-મોતી ને હીરલે રે જડાઓ,
એ રે વીજણલો આદિત પર ઢળીઓ.
હરખ્યા રે આદિત પૂછે રે વાત,
કહો રાણી રાંદલ શી ચાલ્યાં વાટ.
ફલાણા [2]ભાઈને ત્યાં જગીઆ રે જાગ,
ફલાણાં[2] વહુએ ઓઢાડ્યા ઘાટ.
ઘાટ ઓઢાડીને લાગ્યાં રે પાય,
ભલે રે પધાર્યાં રાણી રાંદલ માય.
ત્રુઠયાં રે રાંદલ દેશે આશિષ,
જીવો ફલાણા[2]ભાઈ કોડ ભરિષ
કોડ તે ઉપર હોય રે પચાસ,
આશાપુરી એના કુટુંબ પરિવાર.

(સીધી સાદી વાત: માતાને નોતરાં, ને માતાજીની આશિષ)

[૭]

મારે આંગણીએ કુઈ રે ખોદાવો,
ઘૂંટણ સમાણાં પાણી રે રન્નાદેવ.
ઘાટડીઆળાં ન્હાવા રે બેઠાં,
આદિતની ઘર નાર રે રન્નાદેવ
સોઈ રંગ તોઈ રંગ લાલ કસુંબો,
મથુરામાં મેંઘે વેચાય રે રન્નાદેવ
કેળાં કાતળીયાં ને આંબા પાતળીયા,
ખડણુયાં છોલાય રે રન્નાદેવ.
મારે રે આંગણે કુઈ રે ખોદાવો,
ઘૂંટણ સમાણાં પાણી રે રન્નાદેવ.
ઘાટડીઆળાં ન્હાવા રે બેઠાં,
કીયા ભાઈની ઘરનાર રે રન્નાદેવ
સોઈ રંગ તોઈ રંગ લાલ કસુંબો,
મથુરામાં મેંઘે વેચાય રે રન્નાદેવ.
કેળાં કાતળીયાં ને આંબા પાતળીયા,
ખડણુયાં છોલાય રે રન્નાદેવ.

(અર્થઘન નહિ જણાય, ઢાળ તરીકે ઠીક ગણાય તેવું ગીત છે)

આમ આપણે સૌરાષ્ટ્ર ગુજરાતમાં ગવાતાં રાંદલનાં ગીતો જોયાં. સૌરાષ્ટ્રના ગીતો ત્યાંની સ્ત્રીઓની માફક, વધુ લલિત, અર્થપૂર્ણ અને કોમળ છે. સૌરાષ્ટ્રનાં ગીતો સાહજિક વધુ છે ને તેથી જ વધુ કર્ણપ્રિય અને આકર્ષક થઈ પડે તેવાં છે. ઢાળની દૃષ્ટિએ પણ મારી માન્યતા મુજબ એ ગીતો વધુ સારાં છે. આ ગીતો મુખ્યત્વે જ્ઞાતિનાં મુરબ્બીઓ પાસેથી મળ્યાં છે. તેમનો તમામનો આભારી છું. ગુજરાતનાં ગીતો થોડાંએક બે બહેનો પાસેથી મળ્યાં છે, ને થોડાં સ્વ૦ નર્મદાશંકર ભટ્ટે સંગ્રહિત કરેલાં તેમાંથી મળ્યાં છે. જેનો ઋણસ્વીકાર નિઃસંકોચ કરી મારો આભાર માનું છું. કારણ કે થોડાં એ રીતે ન મળ્યાં હોત તો લેખ અપૂર્ણ જ રહી જાત.

*

1=સંધ્યાએ
2=અનુરૂપ નામ મૂકવું.
3=હસે.





મગધ-પ્રભાત

ચિત્રકાર : કનુ રાવળ

**ચુનીલાલ વર્ધમાન શાહ**

# દયા અને ડાકણ

પંચતંત્ર અને ઈસપની કથાઓ જેવી જ એક કથા અહીં આપણા સુપ્રસિદ્ધ સાહિત્યકારે ચીની કથા ઉ૫રથી તૈયાર કરીને મૂકી છે. આવી કથાઓ આપણી ઊગતી પેઢીને ઘડવામાં ખૂબ મહત્વનો ભાગ ભજવે છે અને બાળકથી માંડીને બૂઢાં સુધી હોંશે હોંશે વંચાય છે.

અભયકુમાર મૃગયા ખેલવા માટે વનમાં આવ્યો હતો. તેની સાથે ઘોડેસવારો, શિકારીઓ, શિકારી કૂતરા, તીરંદાજો, ભાલાંવાળાઓ અને બીજા અનેક માણસો હતા. વનમાં થોડેક આગળ વધતાં જ એક વરુ તેના જોવામાં આવ્યો કે તુરત તેણે ધનુષ્ય ઉપર તીર ચડાવીને છોડયું. તે વરુને વાગ્યું પણ ખરું, પરન્તુ તીર માત્ર વરુને ઘાયલ જ કરી શકયું. તેના શરીરમાં પેસી ગયું, પણ તેને મૃત્યુવશ કરી શકયું નહિ. વરુ ઘાયલ થયા છતાં જોરથી દોડીને અદૃશ્ય થઈ ગયો. અભયકુમાર અને તેના માણસોએ વરુની પૂંઠ પકડી, આખું વન ઉપરતળે કરી નાખ્યું પણ વરુનો પત્તો લાગ્યો નહિ.

એક બૌદ્ધ શ્રમણ તે વખતે ગિરિવ્રજથી નીકળીને નંદીગ્રામ તરફ જતો હતો, તે એ વનમાં થઈને પસાર થતો હતો. તેના એક હાથમાં દંડ હતો, બીજા હાથમાં ઝોળી હતી. ઝોળીમાં એક કાષ્ટપાત્ર અને બેત્રણ પુસ્તકો હતાં. તેણે શિકારીઓ ઉપર ધ્યાન આપ્યા વિના પોતાના માર્ગે ચાલ્યા કર્યું, એટલામાં પેલો ઘાયલ વરુ પીઠમાં પેસી ગયેલા તીર સાથે તેની નજરે પડયો. વરુએ તેને રડતે સ્વરે વિનંતિ કરી: 'દેવ! મને આ તીરના સંકટમાંથી મુક્ત કરશો?'

દયામૂર્તિ શ્રમણે જોયું કે વરુના ઘામાંથી હજીય લોહી વહી રહ્યું છે. તેણે કહ્યું: 'ગભરાઈશ નહિ, હું હમણાં તારા શરીરને તીરના દુઃખથી મુક્ત કરું છું.' એમ કહેતાં તેણે વરુની પીઠ પરનું તીર ખેંચી કાઢીને ફેંકી દીધું.

વરુ બોલ્યો: 'તમે ભગવાન બુદ્ધના સાધુ લાગો છો; મારું સદ્‌ભાગ્ય કે તમારા જેવા દયાધર્મી શ્રમણ મને મળી આવ્યા! દેવ, શિકારીઓ મારી પાછળ પડયા છે, તો આપ જો મને આપની ઝોળીમાં થોડીવાર સંતાડી રાખો તો હું બચી જવા પામું, નહિ તો અત્યારે થોડીવાર પછી તેઓ મને પકડીને મારી નાખ્યા વિના રહેવાના નથી.'

'અરે ભલા વરુ! તારું આ દુઃખ જોઈને અને તારી દીનતાભરી વાણી સાંભળીને મારું હૃદય અનુકંપિત થયા વિના રહેતું નથી. હે અજ્ઞાની પ્રાણી! હું તને બચેલો જોવાથી સંતુષ્ટ તો થઉં, પણ મારી ઝોળીમાં તું સમાય તેમ નથી એટલે હું તને સંતાડી શકું કેવી રીતે?'

વરુએ કહ્યું: 'ભગવન્! ઝોળીમાં આપનું કાષ્ટપાત્ર અને પુસ્તકો છે તે કાઢી નાખો તો હું જરૂર તેમાં સમાઈ શકું.'

'પણ એ જ્ઞાનથી ભરેલાં પુસ્તકોનું હું શું કરું! કાષ્ટપાત્ર વિના તો પાણી પણ કેવી રીતે પી શકું?'

'દયાળુ દેવ! મારા જેવા પંચેદ્રિય પ્રાણીનો જીવ બચાવવા માટે આવી તુચ્છ વસ્તુઓનો પણ ત્યાગ કરી શકતા નથી? ખરે, હું જ દુર્ભાગી છું, નહિ તો ભગવાન બુદ્ધના શિષ્યમાં આવે જ વખતે પુસ્તક–પાત્રનો મોહ શાને જાગે!'

શ્રમણના દિલના તાર વરુની વાણી સાંભળીને કંપી ગયા. તેણે ઝોળીમાંનાં પુસ્તકો ને પાત્ર કાઢીને બાજુના ખાડામાં ફેંકી દીધાં. ત્યાગદ્વારા એક પ્રાણીને બચાવવાનું પુણ્યકર્મ કરવા તે તત્પર થયો અને તેણે પોતાની ઝોળી પહોળી કરીને કહ્યું: 'બચ્ચા! જરાયે નિરાશ થયા વિના મારી ઝોળીમાં પેસી જા!'

વરુ ઝોળીમાં પેઠો પરન્તુ તે સમાય તેમ લાગ્યું નહિ. વરુએ કહ્યું: 'ભગવાન! હવે ઝટ કરો, ગમે તેમ કરો પણ મને સંતાડી દો!' શ્રમણે વરુના ચાર પગ બાંધીને તેને ગાંસડી જેવો બનાવ્યો. પછી તેને માંડ-માંડ ઠાંસીને ઝોળીમાં પૂર્યો, છતાં તેના કાન બહાર રહી જતા હતા તેને દાબી–ચાંપીને સંતાડયા. તે વખતે વરુનો ઘા દુઃખવા લાગ્યો, ઘામાંથી નવું લોહી



ટપકવા લાગ્યું, પણ કણુસનાં કણુસતાંયે એ દશા વેઠ્યા વિના તેનો છૂટકો નહોતો.

એટલામાં શિકારીઓ દોડતા આવ્યા. તેમણે શ્રમણને પૂછ્યું: 'આ માર્ગે થઈને એક વરુ નાસતો જોયો ?'

શ્રમણે ડોકું હલાવી નકાર સૂચવ્યો, અને ખભે ભેરવેલી ઝોળી સાથે જરાયે અચકાયા–ખમચાયા વિના ચાલ્યે જ રાખ્યું.

શિકારીઓ ચાલ્યા ગયા, એટલે થોડેક છેટે જઈને શ્રમણે ઝોળી મૂકી વરુને પૂછ્યું: 'તું હવે જીવી ગયો, બહાર નીકળવું છે ને બચ્ચા ?'

વરુ કંટાળો દાખવતો બોલ્યો: 'હા, ભાઈ હા ! હું તો ઝોળીમાં ચગદાઈ–ભીંસાઈને જ અધમૂઓ થઈ ગયો છું !'

શ્રમણે ઝોળી છોડીને વરુને મુક્ત કર્યો અને કહ્યું: 'તીરના કે શિકારીની તલવારના આખા મરણ કરતાં ઝોળીમાં બંધાવાથી થએલું અધમરણ શું તને ઉપકારક ન લાગ્યું ?'

'એની હું ક્યાં ના કહું છું ભગવન્! આપે એ મારા પર મોટો ઉપકાર કર્યો છે, પણ હવે થોડો વધુ ઉપકાર ન કરો ?'

'શા માટે ન કરું ? જગતનાં પ્રાણીઓ ઉપર ઉપકાર કરવા તો સંસારનો ત્યાગ કરી આ ભિખ્ખુ ધર્મ અંગીકાર્યો છે. મારાથી બની શકે તેવું ઉપકાર–કાર્ય હું જરૂર કરીશ. બોલ, તને શું જોઈએ છે ?'

'ત્રણ દિવસનો હું ભૂખ્યો છું.'

'પણ મારી પાસે કશું ખાવાનું નથી.'

'જો તમે ધારો તો મને ઘણુંય ખાવાનું આપીને ધરવી શકો તેમ છે. હું ભૂખ્યો મરી જઉં કે શિકારીનાં તીર–તલવારથી મરી જઉં એ સરખું જ છે, આપે જો મને જીવતો રાખ્યો છે તો હવે ભૂખે મરવા ન દો, અને પૂરું પુણ્ય ઉપાર્જન કરો. એટલી જ મારી વિનંતિ છે.'

'પણ તું માગે છે શું ?'

'તમારું રુષ્ટ–પુષ્ટ શરીર !'

એમ કહેતાં જ વરુએ તેના ઉપર તરાપ મારી કે તુરત શ્રમણ થર થર ધ્રૂજતો પાછે પગે આઘો ખસી ગયો અને બોલ્યો: 'અલ્યા કૃતઘ્ન! તને આવી માગણી કરતાં જરાયે શરમ આવતી નથી ?'

'એમાં હું કૃતઘ્ન કેવી રીતે થયો ?'

'કેમ વળી ? હમણાં મેં તારો જીવ બચાવ્યો, અને હવે તું મને જ ખાવા તૈયાર થયો ?'

'હું તો તમને બેવડું પુણ્ય થાય તે માટે કહું છું. મારો જીવ બચાવ્યાનું અને મારી ભૂખ શમાવ્યાનું.'

શ્રમણના મનમાં થયું કે આ ભૂખ્યા વરુને હવે શાન્તિથી સમજાવ્યા વિના નહિ ચાલે. તેણે દલીલ કરી: 'જો ભાઈ પુણ્યની વાત તો ઠીક, પણ કોઈ કાર્ય સામાને સમજાવીને કરવું જોઈએ. જબરદસ્તીથી કરવામાં સાર હોતો નથી. તું મને મારી ખાય તો મને પુણ્ય થાય એ વાત મારા ધ્યાનમાં ઊતરતી નથી. વળી તું જે કાર્ય કરવા તૈયાર થયો છે તે બરાબર છે કે નહિ તે માટે તારી પોતાની ખાતરી થઈ છે ?'

'હારતો ! ખાતરી થયા વિના હું કરું જ નહિ ને !' વરુ ઘૂરકીને બોલ્યો: 'એવી દલીલબાજીમાં વખત કાઢવો મને ગમતો નથી. મને ભૂખ લાગી છે અને તમે લપ્પન છપ્પન કરવા માગો છો, તે મને ન જોઈએ !'

'હું તો એમ કહું છું કે કોઈ ડાહ્યા માણસની પેઠે આપણે આ પ્રશ્નનો નિર્ણય કરીએ. આપણે કોઈ તટસ્થને પૂછીએ. આપણો સંસારનો તો એવો રિવાજ છે કે જે કાંઈ કરવું તે ત્રણ ઘરડા માણસને પૂછીને કરવું. મેં તારો જીવ બચાવ્યો છે, છતાં મને ખાવાનો તારો અધિકાર છે કે નહિ તે આપણે તેમને પૂછી જોઈએ !'

'ભલે ભાઈ, ચાલો એમ કરો.' વરુએ સંમતિ આપી

અને કહ્યું : 'મને તો પૂરી ખાતરી છે કે વરુને ખવાડવા માટે જ ઈશ્વરે માણસને પેદા કર્યો છે. અમે વરુઓ તમારી માણસ જાત કરતાં સોગણા ઉચ્ચ પ્રકારનાં પ્રાણીઓ છીએ. તમે જાતે તમારો બચાવ કરી શકતા નથી, દિવસે દિવસે દૂબળા થતા જાઓ છો, નાદાન બનતા જાઓ છો, તે તો તમે જાણતા જ હશો !'

બેઉએ કોઈ તટસ્થની શોધમાં ચાલવા માંડયું. પણ સાંજ પડવા આવ્યા છતાં કોઈ મળ્યું નહિ.

વરુ ઊભો રહ્યો અને બોલ્યો : 'હવે મારાથી ભૂખ્યે પેટે લાંબે સુધી ચાલી શકાય તેમ નથી, ભાઈ!' બાજુએ એક સુકાયેલા ઝાડનું થડ ઊભું હતું, તેના ભણી ઇશારત કરીને વરુએ શ્રમણને કહ્યું : 'આ ઝાડના થડને આપણે પૂછી જોઈએ.'

શ્રમણે કહ્યું : 'આ ઠૂંઠાને પૂછવાનું તું કહે છે? એને એમાં શી સમજ પડે?'

'પણ પૂછો તો ખરા. તે ચુકાદો આપી શકે છે કે નહિ તે તો આપણે જોઈએ!'

શ્રમણે ઝાડની સામે જઈને હાથ જોડી બધી હકીકત કહી અને છેવટે પૂછ્યું : 'મેં એ વરુ ઉપર આટલો બધો ઉપકાર કર્યા પછી તે મને જ ખાવા માગે, તો તે શું તને વાજબી લાગે છે?'

તુરત ઝાડમાંથી ગંભીર ધ્વનિ આવવા લાગ્યો. ઝાડ બોલવા લાગ્યું : 'મહાશય! તમારું કહેવું મારી સમજમાં આવી ગયું. તમે કૃતજ્ઞતાની જ વાત પૂછો છો ને? તો મારી હકીકત જરા સાંભળી લો. હું આંબાનું વૃક્ષ છું. માળીએ જ્યારે મને વાવ્યું ત્યારે હું માત્ર એક ગોટલારૂપે હતુ. હું ક્રમે ક્રમે મોટું થતું ગયું અને કેટલેક વર્ષે મને ફળ આવ્યાં. જે માળીએ મને વાવ્યું હતું તેને મેં મારાં મીઠાં ફળ ખવાડયાં છે, એટલું જ નહિ પણ તેની ત્રણ પેઢીના વંશવારસોને મેં ફળ આપ્યાં છે. તેઓ ફળ વેચીને ધન કમાયા છે, સગાંસંબંધીઓને તે ખવડાવી તેમણે પ્રતિષ્ઠા મેળવી છે. પણ હવે હું ખખડી ગયેલું—વૃદ્ધ થયેલું વૃક્ષ છું, અને થોડાં વર્ષથી ફળ આપી શકતું નથી, તે જોઈને તેના માલિક માળીએ મારાં પાંદડાં ખંખેરી નાખ્યાં, મારી ડાળીઓ કાપી નાખીને વેચી ખાધી અને હવે તેની નજર મારા થડના જાડા બૂંધા તરફ ગઈ છે! થોડા દિવસમાં તે પણ કાપી નાખીને કાં તો બળતણ કરશે કે પાટિયાં વહેરીને પટારો બનાવશે ભાઈ! જિંદગી આવી હોય છે! મારી જે દશા થઈ છે તે જોતાં તને આ વરુ મારી ખાય તેમાં કાંઈ નવાઈ નથી. તેમાં વાંધો પણ શો હોઈ શકે? દુનિયામાં એમ થતું જ આવ્યું છે. તેમાં હર્ષ-શોક કરવો એ જ મિથ્યા છે!'

વરુ ખૂબ આનંદમાં આવીને કહેવા લાગ્યો : 'વાહ! જાણે સાક્ષાત્ ભગવાન્ બૃહસ્પતિ બોલતા હોય, એવું મને લાગ્યું.' એમ કરીને તેણે શ્રમણ ઉપર કાતિલ દૃષ્ટિ કરી.

શ્રમણ બોલ્યો : 'જરા ધીરો થા! હજી બે સલાહો લેવાની બાકી છે.'

'ભલે ભલે! તારા માંસની સુગંધ મને વધુ લલચાવે છે, પણ શરત મુજબ હું ધીરજ રાખી શકીશ.'

થોડું ચાલીને તેઓ આગળ ગયા એટલે એક ઘરડો બળદ તેમનાં જોવામાં આવ્યો. તે એક થોરની વાડની બાજુએ ઊભો હતો. વરુ બોલ્યો : 'આને હવે પૂછી જોઈએ. તેણે ઘણાં ચોમાસાં ગાળ્યાં લાગે છે.'

શ્રમણે એ બળદ સમક્ષ જઈને પોતાની બધી હકીકત કહી અને વાજબી ચુકાદો આપવાની વિનંતિ કરી. બળદ ઠંડી નજરે જોઈ રહ્યો હતો એટલે તેની દૃષ્ટિમાં કટુતા હોવાનો શ્રમણને સંશય પડ્યો. તેણે થોડીવાર વિચાર કરીને કહ્યું : 'પેલા આંબાએ જે કહ્યું તે બરાબર જ હતું. તું મારી તરફ નજર કર! હું કેવળ હાડકાં–ચામડાંના માળા જેવો આજે બની ગયેલો છું. હું હવે મૃત્યુને આરે ઊભો છું એમ કહી શકાય. પણ હું જુવાન હતો ત્યારે તેં મને જોયો હોત તો તું મારાં વખાણ કરવા મંડી પડત. એક





ખેડૂતે મને ઢોરના મેળામાંથી ખરીદ્યો હતો. મને તે ખેતર ખેડવા હળે જોડતો. પાણી ખેંચવા કોસ સાથે જોડતો, બહારગામ જવા ગાડા સાથે જોડતો, પણ હું જરાયે કામમાં ખામી આવવા દેતો નહિ. મારો માલિક મારા પર ફિદા ફિદા થતો. કોઈ કામની મેં ના કહી નહોતી અને કોઈવાર કશી ભૂલ કરી નહોતી. ઘણીવાર બળદનું કામ હું એકલો અને ચાર મજૂરોનો બોજો હું એકલો ખેંચી જતો. આથી મારો માલિક ખૂબ કમાયો. મેં તેને એટલું ધન રળી આપ્યું કે તેણે નવું ઘર બાંધ્યું, નવી જમીન રાખી અને ખેડૂતમાંથી જાગીરદાર થયો! મેં તેના ઘરમાં પગ મૂક્યો ત્યારે તે હાંલ્લીમાં રાંધતો ને માટીની કથરોટમાં રોટલો ખાતો, આજે તેના ઘરમાં તાંબા–પિત્તળનાં વાસણોની અભરાઈઓ ભરી છે! હે શ્રમણ! મેં મારા માલિક માટે કર્યું, તેના પ્રમાણમાં તો તેં આ વરુ માટે કશું જ કર્યું નથી એમ કહી શકાય. પણ હું ઘરડો થયો એટલે ખેડૂતની બૈરીએ મને ભારરૂપ માન્યો, હું નકામું ખાઉં છું. એવો તેણે હિસાબ ગણ્યો અને મને ગમાણ પરથી હાંકીને કસાઈવાડે લઈ જવાનો વિચાર કર્યો. હું ચેતીને ત્યાંથી છટકી ગયો તે આ વગડામાં જે કાંઈ મળે છે તે ખાઈને જીવું છું. પણ મારું કહેવું એ છે કે માણસ કાંઈ કૃતજ્ઞ પ્રાણી નથી, એટલે તેની પ્રત્યે કૃતજ્ઞતા બતાવવાનો કશો અર્થ નથી. વરુએ તને શા માટે ન ખાઈ જવો તેનું કાંઈ કારણ મારા ધ્યાનમાં આવતું નથી.' હવે વરુ પોતા પર તરાપ મારશે એવા ભયથી હાથ લાંબો કરીને તેને અટકાવવાનો સંકેત કરતો શ્રમણ બોલ્યો: 'જરા ધીરજ રાખજે હોં! હજી ત્રીજાની સલાહ લેવાની બાકી છે.'

એટલામાં એક ઘરડો માણસ સામેથી આવતો દેખાયો તે કોઈ સાધુબાવા જેવો જણાતો હતો. તેની સફેદ દાઢી તેને ૮૦–૯૦ વરસનો જણાવતી હતી. તેના હાથમાં લાકડી હતી. તેને જોઈને શ્રમણે કહ્યું: 'કાકાજી! તમારા નિર્ણય ઉપર મારી જિંદગીનો આધાર છે.' એમ કહીને તેણે બધી હકીકત કહી સંભળાવી.

એ વૃદ્ધ માણસ શ્રમણની વાત સાંભળીને વરુ તરફ જોઈ ગુસ્સાથી બોલ્યો: 'અરેરે કૃતઘ્ન પ્રાણી! કૃતઘ્નતાના ફળની તને ખબર છે? જે કૃતઘ્ન બને છે તેનો પુત્ર તેની વૃદ્ધાવસ્થામાં કૃતઘ્ન બનીને તેને કષ્ટ આપે છે. એવો પુત્ર તને થશે, અને તું ગમે જેટલું દુઃખ વેઠીને તેને પાળીપોષી મોટો કરીશ તો પણ તે તારી પ્રત્યે ક્રૂરતાથી વર્તશે, એવો હું તને શાપ આપું છું. જા!' હાથમાંનો સોટો ઉગામીને તેણે વરુને કહ્યું: 'જા, ચાલતો થા, નહિ તો આ સોટાથી હું તારો મોક્ષ કરતાં વાર નહિ લગાડું!'

'પણ કાકાજી! તમે મારી વાત તો બિલકુલ સાંભળી જ નથી.' વરુએ પોતાનો બચાવ કરવા માંડ્યો: 'કૃપા કરીને તમે મારી વાત સાંભળો. આણે મને એવો કસીને બાંધ્યો હતો અને ઝોળીમાં ઠાંસી-ઠાંસીને ગૂડ્યો હતો કે મારાથી શ્વાસ પણ લઈ શકાતો નહોતો! મને લાગતું હતું કે આ શ્રમણને હાથે હું હવે મરી જ જવાનો છું, એટલું કષ્ટ મને તેણે ઉપજાવ્યું હતું!'

સાધુ બોલ્યો: 'ત્યારે શ્રમણે પણ કાંઈક ભૂલ તો કરી લાગે છે!'

એ રીતે વિવાદ આગળ ચાલ્યો અને બેઉ પક્ષ તરફથી દલીલો થવા લાગી, એટલે સાધુ બોલ્યો: 'તમારામાંના કોની વાત સાંભળવી અને કોના પર વિશ્વાસ રાખવો તે મને કાંઈ સમજાતું નથી. કહે છે કે તેં વરુને બચાવ્યો, ત્યારે વરુ કહે કે તેં તેને ખૂબ દુઃખ આપ્યું. આમાંથી જો સત્ય શોધી કાઢવું હોય તો તમે શું કર્યું તે મારે પ્રત્યક્ષ જોવું જોઈશે બોલ વરુ, ઝોળીમાં પૂરીને શ્રમણે તને બહુ કષ્ટ ઉપજાવ્યું હતું, એમ તું કહે છે, તો બનાવ તું કેવી રીતે પુરાયો હતો?'

'જુઓ!' એમ કહેતાં જ તે ઝોળીમાં પેસવા તૈયાર થયો. વૃદ્ધે ઝોળી પકડી રાખી. પછી તેણે કહ્યું, તે પ્રમાણે તેની ગાંસડી બાંધી. કાન બહાર રહેલા હતા તે જેમ



તેમ અંદર ખોસ્યા.

વરુ એ રીતે બરાબર કેદ થયો, એટલે વૃધ્ધે શ્રમણને ધીમેથી પૂછ્યું : 'તારી પાસે સોટો છે ને ?'

શ્રમણે કહ્યું : 'હા, છે.' પણ એ પ્રશ્નનો હેતુ શ્રમણના ધ્યાનમાં આવ્યો નહિ.

'તો પછી, જોઈ શું રહ્યો છે ?' વૃધ્ધે ડપકાભરી આંખે કહ્યું.

'એટલે શું તમે વરુને મારી નાખવાનું કહો છો ?'

'ત્યારે વળી બીજું શું ? તારી ઈચ્છા ન હોય અને તારો ધર્મ તેની આડે આવતો હોય તો પછી જેવું તારું નસીબ ! તું એને નહિ મારે તો એ તને મારી નાખ્યા વિના રહેશે નહિ ! તે વખતે તારું જ્ઞાન પણ તારી સાથે જ ડૂબી જશે !'

એ વખતે એ બૌદ્ધ શ્રમણમાં જે જ્ઞાન પ્રકટ થયું તે જ્ઞાને કરીને તેણે બંધાયેલા વરુ ઉપર સોટાબાજી ચલાવી, પેલા વૃદ્ધ સાધુએ પણ પોતાના સોટા વડે તેને મદદ કરી અને એ રીતે વરુના અંત સાથે દયા અને ડાકણના ઝઘડાનો પણ અંત આવ્યો.



પ્રબોધ

## કોણ

મારી આંખલડીમાં વ્યાપી રે
કોણ રહ્યું સુખ આપી ?
મારી લેહી દુઃખની જાળી રે,
કોણ રહ્યું ઉર ચાંપી ?

મારાં દિલ દરિયાનાં ઊંડાં રે,
કોણ રહ્યું જળ માપી ?
મન એકલવાયાં જૂઠાં રે,
કોણ રહ્યું સંગ આવી ?

મારી રણની રેતી સૂકી રે,
કોણ રહ્યું જળ પાઈ ?
મારાં બળતાં ગગને ઝૂકી રે,
કોણ રહ્યું છવરાઈ ?

મારી કાજળ કાળી રાતો રે,
કોણ રહ્યું અજવાળી ?
મને છેવટ રાખો સૂતો રે,
કોણ ગયું દઈ તાળી ?



પારાશર્ય

## પરોઢનું પંખી

પરોઢનું હું પંખી.
પૂર્વ ગગનમાં અરુણોદયને
રહ્યું પ્રતિપલ ઝંખી. પરોઢનું૦

કુસુમસુરભિ ને આકળ તરસે,
રંગીન થઈ કિરણો ત્યાં વરસે,
અરસપરસ નયણાં આકર્ષે,
રહ્યું તેજ એ ઝંખી. પરોઢનું૦

અવનિગગન તેજે છવરાયે,
લતાગુલ્મ સુરભિત લહરાયે,
કંઠ કંઠ મંગલરવ ગાયે,
એ કુલનું હું પંખી. પરોઢનું૦

વિશ્વ વિષે ભાવો અતિમંગલ,
એ જોવા આતુર મન ચંચલ,
ધન્ય બને જીવન એવી પલ,
રહ્યું પ્રતિપલ ઝંખી. પરોઢનું૦







ડૉ. ગોવિન્દભાઈ પટેલ

# નેત્રરક્ષાની કેળવણીની અગત્ય

ગુજરાતીમાં આંખનાં દરદો વગર દવાએ મટાડનાર તરીકે અને આંખ વિષે પુસ્તકો લખનાર જાણીતા ડૉક્ટર અહીં એક સૂચના કરે છે જે દરેકે વિચારવા જેવી છે .. ......

માનવજીવનના વિકાસ માટે, તેને સ્પર્શતા દરેક ક્ષેત્રમાં સમયના પ્રવાહ સાથે હમેશાં ફેરફાર થતા જ રહ્યા છે. કેળવણી માનવ જીવનના ઘડતર માટેનું ખાસ અગત્યનું સાધન છે. કેળવણી દ્વારા માનવ-જીવનનાં અનેક પાસાંઓના અનેકવિધ વિકાસ માટે અનાદિ કાળથી જુદી જુદી રીતે પ્રયત્નો થતા રહ્યા છે. આ રીતે કોઈપણ રાષ્ટ્રની સાંસ્કારિક, નૈતિક, સામાજિક અને આર્થિક, ઊંચી કે નીચી પરિસ્થિતિનું કારણ તે રાષ્ટ્રની કેળવણી જ હોય છે કારણ આ પરિસ્થિતિનું ઘડતર કરવાની ફરજ કેળવણીને જ સોંપાયેલી છે.

માનવજીવનની જરૂરિયાતોમાં સૌથી પહેલી જરૂરિયાત—'પહેલું સુખ તે જાતે નર્યાં'—નીરોગી શરીરની છે. શરીરને નીરોગી રાખવા માટે (૧) શરીરની જરૂરિયાતો—વ્યાયામ, ખોરાક અને આરામ ક્યારે અને કેવી રીતે ઉપયોગમાં લેવાં લેતું જ્ઞાન, વિગતવાર સમજ, અને તાલીમ કેળવણીની સંસ્થાઓ મારફતે મળવાં જોઈએ. આટલેથી જ ન અટકતા, વ્યાયામ કેવો, કેટલો અને ક્યારે કરવો; આરોગ્યની દૃષ્ટિએ ખોરાકની વાનગીઓની પુનઃરચના કરવી, ખોરાક ખાવાનો અધિકારી કોણ તે સમજાવવું, ખોરાક કેવી રીતે ખાવો, ખોરાકમાંથી શુદ્ધ લોહી થાય અને શરીરને જરૂરી પોષણ મળે તે માટે શું કાળજી રાખવી વગેરે ખૂબ ઝીણી ઝીણી વિગતો સાથે શીખવવું જોઈએ અને દરેક વિદ્યાર્થીએ તેને જીવનમાં વણી, આરોગ્યના નિયમોની સ્વાભાવિક ટેવો રૂપે સ્થાપના કરવી જોઈએ. (૨) શરીરને લાગતા ઘસારાનાં સાચાં કારણોમાં, આરોગ્યના અજ્ઞાન ઉપરાંત શરીરના દરેક અંગને સાચી રીતે વાપરવાનું જ્ઞાન અને તાલીમ કેળવણીની સંસ્થાઓ દ્વારા જ અપાવી જોઈએ. (૩) શરીરને સાચવવાની અને રોગ ન થવા દેવાની રીતોના સંસ્કાર અને તાલીમ પણ કેળવણીની સંસ્થાઓ દ્વારા જ અપાવવાં જોઈએ. જો આ ત્રણ મુદ્દાઓની કેળવણી, કેળવણીની સંસ્થાઓ આજે શરૂ કરે તો, દર વરસે જે બાળકો આ તાલીમ પૂરી કરી વ્યવહાર જીવનમાં પ્રવેશે, તેમને દવા, ડાક્તર અને દવાખાનાની જરૂર ભાગ્યે જ પડે. કારણ તેમના જીવનમાં સાચવણી, સંભાળ, રોગ ન થવા દેવાની વૃત્તિ અને ઓછામાં ઓછો ઘસારો લાગે તે રીતે શરીર અને તેનાં અંગોને વાપરવાની ટેવો સ્વાભાવિક બની ગઈ હશે. તેઓ શરીરને નીરોગી રાખવાની અને આરામ આપવાની અગત્ય સમજી તેનો સજાગ રીતે અમલ કરતાં હોવાથી તેમને માટે આરોગ્યનો પ્રશ્ન સહજ રીતે ઉકલી જશે. 'પહેલું સુખ તે જાતે નર્યાં' એ વાક્ય માત્ર ભીંત પર લટકાવી રાખવાનું સુવાક્ય મટી, જીવનમાં વણાયેલી એક સુખદાયી નક્કર હકીકત બની ગઈ હશે. આંખ શરીરમાં સૌથી વધુ ઉપયોગી અને સૌથી વધુ કામ કરનારી હોવા છતાં સૌથી વધુ બેદરકારીનો ભોગ બનેલી છે. દુનિયાની સાથે સંબંધ બાંધી આપવાની શરૂઆત આંખથી થાય છે. અને જીવનના અંત સુધી તે એકધારી રીતે માનવના અગત્યના જીવનસાથી તરીકે રોજના સોળ સોળ કલાક કામ કરી પોતાના કામ ઉપરાંત, બીજાં અંગોના કામકાજ પર ઝીણવટભરી દેખરેખ તે રાખે છે. આ રીતે મહિનામાં પાંચસો કલાક અને વરસે ૭ હજાર કલાકની કામગીરી કરીને, જરાપણ કાળજી, સાચવણી અને આરામના અભાવે આંખ અમુક વરસે કામ આપવાને નાલાયક બની જાય છે. મોટી ઉંમરે જ્યારે, શરીર અને આંખ ઘસાઈ જાય છે અને કામ આપી શકતી નથી ત્યારે જ તેના પ્રત્યે દાખવેલી બેદરકારીનો આપણને ખ્યાલ આવે છે. જ્યારે આ ખ્યાલ આવે છે ત્યારે શરીર પણ ઘસાઈ જ ગયું



હોય છે એટલે ઘસારાથી ઊભા થયેલા રોગને મટાડવામાં મોટું વિઘ્ન ઊભું થાય છે. આ પરથી સાબિત થાય છે કે, જીવનની શરૂઆતથી જ શરીરનાં અંગોને અને આંખને સાચી રીતે વાપરવાની રીતોની અને આરોગ્યના નિયમોની કેળવણી અને તાલીમ દરેક માનવને બાલમંદિરથી શરૂ કરી, મહાશાળાની કેળવણી સુધી વ્યવસ્થિત રીતે મળે તેવો પ્રબંધ કેળવણીમાં થવો જોઈએ.

રાજકીય સ્વાતંત્ર્ય મળ્યા પછી, કેળવણીમાં કેટલાક આવકારદાયી ફેરફાર થયા છે. શારીરિક શિક્ષણને ફરજીયાત કરવામાં આવ્યું છે. પરંતુ જ્યાં લગી શિક્ષણ લેનાર બાળકો અને તેમના વાલીઓ તેની અગત્ય ન સમજે ત્યાં લગી ફરજીયાત કરેલા શારીરિક શિક્ષણનું કોઈ અસરકારક પરિણામ લાવી શકાય નહિ. આ માટે તો સૌથી પ્રથમ બાળકોના વાલીઓના માનસને કેળવીને, તેમને આ વિષયમાં રસ લેતા કરી, શારીરિક કેળવણીની જીવનમાં અગત્ય સમજાવે તેવા કાર્યક્રમો વરસમાં અનેક વખત ગોઠવી, વાલીઓના માનસમાં શારીરિક શિક્ષણની અગત્ય સિદ્ધ કરવી જોઈએ. જો એમ થાય તો જ, તેમની મદદથી બાળકોને તેમાં રસ લેતાં કરી શકાય. અત્યારે કેળવણીમાં બિનજરૂર વસ્તુઓનું ભારણ કરવામાં આવ્યું છે. આ વસ્તુઓ વધવાને કારણે, આપનાર અને લેનાર બંને માટે કેળવણી પહોંચી ન શકાય તેવી ભારે થઈ ગઈ છે; અને આરોગ્યરક્ષા અને નેત્રરક્ષા જેવી કેળવણીની પાયાની જરૂરિયાતો બાકાત રહી ગઈ છે. આરોગ્યરક્ષા અને નેત્રરક્ષાની કેળવણી અને તાલીમ માનવજીવનની સૌથી વધુ અગત્યની જરૂરીયાત હોવાથી, તેને કેળવણીમાં સફળતાપૂર્વક કેવી રીતે દાખલ કરી શકાય તે વિચારવાની જરૂર છે. ગુજરાત સમાચારમાં આવતા નેત્રરક્ષા વિષેના મારા લેખો વાંચીને ગુજરાત, સૌરાષ્ટ્રના કેળવણીમાં રસ ધરાવનાર વંચકો તરફથી તેમજ કેટલીક આગેવાન વ્યક્તિઓ તરફથી 'નેત્રરક્ષાની તાલીમને કેળવણીમાં કેવી રીતે દાખલ કરી શકાય?' તે વિષે વિસ્તૃત યોજના ઘડવા મને વિનંતિ કરવામાં આવી છે.

યોજનાઓ ઘડવા કરતાં અને તેટલું વધુ કાર્ય કરવામાં હું માનું છું. તેમજ આજે સારાયે દેશમાં યોજનાઓનો અમલ કરવા કરતાં, યોજનાઓ ઘડવામાં અને તેની વિચારણાઓમાં વધુ સમય, પૈસા અને શક્તિ ખર્ચાય છે એટલે આવી યોજનાઓનો વ્યહવારૂ અમલ કરવાની તૈયારી કોઈ સંસ્થા ન બતાવે, ત્યાં લગી યોજનાને બહાર મૂકવાનું મેં મોકુફ રાખ્યું હતું. પરંતુ હવે કેટલીક સંસ્થાઓ આ યોજનાનો પ્રયોગ કરવા ઇચ્છતી હોવાથી, યોજના રજૂ કરવાની ફરજ ઊભી થાય છે. યોજના રજૂ કરતા પહેલાં, યોજના ઘડવાનું કારણ સમજી લેવાની જરૂર છે. અત્યારની નેત્રરક્ષા વિષેની બેદરકાર પરિસ્થિતિ સમજી લેવાની જરૂર છે. કારણ આડકતરી રીતે આ બે જવાબદાર પરિસ્થિતિએ જ આપણને આ શુભકાર્ય કરવા પ્રેર્યા છે.

**આરોગ્ય સાચવવાના ખ્યાલનો વિરોધ કરતું આજનું માનસઃ**—પહેલાના સમયમાં દરેક માણસ પોતાના શરીર પ્રત્યેની ફરજ સમજતો, કારણ, એ જમાનામાં માનવશરીરને ઈશ્વરપ્રાપ્તિ માટેનું સાધન ગણવામાં આવતું. દરેક માણસ આરોગ્ય સાચવવાની ફરજને પવિત્ર સમજી તેનું પાલન કરવા શરીરને સ્વચ્છ અને નીરોગી રાખવા પ્રયત્ન કરતો. આ જાતની શરીરરક્ષા અને આરોગ્યરક્ષાની ભાવના દરેક માણસમાં હતી. માંદા પડવું એ શરમજનક ગણાતું અને દવા ખાવી એ તો એથીયે વધુ શરમજનક ગણાતું. આરોગ્યના નિયમોનો ભંગ એ શરમની વાત ગણાતી. દરેક માણસ આરોગ્યના નિયમો પાળવા પ્રયત્ન કરતો; અને તેમ કરવામાં ભૂલ થતી, આરોગ્ય ખોરવાતું અને માંદગી આવતી તો તેનું કારણ શોધી, ભૂલ સુધારી કુદરતી રીતો વડે—ઉપવાસ, શરીરશુદ્ધિ અને આરામ જેવા સાદા ઉપચારોથી દરેક પોતાનું ગુમાવેલું આરોગ્ય પાછું મેળવી લેતો. આરોગ્યની પુનઃસ્થાપના કર્યા પછી આરોગ્યના નિયમોના પાલનમાં ભૂલ ન થાય તે માટે વધુ કાળજી રખાતી. શુદ્ધ વિચારો





અને નીરોગી શરીરની અગત્ય સૌ કોઈ સમજતું અને સમજણુનો સાચો અમલ કરતું. એ જમાનામાં આ રીતે સૌ કોઈ જાગ્રત હતું; અને જાગૃતિપૂર્વક જીવન જીવતું. આ જાગૃત જીવનમાં જે રસ અને આનંદ હતો તે આજના જીવનમાં જોવામાં આવતો નથી. કારણુ જીવન આજે જાગૃત મટીને અજાગૃત બની ગયું છે.

હવે જમાનો બદલાઈ ગયો છે. જાગૃતિનો જમાનો ગયો છે અને અજાગૃતિ અને યંત્રવત્તાનો જમાનો આવ્યો છે. જીવન ધ્યેય વગરનું યંત્રવત્, પરાધીન, અને અજાગૃત બની ગયું છે. માણુસ આજે શરીર પ્રત્યેની કોઈ ફરજ સમજતો નથી. તેમ જ આજના જીવનમાં કોઈ ધ્યેય નથી. આજે માંદા પડવું અને મરવું વધુ ને વધુ સામાન્ય અને સ્વાભાવિક બનતું જાય છે. વધુમાં વધુ દવાઓ અને ઇન્જેકશનોનો ઉપયોગ કરવો તે આજના જીવનમાં વૈભવશાળી જીવનની એક નિશાની ગણાય છે! માંદા થવાનું કારણ કોઈ આજે શોધવા પ્રયત્ન કરતું નથી, તો પછી માંદગીનો ઉપાય જાતે શોધવાની કે આરોગ્યના નિયમોનું પાલન કરવાની તો વાત જ ક્યાંથી? પહેલાંના સમયમાં આરોગ્યના નિયમોના પાલન પર વધુ ઝોક હતો, આજે દવાઓના ઉપયોગ પર અને વધુ ને વધુ પરાધીન થવા પર વધુ ઝોક છે. પહેલાં લોકો જાગૃત રહી જીવવા માટેના જ વધુ પ્રયત્ન કરતા, જ્યારે આજે લોકો મરવાના જ વધુ પ્રયત્નો કરે છે! આજનું જીવન એટલે સાજા હોય ત્યારે માંદા થવાનો પ્રયત્ન અને માંદા થયા પછી, દવાની મદદથી સાજા થઈ ફરીથી માંદા થવાનો પ્રયત્ન શરૂ કરવો તે.

આજના પરાધીન માનસવાળા જીવનમાં, સેંકડો વરસોથી પારકાને હાથે આરોગ્ય અને નેત્રરક્ષા કરાવીને આપણે શું મેળવ્યું તેનું કોઈએ તટસ્થ રીતે સરવૈયું કાઢ્યું છે? જો આરોગ્યની રક્ષા આરોગ્યના નિયમોનો ભંગ કરવાનું ચાલુ રાખીને માત્ર દવાઓથી જ થતી હોત તો આજે આરોગ્યનો પ્રશ્ન ઉકલી ગયો હોત. સત્ય હકીકત શું બની છે તે સૌ કોઈ જાણે છે;—આરોગ્યરક્ષા અને નેત્રરક્ષા જાતે કરવાનું આપણે ભૂલી જ ગયા છીએ, અરોગ્યરક્ષા અને નેત્રરક્ષાનો પ્રશ્ન ગંભીર બન્યો છે. આપણાં શરીર માયકાંગલાં, રોગના ખજાનારૂપ, દવા પર જીવનારાં બન્યાં છે. કરોડો રૂપિયાને ખર્ચે દવાઓ બનાવવાના કારખાનાં અને તેનો ઉપયોગ કરનારાં દવાખાનાં બંધાયે જાય છે, પરંતુ જનતાને આરોગ્ય સાચવતાં રોગમુક્ત રહેતાં શીખવવા માટે અને પોતાના શરીરને જાતે જ સાચવતાં, રોગમુક્ત રહેતાં શીખવવા અને આરોગ્યના નિયમોનું પાલન કરવાના સંસ્કાર અને તાલીમ આપવા સરકાર પાસે પૈસા કે સ્થળમાંથી કશું જ નથી. આ પરિસ્થિતિ આપણે કેવું આંધળું અનુકરણ કરીએ છીએ તેનો સચોટ પુરાવો છે.

બીજી બાજુમાં, જે દેશોનું આપણે આંધળું અને અધૂરું અનુકરણ કરીએ છીએ ત્યાં ઝીણવટભરી તપાસ કરતાં જણાય છે કે, ત્યાં જનતાનો મોટો ભાગ આ પરાધીન પરિસ્થિતિમાંથી છૂટવા પ્રયત્ન કરે છે. તેઓ 'રોગ ન થવા દેવામાં' માનતા થયા છે; અને રોગમુક્ત રહેવું તેને એક મહા પવિત્ર ફરજ સમજી, રોજીંદા જીવનમાં રોગમુક્ત રહેવા આરોગ્યના નિયમોનું પાલન હર ઘડીએ કરવા પ્રયત્નશીલ રહે છે. આ જાગૃતિ તેમના જીવનમાંથી કુટેવોને દૂર કરી, સાચી આરોગ્યદાયી ટેવોની સ્થાપના કરે છે અને Prevention is better than Cure એ સોનેરી સુવાક્ય તેમના જીવનની સુગંધ બની જાય છે.

આરોગ્યરક્ષાની ગયેલી જાગૃતિને પાછી લાવવાનું કાર્ય કેળવણીની સંસ્થાઓ દ્વારા અસરકારક રીતે થઈ શકે. આરોગ્ય અને નેત્રરક્ષાના સંસ્કાર વ્યવસ્થિત રીતે બાલમંદિરથી શરૂ કરી, માધ્યમિક શાળાઓ મહાશાળાઓમાં ચાલુ રાખી, તેની વારંવાર કસોટીઓ કરવામાં આવે તો, કેળવણી પૂરી કરી જીવનમાં પ્રવેશે ત્યારે બાળકમાં આ સંસ્કાર ટેવ રૂપે સ્થપાઈ ગયા હશે જેનો અમલ તે પોતે તો કરશે જ અને તેથીય આગળ વધી શરીર અને તેનાં અંગોને શ્રમરહિત રીતે વાપરતાં અને આરોગ્યના નિયમોનું પાલન કરતાં તે પોતાનાં બાળકોને નાનપણથી જ

શીખવશે. આ રીતે કેળવણીમાં આ સંસ્કાર અને તાલીમ આપવાનું શરૂ કર્યા પછી, દસ વરસમાં રાષ્ટ્રમાં આરોગ્ય અને નેત્રરક્ષાની સાચી સમજવાળું વાતાવરણ આપણે પેદા કરી શકીશું. નિષ્ણાતોની મારફત વ્યવસ્થિત અને પદ્ધતિસર કામ લઈને આપણે શાળાનાં બાળકોને પોતાનું આરોગ્ય જાતે સાચવતા કરીશું. રોગી અને નબળી આંખવાળા વિદ્યાર્થીઓની સંખ્યામાં નોંધપાત્ર ઘટાડો કરી શકીશું. રાષ્ટ્રમાં આ યોજનાના અમલથી આરોગ્ય સાચવનારની સંખ્યા વધશે; રોગીઓની અને રોગોની સંખ્યા ઘટશે; અને એ રીતે નીરોગી જનતાની સંખ્યાનો આંક ઊંચો આવશે.

આરોગ્ય અને નેત્રરક્ષાની કેળવણી અને તાલીમ, કેળવણીની સંસ્થાઓમાં દાખલ કરવી હોય તો તેનો સ્વીકાર આખા પ્રાંતે કરવો જોઈએ. અસરકારક પરિણામ લાવવા માટે, પ્રાંતની શાળા અને મહાશાળાઓમાં નિષ્ણાતો મારફત જાગૃતિપૂર્વક નીચેની યોજનાનો અમલ કરવો જોઈએ.

૧. નેત્રરક્ષા અને આરોગ્યરક્ષાના પાઠો તૈયાર કરાવી શાળા અને મહાશાળાનાં પાઠ્ય–પુસ્તકોમાં દાખલ કરાવવા, અને પરીક્ષાઓમાં આરોગ્યરક્ષા અને નેત્રરક્ષાના વિષયને મહત્વનું સ્થાન આપવું.

૨. શાળા અને મહાશાળાના વ્યાયામ શિક્ષકોને આરોગ્ય અને નેત્રરક્ષાની કેળવણી અને તાલીમ આપી ટ્રેઈન કરવા અને તેમની મારફત વિદ્યાર્થીઓના આરોગ્યની અને આંખની રક્ષા કરાવવી. તે વિષેના સાચાં પ્રગતિપત્રકો રખાવવાં અને સંસ્થાના આરોગ્ય અને દૃષ્ટિની રક્ષા બરાબર થાય છે કે કેમ તે જોવું.

૩. આરોગ્યરક્ષા અને નેત્રરક્ષાનો રસ બાળકોમાં ઉત્પન્ન કરવા આરોગ્યવિકાસ અને દૃષ્ટિવિકાસ હરીફાઈઓ યોજવી. હરીફાઈઓની વિગતો જરૂર પડયે નક્કી કરી શકાય.

*

લાભશંકર વે૦ રાવલ

## વહેવાર

જગ માગે વહેવાર.
જનમ હોય કે મરણ સદા એ સરખા બે તહેવાર!
જગ માગે વહેવાર.

પ્રેમ તણી કિંમત અંકાતી કેવળ ઊર્મિ–ધૂળ!
સરખાં થાતાં બન્ને સુંદર ફૂલ હોય કે શૂળ!
સૌની આ એક જ છે વાણી,
લેવા–દેવાનાં સૌ પ્રાણી.
પ્રેમ અમારે કરવો છે શું? એમાં શો ભલેવાર!
જગ માગે વહેવાર.

પ્રેમ હોય કે વેર, કદી ના સંબંધો એ જોતા,
વહેવારૂમાં ખપવાને સૌ ખરી ભાવના ખોતા,
ભાઈ, ભગિની, માતા–પિતા,
વહેવારોમાં બસ મદમાતા,
સ્નેહ તણી હરરાજી સૌને લાગે છે મઝેદાર,
જગ માગે વહેવાર.

શાયર! તું પણ પ્રેમ ભૂલી જા,
રહેંસી નાખ હૃદયને,
વહેવારોમાં તુંય ડૂલી જા,
ભૂંસી નાખ પ્રણયને
કારણ? જીવવું આ દુનિયામાં,
હરરાજીની આ દુનિયામાં!
'લીધું–દીધું'ની રમતોમાં તું પણ છે રહેનાર;
જગ માગે વહેવાર.

*





અરવિંદ ગોખલે

# બીજું બાળક

આપણા ગરીબ દેશમાં કુટુંબનિયોજનની કેવી અને કેટલી જરૂર છે એ આજના મધ્યમવર્ગની વિમાસણને આબેહૂબ રજૂ કરતી આ વાર્તા છે. મૂળ મરાઠીમાંથી અનુવાદ કરનાર છે **શ્રી. ગોપાળરાવ વિદ્વાંસ.** ગુજરાતી કરતાં મરાઠી લેખકો મધ્યમવર્ગને સુંદર રીતે વાર્તામાં રજૂ કરી શકે છે........

'મને વહેમ છે ...ને બીક પણ લાગે છે....'

કુંદાના ધ્રુજારીભર્યા એ બોલને કારણે જાણે એનો ઘરસંસાર આખો ધ્રૂજી ઊઠ્યો. ભીંતે નાનકડી અભરાઈ (સ્ટેન્ડ) ખોડી તેના પર રાખેલી *માતાજીની મૂર્તિ સામેના ઘીના દીવાની જ્યોત પણ ધ્રુજી રહી અને પ્લગથી ટેબલ સુધી જોડેલા ટેબલ લેમ્પના અંદરના તાર (ફીલામેન્ટ) પણ ચમકી ઊઠ્યા. રસોડામાંનાં ખાલી વાસણો, એંઠી થાળીઓ, તેમજ બહારના રૂમ માંહેનું સવારનું છાપું તથા વળગણી પર સુકાતાં કપડાં વધુ ઉદાસીનતાભર્યાં લાગ્યાં. ખૂણામાં રાખેલું પારણું જાણે ઘુવડ બોલતું હોય તેવો કચુકટ કરી રહ્યું.

એ રૂમવાળા અને અઢી માનવીના એ ઘરસંસારમાં એટલા બોલ બોલવાનું પણ ગઈ કાલ સવારથી જ કુંદાને માટે મુશ્કેલીભર્યું થઈ પડ્યું હતું. એવું કંઈ બોલવું પડે, એવું તેવું કંઈ બને, તો જીવન જાણે નિરતેજ બની જવા જેવું લાગતું હતું. એવું કંઈ ન હોય, ન બને, તે સારું કુંદા માતાજીની કૃપાયાચના કરતી હતી, ને છતાં ધીરે ધીરે ચોક્કસ રીતે તે બનવાનું જ છે એમ તે સમજી ગઈ હતી. તે ગઈ હતી, બાવરી બની હતી! આખરે વાળુ ઉકેલ્યા પછી એઠી થાળીઓ એમ ને એમ રહેવા દઈ તેણે ધનંજયને કહ્યું: 'મને વહેમ છે ...ને બીક પણ લાગે છે....'

સૂતેલા બાબાના પારણાને એક હીંચકો નાખી ધનંજય સોપારી શોધતો હતો. આમ કુંદાને તુરત બહાર આવીને બોલતી સાંભળી તે ચમક્યો, અજીઠા હાથવાળી અને કપાળે પ્રસેવાનાં મોતીવાળી કુંદા શું કહેવા માગે છે તે પહેલાં તો તે સમજ્યો નહિ; બાઘાની જેમ તે માત્ર કુંદા ભણી જોઈ રહ્યો.

આખર કુંદાએ નાઈલાજ બની થોડોક ખુલાસો કર્યો. ને પછી ધનંજયના મગજમાં પૂરો પ્રકાશ પડ્યો. કુંદાના નેત્રમાંહેની વ્યાકુળતા દેખી આખરે જેમતેમ ફરી એણે પૂછ્યું: 'સાચી વાત' ના ના, એમ તે કેમ બને, કુંદા?'

'વળી પાછા મને પૂછો છો?' કુંદાના ગભરાયેલા ચહેરા ઉપર એક અણગમાની છાયા ચમકી ગઈ. પતિને ફોડ પાડીને બધું કહેવું પડ્યું, અને છતાં હજી એ સામા સવાલો કરતો હતો તેથી તે ત્રાસી ઊઠી. તેના મોં પર આવેલો આવેશ જોતાં અત્યાર સુધી મૂઝાઈ રહેલા ધનંજયના મોં ઉપર પણ લાલાશ તરી આવી; પોતે જાણે ગુનેગાર હોય એવું એને થઈ આવ્યું. છતાં પુરુષને છાજતી હિંમત ધારણ કરી તેને કહ્યું: 'ખાલી વહેમ જ છે ને? એ તો એની મેળાએ ઠીક થઈ જશે'

'પણ મને કાંઈ સૂઝતું ય નથી કશી ગમ પણ પડતી નથી.' કુંદાએ નિરાશાના ઉદ્ગાર કાઢ્યા. બંને જણાં હવે એકબીજા સામે આંખ માંડી શકતાં ન હતાં, એટલે તો ટેબલ પર પડેલી એકઠાં થયેલાં બિલોની કાગળ પેટી તરફ ભીંત પાસે ગોઠવેલી ટ્રંકો તરફ અને ખૂણામાં પડેલાં બાબાના રમકડાં તરફ બંને જોવા લાગ્યાં. અચાનક બારીમાં પડેલી સોપારી ધનંજયની નજરે ચડી અને ઉઘાડી તપેલીઓ ઉપર બેસતી માખીઓ ભણી કુંદાનું ધ્યાન ગયું. બંનેએ વળી સામસામે જોઈ લીધું, પતિ પત્ની વચ્ચે તાજેતરમાં નિર્માણ થયેલો નાજુક સ્નેહતંતુ સહેજ કંપી ઊઠ્યો, અને વળી બંને પોતપોતાને કામે લાગી ગયાં.

*

*મહારાષ્ટ્રમાં કન્યાદાન વખતે ગૌરીપૂજન અર્થે રાખેલી માતાની મૂર્તિ કન્યાને વળાવવા વખતે વધૂવર મૂર્તિને પોતાની સાથે શુકન તરીકે હમેશાં લઈ જાય છે.



ગ્રેહામ ગ્રીનની નવી નવલકથા હાથમાં લઈ ધનંજય રાત્રે મોડે સુધી બેઠો હતો. પોતાના માનીતા લેખકની નવી નવલકથા વાંચવા માટે ઑફિસમાંથી આવ્યો ત્યારથી તે ઉતાવળો થયો હતો. વાળુ થઈ રહેતાં સુધી બાબાને રમાડવો પડ્યો; રાત્રે (રેડિયો ન્યૂઝ) પૂરા થતાં સુધી એને જરાયે નવરાશ ન મળી. તે પછી પથારીમાં તે નિરાંતે લાંબો થયો. પરંતુ ઘણાં પાનાં ફેરવાઈ ગયાં છતાં ચોપડીમાં એનું મન ચોંટ્યું નહિ. પાડોશીના ઘડિયાળમાં અગિયારના ટકોરા સાંભળ્યા ત્યારે પુસ્તક બંધ કરી મનમાં જરા હિંમત આણી તેણે મોં બહાર કાઢ્યું. પેલી બાજુ ભીંત પાસે બેસી કુંદા બાબાનાં ઝભલાં અને બાળોતિયાં સંકેલતી હતી. તેના સામે જોઈ તે બોલ્યો : 'કુંદા '

કુંદાએ મોં ઊંચું કરી ધનંજય ભણી જોયું. તેની દૃષ્ટિમાં અત્યારે ગભરામણ અને સાથે સાથે શૂન્યતા વધ્યાં હતાં. ભાવિ સંકટ વિષે કેવળ વહેમ જ નહિ પણ તેના મનથી ખાતરી થઈ ચૂકી હતી. ધનંજયે યાચનાભરી નજરે તેના ભણી જોયું. કુંદાએ પોતાની આંખો વળી પાછી બાબાનાં કપડાં ભણી વાળી લઈ ધીરે ધીરે કહ્યું : 'બીજું તો કાંઈ નહિ, પણ બાબો હજુ કેટલો નાનો છે !—ને પાછું તરત જ—'

પારણાની પાછલી ભીંતે છ મહિના પહેલાં પેન્સીલથી લખેલી બાબાની જન્મતારીખ ટ્યુબલાઈટની જેમ ઝબકી, થથરી. સુવાવડ અર્થે કુંદા પિયર ગઈ હતી ત્યારનો વિરહ અને સ્વતંત્રતા, તેમજ બાબાને લઈને તે પાછી આવ્યા પછી ઘરમાં ઊભો થયેલો ગોટાળો અને આનંદ, બધાં ધનંજયની નજરે તરવરી રહ્યાં. આ બધું હવે પુનરાવર્તન પામશે, બેવડાશે, એ વિચારે તે સહેજ સંકોચાઈને રૂમમાંહેની સંકડાસ અને ભીડ તરફ જોઈ રહ્યો.

'બાબાને ઠીક નથી રહેતું–' કપડાંની પોટકી વાળતાં વાળતાં કુંદા બોલી, 'અને મારી માંદગીની રોજની પરડ ઊભી જ છે. પ્રસૂતિવેળા થયેલો ત્રાસ યાદ આવતાં હજુય ધ્રુજારી છૂટે છે. એમ થઈ જાય છે કે હજુ કાલે જ એ બધું ભોગવ્યું છે ત્યાં વળી ફરી આવતી કાલે જ...' કુંદાને ગળે ડૂમો ભરાયો. જે અગ્નિપરીક્ષામાંથી પોતે હજુ થોડા જ મહિના પહેલાં પસાર થઈ હતી, તે જ કસોટીકાળ વળી પાછો સામે આવેલો દેખતાં જાણે તેની આંખે અંધારાં આવ્યાં !

બાબાનાં કપડાંની પોટલીઓ પારણા તળે તેમજ પલંગ નીચે પાછી મૂકી દેવામાં આવી. કપાળે વળેલો પરસેવો સાડીના છેડાવતી કુંદાએ લૂછ્યો ને પ્યાલો ભરીને પાણીની ધાર મોંમાં રેડી. કુંદાનું ફિક્કું લાંબુ ગળું જોતાં ધનંજયને થયું કે કંઈક હિંમત આવે તેવું, જરા ગમ્મત પડે તેવું કશુંક બોલવું. પણ શું બોલવું ને કેમ બોલવું તેનો માર્ગ હાથ આવતો ન હતો .....હશે, હજુ તો વહેમ જ છે ને ? એ તો બધું પતી જશે...બીજું બાળક થાય તોપણ એવું શું બગડી જવાનું છે ? સામેવાળા પેલા પાડોશીને ત્યાં તો દરેક વરસે ફરીફરી પારણું ઝૂલે જ છે.....મારી દાદીમાને અઢાર બાળકો થયાં હતાં, ને દરેક વખતે તેની અને બાળકની તબિયત સુધરતી જ જતી હતી .....કુંદા ! જરા હિંમત રાખ; એમાં બીવા જેવું શું છે......આમ ઘણી રીતે વિચાર કર્યો પણ કોઈ વાક્ય બરોબર ગોઠવાતું ન લાગ્યું !

આખરે તે બોલ્યો : 'કુંદા ! આવતી કાલે આપણે ડૉક્ટરને મળીએ. બાબાનું વજન પણ કાલે કરાવવાનું છે; યાદ છે ને ?'

'હવે તો ડૉક્ટર જ ગુસ્સે થશે ! ને થોડા દિવસો પછી લોકો પણ હસશે. મને મોઢું બતાવતાં પણ શરમ આવશે--'

ધનંજય ઓશીકું ખોળામાં રાખી તેને ટેકે કુંદા ભણી જોઈ રહ્યો. સામેની ભીંતે કુંદાનો પડછાયો ખૂબ વિશાળ આકાર ધારણ કરી રહ્યો હતો. વળી પાછી તેને ગત વર્ષની વાતો યાદ આવી. કેટલો ફેરફાર થઈ ગયો હતો ! તે વેળા કુંદા ખુશીમાં આવી નાચી





ઊડી હતી! મને વહેમ છે—હું એટલી બધી રાજી થઈ છું કે ન પૂછો વાત! ચાલો ચાલો, આપણે અત્યારે જ ડૉક્ટરને ત્યાં જઈને પૂછી લઈએ!' તે વખતે તો કુંદા જેને તેને બસ એ જ વાત કહ્યા જ કરતી હતી, સખીઓ સાહેલીઓ વચ્ચે ગર્વભેર ઘૂમતી હતી. કંઈક નવું, કંઈક અભિમાન લેવા જેવું, કંઈક મનમાન્યું બન્યાનો સંતોષ મળ્યા જેવું તેને લાગતું હતું. હડીલાઈ વધી હતી; લાડ પણ વધ્યાં હતાં. તે પછી તો સીમંત આવ્યું, ને પછી મનમાન્યું બાળક, ને તેય દીકરો!—અને આજે? આજે બધું જ ફરી ગયું હતું, અણગમો આણતું હતું. આજે એ જ કુંદા શરમથી લાજી મરતી હતી. 'મને ભય છે–' એ શબ્દો તે ઉચ્ચારતી હતી પણ આ વખતે લાડ કરવાને બદલે પતિથી દૂર દૂર રહ્યા કરતી હતી. પાડોશીઓથી, લોકોથી, ડૉક્ટરની પાસે જવામાં આજે તે શરમાતી હતી.'

ધનંજયે ઊભા થઈ જઈ કહ્યું. 'કુંદા! એમ ન કર. પહેલાં આપણે ખાતરી કરી જોઈએ.'

'મને તો ખાતરી જ છે—'

'જો એમ હોય તો આપણે કાંઈક રસ્તો વિચારશું.'

'શો વિચાર કરવો છે? સુવાવડ સારુ હવે પૈસા ક્યાંથી કાઢવાના છો? ઘરેણાં વેચવાં છે કે દેવું કરવું છે? ને ધારો કે એમ પૈસા મળી ગયા, તોપણ કરશે કોણ ને કઈ જગ્યાએ?—અગર તો શું મને પાછી પિયર મોકલીને બાપુજીને હેરાન કરવા છે?'

મુશ્કેલીઓનો માર્ગ કેમ કાઢવો તેનો વિચાર કરવા ધનંજય ઊભો થયો હતો પણ કુંદાના સવાલોના તોપમારા સામે તે ઠરી ગયો. પ્રસૂતિવેદનાનું ઝેર કુંદા કદાચ તે શાંતિથી પી જાય, પણ આ બધી ખટપટ કરે કોણ, ને કઈ રીતે કરે, ક્યાં કરે, તે સવાલ તો હતો જ! ચોક્કસ મળતા પગારની અંદર ગબેલા માણસોના સંસારમાં કોઈ પણ નવી મુશ્કેલી કે નવા મહેમાન માટે અવકાશ ન હતો.

કુંદા પાસે જવા ઊભો થયેલો. ધનંજય બાબાના પારણા પાસે ગયો. મચ્છરદાની ખસેડી બાબા સામે જોતાં જોતાં તેણે ધીરેથી કહ્યું: 'કુંદા! જો, આમ આવ; લુચ્ચો ઊંઘમાં કેવો હસે છે!'

'તોફાની પણ બહુ થતો જાય છે.' કહી કુંદાએ પારણા પાસે આવી બાળોતિયું બદલ્યું. સૂતેલું બાળક કેવું સુંદર દેખાય! પારણામાં પોઢેલું બાળક પતિપત્ની સજોડે જુએ એ કેવી આનંદની ક્ષણ છે! એવું આનંદસુખ કુંદા અને ધનંજય ગઈ કાલ સુધી રોજ અનુભવતાં હતાં. પણ આજે બંને જણાં પારણા પાસે ઊભાં હતાં છતાં એઓ ખુશીમાં ન હતાં. હસતા બાબાના કોમળ મુખ સામે જોતાં જોતાં તેમનામાં વધારે પ્રમાણમાં દયાનો આવિર્ભાવ થતો હતો.'

મચ્છરદાની સરખી ગોઠવી બંને પાછાં વળ્યાં. એકાએક ધનંજયને કંઈક યાદ આવ્યું. આવી રહેલી મુશ્કેલીને સહ્ય બનાવે તેવી એક મજેની વાત તેને સૂઝી' તેણે કહ્યું: 'કુંદા! તારાં ફોઈની દીકરીને પણ ફરી પાછા...'

'હું જાણું છું.' કુંદા બોલી. ફોઈની દીકરીનો દાખલો આપવાથી કુંદાની મનોવેદના કંઈક ઓછી થશે એમ ધનંજયે માન્યું હતું, પણ કુંદાએ આગળ ચાલી ખુલાસો કર્યો, 'હુ જાણું છું, પણ એને પહેલીવારની તો દીકરી છે એટલે આ ફરી પાછા જલદી મહિના રહ્યા છતાં દીકરાની આશાથી એને થોડીક હિંમત રહે છે. મને પણ પહેલીવાર આ બાબાને બદલે દીકરી આવી હોત...તો કદાચ ને...'

ધનંજય તો કુંદા સામે મોં ફાડીને જોઈ જ રહ્યો. કુંદાએ આ બધી બાબતો અત્યાર આગમચ વિચારી લીધી હતી. એને કોઈ જાતનો રસ્તો—દિલાસો લેવાનો માર્ગ દેખાતો ન હતો! ડૉક્ટરનો, પિયરનો, ફોઈની દીકરીનો, કોઈ વાતનો તેને મન આધાર ન હતો—પતિનો તો ખાસ નહિ! હારી જઈ ધનંજય પલંગ ઉપર જઈ પડ્યો અને છત સામે જોવા લાગ્યો. અણકલ્પી ઊભી થયેલી આ મુશ્કેલી કેવી



ભીષણ છે એ વિષે તેને પૂરે પૂરી ખાતરી થતી લાગી.

પારણામાંથી બાબાને કાઢી ખોળામાં લઈ કુંદા તેને ધવરાવતી બેઠી. આજુ બાજુની ગરબડ—છેલ્લા અવાજો વધતી જતી રાત્રિના ભાર તળે દબાઈ ગયા હતા. રસ્તા પર રાહદારોઓની અવરજવર અટકી ગઈ હતી; રેડિયો બધા શાંત બની ગયા હતા. ઝાંખા દીવાનું અસાધારણ મોટા આકાર ધારણ કરતા પડછાયાઓનું, ટકટક કરતી ઘડિયાળના અસ્તિત્વનું અને હૈયામાં ચાલી રહેલા ફફડાટનું ભાન વધતું જતું હતું. એક બાળક કુંદાની છાતીએ વળગ્યું હતું, ને બીજું તેના પેટમાં ફરતું હતું એને કઈ રીતે જન્મ આપવો ? ક્યાં મોટો કરવો ? કોણે કરવો ? બધું શી રીતે ઉપાડવું ? વિચારનાં એનાં એ વમળો કુંદાની આંખો ફરતાં દેખાતાં આછાં કાળાં વર્તુળોમાં વધારે ઘેરો રંગ પૂરી રહ્યાં હતાં.

બાબાનું ને પોતાનું બધું સંકેલી લઈ કુંદાએ શરીર લંબાવ્યું ત્યારે બાર વાગી ગયા હતા. ધનંજય છત સામું જોતો પડયો પડયો જાગતો હતો, પોતે પરણ્યો ખરો પણ પતિ કેમ થવું એનું જ્ઞાન લીધું નહિ; બાળક થયું પણ બાપની ફરજો શી શી છે તે જાણવા તસદી લીધી નહિ. મર્યાદિત ઘરસંસાર માંડયો પણ એ મર્યાદિત જ કેમ રહી શકે તે વિચાર્યું નહિ. બધું અધકચરું અને અણઘડ જેવું કર્યું ! તે અસ્વસ્થ બન્યો અને હવે આજે નવો ગોટાળો...

તેણે ધીરેથી કુંદાને કહ્યું : 'કુંદા ! બધો ગોટાળો તો થયો એની ના નહિ હું જ ગધેડા જેવો...'

'તમારો જ વાંક કયાં છે ?' માથે રાખેલો હાથ બાજુએ ખેસવી કુંદાએ કહ્યું. તેણે પતિ ભણી ખૂબ પ્રેમાર્દ્ર દૃષ્ટિથી જોવાનો પ્રયત્ન કર્યો. ધનંજયને પણ સહેજ શાતા વળી. તે હસ્યો; હસનાં પણ કાળજાં તો વલોવાઈ રહ્યાં.

'ના ના, આમ થવું જોઈતું ન હતું !' ધનંજયે કહ્યું. 'પરણ્યા પછી દોઢ વર્ષે બાળક થયું એ તો જાણે ઠીક પણ તરત જ —'

'હવે એ વાત ન કાઢશો...' એ બાળકની પ્રૌઢ માતાની પેઠે કુંદા બોલી. જો કે ધનંજયે ઉચ્ચારેલાં વાક્યો પોતે છેલ્લા એ દિવસથી માથું પાકી જાય ત્યાંસુધી મનમાં ગોખ્યા કરતી હતી.

'હવે બધી યોજનાઓ ફેરવી જોઈશ ! બેંકમાં ફકત દોઢસો રૂપિયા જ સિલિક છે—' ખરું જોતાં સવાસો જ હતાં પણ ધનંજયને મોંએ એકદમ મોટો આંકડો ચડયો.

'પણ હજી તો ઘણી વાર છે. સિવાય—'

'આજે જ એક વીમાનો એજન્ટ મળ્યો હતો.' પોતાની ધૂનમાં ધનંજય બોલી ગયો, 'બાબા માટે આજથી પૈસા જુદા રાખવાની એક મઝાની યોજના એણે બતાવી હતી. પણ હવે તો બાબા અંગેની બધી યોજનાઓ ભાંગી પડવાની—'

ચમકીને પારણા ભણી જોઈ કુંદા બોલી ગઈ : 'હેં ?'

'નહિ તો બીજું શું વળી ? હવે કંઈ બચવાનું નથી; ને કદાચને કંઈ બચે તો પણ એમાં બે ભાગ પડવાના ! બાબાને ખૂબ ભણાવવો, મિલિટરી કૉલેજમાં મોકલવો, એવા એવા આપણા મનોરથ હતા. પણ હવે તો બધો જ ખર્ચ બેવડાશે... '

'કેમ એમ ગણો છો ? બાબાનાં કપડાં, એનાં રમકડાં, એની ચોપડીઓ, બધું નાનાને કામ આવશે ને ?'

'પણ ભણાવવાના ખર્ચનું શું ?'

'જોયું જાશે ! તમે હવે સૂઈ જાઓ.' બહારથી એ બોલ સ્વાભાવિક લાગતા હતા. પરંતુ હૈયું ચિરાતું હતું. વળી વાત અટકાવી દેવા કુંદા એટલું બોલીને પોતે પડખું ફરી ગઈ. માત્ર ધનંજય પિતા તરીકેની ચિંતામાં ગુંચવાયો. એકને મિલિટરીમાં મેજરને હોદ્દે પહોંચાડવાનો મનસૂબો જતો કરી હવે બન્નેને માંડમાંડ પોલીસમાં હવાલદાર સુધી પહોંચાડી શકાશે ! એક મેજરને બદલે બે હવાલદાર, એક એન્જિનીયરને બદલે બે મુકાદમ, એક પ્રોફેસરને બદલે બે માસ્તરો...ધનંજયના મગજમાં આવાં કોષ્ટકો ગોઠવાવા લાગ્યાં !





પરણ્યા પછી પહેલી જ વાર આજે, કશો ઝઘડો થયો ન હોવા છતાં, બંને જણાં એકબીજા ભણી નીમો વાળીને સૂતાં. ઘર માંડ્યા પછી આજે પહેલવહેલી વાર એ રૂમનું ઘર ધર્મશાળા જેવું ભાસવા લાગ્યું. રોજ રાત્રે સ્વપ્નોથી ખીલી ઊઠતો બગીચો આજે જાણે બળીને રાખ થઈ ગયો હોય એમ લાગતું હતું. મોડી રાત્રે બાબો રડે છે એવો ભ્રમ બંનેને એકી સાથે જ થયો. છતાં બંને ઊઠ્યાં નહિ—કુંદા માથું ચડ્યું હતું તેથી, ધનંજય હમેશની પેઠે આળસને કારણે. આખરે બાબાએ જોરજોરથી રડવાનું આદર્યું ત્યારે માંડ બંનેની ઊંઘ સંપૂર્ણપણે ઊડી ગઈ. ધનંજયે ચિડાઈને કહ્યું: 'ક્યારનો બાબો રડ્યા કરે છે, એને લે તો ખરી?'

'તમે જ લેડો ને? હું આજે થાકી ગઈ છું ને હવે તમારેય તે ટેવ પાડવી જ જોઈશે ને?' પાંપણોના ભાર તળે મીંચાયેલી આંખો રાખીને કુંદા બોલી.

પહેલાં તો ધનંજય માથે ઓઢી ગયો, પણ તુરત થોડી વારે ઓઢેલ શાન બેસતી માથું બહાર કાઢી અંધારામાં આંખો ફાડીને જોઈ રહ્યો. થાકીને ઉંઘ-સ્થિતિમાં ભુલાઈ ગયેલું દુઃખ તેને પાછું યાદ આવ્યું ને તે એકાએક ઝબકી ઊઠ્યો. 'તમારેય તે ટેવ પાડવી જોઈશે ને?' 'તમે જ લેડો ને?' કુંદાના એ શબ્દો એનું કાળજું કોતરવા લાગ્યા. બેશક આજ સુધી અર્ધી રાત્રે ઊઠી તે બાબાને તેડતો હતો ખરો, પણ હવે તો—

દરમિયાન કુંદા સફાળી ઊઠીને બેઠી થઈ અને ભવાં ચડાવી તેણે બાબાને ઘોડિયામાંથી તેડી લીધો ને પડખામાં સુવાડી ધવરાવવા માંડ્યો. ધ્રૂજતા હોઠ ઉપર ધાવણનું અમૃત સિંચતાં બાબાનું રડવું એકદમ અટકી ગયું, પણ કુંદાની આંખે આંસુ ઝબક્યાં. 'હવે બાબાનું ધાવણ છોડાવવું પડશે.' એ વિચારે તેનું હૃદય હલી ઊઠ્યું. બાબા પ્રત્યે વહાલનું ઝરણું ફૂટ્યું, પણ પેટમાં દુખવાનો ભાસ થતાં સાથે તે એમ ને એમ પડી રહી. ઉદરમાંહેનો ગર્ભ બાબાને કુંદાથી દૂર હડસેલી રહ્યો હતો. અને ધનંજય તો આઘે છેક ખૂણામાં સૂતો હતો.

'લ્યો! હવે રોજના દૂધમાં એક શેર વધારે બંધાવો! મોટાને માનું દૂધ ભલે ન મળે પણ ગાયનું દૂધ તો પીવા દો! બિચારો હજુ કેટલો નાનો છે! દૂધ ઉપર મોટા થવાની તો હજુ એની ઉંમર છે.' જાણે નાધા સ્વરણ સહાનુભૂતિપૂર્વક સલાહ અપાતી હતી.

'નાનો આવ્યો ત્યારથી મોટા બાબાની તો સંભાળ લેવાતું જ અટકી ગયું છે. બિચારી બાને નવરાશ નથી ને શક્તિ પણ નથી. છોકરાઓને દાદી અગર માશી હોત તોય ઠીક થાત. રોજ નવડાવવા, ટાણાસર સુવડાવવા, ખવરાવવું પિવરાવવું, રમાડવા આ બધું કોણ કરે? બિચારો આખો દિવસ બાબો એકલો રમ્યા કરે છે.' પાડોશણ બાઈ જાણે બીજીને કહેતી સંભળાતી હતી.

'મોટાને તો બાપ સાચવે છે, મોટો એની પાસે જ હોય છે.' 'પણ એમ ભાઈમાણસને કાંઈ ફાવે છે? બધું જ અચવડતાભર્યું અણઆવડતવાળું!' કોઈએ જવાબ આપ્યો.

'ને બીજો છોકરો યે કેટલો બધો દૂબળો છે! પેટમાં બાળક હતું ત્યારે બાને જરાયે આરામ મળતો જ ન હતો. છોકરાંની જંજાળ ને સાથે સાથે ઘરની પણ જંજાળ! હવે આ પણ માંદી ને નવું બાળક પણ સાવ માયકાંગલું.'

'ને જુઓને નાનાને કપડાંય તે બધાં જૂનાંપાનાં, ને મોટાનાં ઊતરેલાં હોય છે. નથી કંઈ નાનાના લાડકોડ, ને મોટા તરફ તો હવે કેટલુંક ધ્યાન અપાય?'

—આવા અનેક અવાજો અને જાતજાતના વાક્યો ભમરાની પેઠે ધનંજયને ત્રાસ આપી રહ્યાં. મધરાત વીતી ગઈ. થાકથી, દુઃખથી કુંદા લગભગ લાકડા જેવી અચેતનથી પડી હતી. ભાવિ મુશ્કેલીના ભયને લીધે તેનું મન જાણે સાન લેવો વળી ગયું હતું. પડખામાં સૂતેલા બાબા વિષે, પેટ માંહેના બાળક વિષે, પતિ



વિષે, ઘરસંસાર અંગે તેના દિલમાં અસાધારણ ચિંતા થયા કરતી હતી, ને સાથેસાથે ચીડ પણ ચડતી હતી. ધનંજય તેના ભણી, તેના પેટ ભણી, બાબા ભણી, અને રૂમમાંહિના અંધારા ભણી પડયો પડયો આંખો ફાડી જોઈ રહ્યો હતો. શરમને કારણે, ભયને લીધે, પશ્ચાત્તાપને પરિણામે તેને ઊંઘ આવતી ન હતી.

*

તડકા સારી પેઠે ચડયા છતાં કુંદાનું કશું કામ ઉકલ્યું ન હતું. તેનાથી કશું થઈ શકતું ન હતું. રસોડામાં બધો ગોટાળો થયો હતો જ્યારે દસ વાગતા સુધીમાં તો ધનંજય માટે કાંઈ નહિ તો શાક ને રોટલી તો થવાં જ જોઈતાં હતાં. કૂકર ચાલુ કરી બે કળશા શરીર પર ઢોળી લેવા તે બાથમાં પેઠી, ત્યાં તો તેને ચક્કર આવી ગયા જેવું થયું...

ધનંજય ગામમાંથી પાછો ફર્યો ત્યારે બાબાને નવરાવી દૂધ પાઈ તેને સુવડાવી દેવામાં કુંદા રોકાઈ હતી. પારણા ઉપર સહેજ નમેલી અને માંડમાંડ હાલરડું ગાતી વીસ વરસની એ અણઘડ માતાને જોઈ કારકુનના દિલમાં કંઈ કંઈ થઈ આવ્યું. છતાં અત્યારે તે ખુશીમાં હતો; પગ જોરમાં હતા. સંકટ ઉપર વિજય મેળવવાનો તેણે નિશ્ચય કર્યો હતો આખી રાત જાગીને, સવારનો ઘણોખરો વખત રખડીને, બેચાર મિત્રોની સલાહ લઈને તે પાકા નિર્ણય ઉપર આવ્યો હતો. હોંશભેર કોટ ઉતારી હેંગર પર લટકાવતાં તેણે કુંદાને કહ્યું: 'બાબો સૂઈ ગયો?'

'તમે હવે નાહી લ્યો, દસ વાગવા આવ્યા છે' એના ભણી જોયા વિના જ કુંદા બોલી ને રસોડામાં પેઠી.

કુંદાના વર્તનમાં તેમ જ વાતચીતમાં દેખાતી કડવાશ હવે તુરત ચાલી જશે એ વિચારે વધુ ઉત્સાહમાં આવી ધનંજય પણ તેની પાછળ પાછળ રસોડામાં ગયો.

'કુંદા! અત્યારે કેમ જણાય છે!'

'જણાવવાનું શું બાકી છે?' સામે જોયા વિના જ કુંદા બોલી.

'આમ જો. આપણે નાહક ગભરાઈ જઈને મુશ્કેલીઓ માથે વહોરી લઈએ એનો કશો અર્થ નથી. મેં વિચાર કર્યો છે, દવા લઈ લેવી! જો, હું આ ખાસ દવા લાવ્યો છું. તું એ લઈ લે—' કહી કોટના ખિસ્સામાંથી શીશી કાઢવા તે પાછો વળ્યો.

કુંદાની આંખમાં ઘડીભર હર્ષનો ચમકારો થયો. મુશ્કેલીમાંથી ઊગરી જવાનો માર્ગ તો તૈયાર જ છે—પણ તુરત ધનંજયની બાંય ખેંચી કહ્યું: 'શા માટે દવાનો ખર્ચ કર્યો?'

'એટલે તું શું કહેવા માગે છે?' ધનંજય નવાઈ પામ્યો.

'મારી ફોઈની દીકરીએ જ ઘણી દવાઓ લીધી છે. કાંઈ બધી સફળ જ થાય એવું નક્કી નથી હોતું. ને જુઓ, હું દવાબવા હવે કશું લેવાની નથી! મેં મનથી તૈયારી કરી લીધી છે.....હવે તો એક વચન આપો—'

ધનંજય તો બાઘાની પેઠે કુંદા સામે જોઈ જ રહ્યો. ઊગરી જવાનો રસ્તો લેવાનું તે શા માટે નકારે છે એ તે સમજી ન શકયો.

'જુઓ, વચન આપો કે હવે ફરી પાછું આવું નહિ બને!...એ બસ છે. એકને મારી નાખીને બીજાને લાડકોડથી મોટો કરવાની મારી જરાય મરજી નથી. પણ—હવે વધારે ન જોઈએ. આટલેથી બસ......'

પોતે આણેલી દવાની શીશીનું શું કરવું તે ઘણી વાર સુધી ધનંજય નક્કી ન કરી શકયો. તે નાહ્યો, જમ્યો, પણ ઉત્સાહ દેખાયો નહિ. કુંદાને ગુસ્સે ન કરવા ખાતર તે નોકરી ઉપર જવાનો હતો...અને તે જતા પહેલાં પથારીમાં પડવું સારુ નહિ એમ માનીને કુંદા પણ ખોટા ખોટા ઢાંકોઢૂંબો કરતી હતી...ઊંચકાય તે કરતાં વધુ વજન ભરેલું ગાડું માંડમાંડ ધકેલાય તેમ તેમનું સંસારશકટ ગબડવા લાગ્યું.–અને પારણામાં બાબો એકલો એકલો રમતો હતો. કરુણાભર્યું હસતો હતો.

*





ટી. પી. સૂચક

# બુલુલી

છ'ન—પૂર્વ આફ્રિકા—ની સામાજિક પ્રવૃત્તિઓના પ્રાણ જેવા શ્રી સૂચક સાહિત્ય સાથે પણ ખૂબ નિકટનો સંબંધ રાખે છે. આફ્રિકાના લોકગીતોના તેમના અભ્યાસના પરિપાકરૂપે લખાયેલો આ લેખ જ તેમના ઉત્સાહી અભ્યાસની સાક્ષી પૂરે છે ... .. ..

પૂર્વ આફ્રિકામાં યુગાન્ડા નામનો દેશ છે તેમાં બગાન્ડા નામક જાતિ યુગાન્ડા પ્રદેશમાં વસે છે. બગાન્ડાનાં લોકગીતો ઓછાં હૃદયંગમ અને તલસ્પર્શી નથી હોતાં. એ ગીતોમાં પણ પ્રેમનાં જીવનગત સ્વચ્છંદ રૂપનાં દર્શન સાંપડી જાય છે. પ્રેમની ચરમાવસ્થાનું સ્વરૂપ આ લોકગીતોમાં ઠેરઠેર ડોકીયાં કરતું હોય છે. અધિકતર તો માનનાં વિવિધરૂપ, ભાવોની ભાવભંગી, ખંડિતાની વ્યંગભરી ઉક્તિઓ વિશિષ્ટ અને ઉત્તુંગ હોય છે.

લોકલાજ કે લોકભયને મધ્યમાં રાખીને પ્રેમનો ઉલ્લેખ, વિદગ્ધાના વિદગ્ધાલાપ, અભિસારિકાની સાજસજ્જા હૃદ્દોર્મિઓને ઝણઝણાવી મૂકે છે

બગાન્ડાનાં કેટલાંક ગીતોમાં ઊડતાં પંખીઓ કદાચ ભલે ન જણાય પણ વેદનાને પુકારતા પપૈયાઓ તો અવશ્ય સંભળાશે જ.

એનાં વિરહગીતોથી સૃષ્ટિ ભલે ભસ્મ ન બનતી હોય પણ ક્યારેક ક્યારેક દ્રવિભૂત તો અવશ્ય થતી હશે. પપૈયા સહાનુભૂતિના પુકારો સંભળાવે છે, વાદળો આંસુના અભિષેક કરે છે. અને પવન રુદનના સ્વરમાં સૂર પુરાવે છે.

નીચેનું ગીત એક કોડભરી કુમારી કન્યા પોતાના પ્રિયતમ 'બુલુલી'ને સંબોધીને કહે છે. આ ગીતનો પ્રથમ અક્ષર 'ઓ'નો લહેકો, પ્રેમની વ્યથાનું સ્વયં સર્જન કરી જાય છે

આ કાવ્યને કોઈ આફ્રિકન કુમારી કન્યાના મુખથી ગાતું સાંભળવું એ પણ એક અનુપમ લહાવો છે. હા એ ખરું કે એને સમજવાની દૃષ્ટિ જોઈએ!

કન્યા બુલુલીને વિરહાગ્નિનો તપ્ત સંદેશ સંભળાવે છે—

'ઓ-બુલુલી, લુલેમા મુકવાનો,'

'ઓ-બુલુલી જાન્ગુ.'

'ઓ મુટો મુગો, ઓ મુટોનો બુલુલી'

'બુલુલી, બુલુલી, જાન્ગુ.'

[ અરે! બુલુલી, મારા પ્રિયતમ, અરે! બુલુલી! તારી પ્રતીક્ષા કરતી વિરહિણી તરફ એકવાર તો મીટ માંડ! મારા પ્રિય સુકુમાર કંથ, બુલુલી! તારી પ્રતીક્ષા માટે અહર્નિશ પ્રભુને પાયે પડતી આ તારી પ્રિયાની આંખો પણ હવે તો ખોટી થતી જાય છે મારા સ્વામિ. ]

અને આમ ને આમ કન્યા પ્રેમનું પ્રથમ સોપાન 'આકર્ષણ' અણજાણ્યે જ વટાવી ગઈ. એનાં નેત્રમાં બુલુલીનુ રૂપબ્ધર કરી ગયું. હૃદયમાં પ્રેમની પ્રતિષ્ઠા થઈ ગઈ અને પછી તો કન્યા પ્રિયતમનાં દર્શન, સાન્નિધ્ય અને સંલાપ માટે તલપતી, વ્યાકુળ અને વ્યસ્ત થતી જાય છે, પ્રિયતમના દર્શનની ઉપલબ્ધિના આકાંક્ષી બની જાય છે. જાણે ભક્તિમતી મીરાં ગિરિધર નાગરના ચરણ કમળોમાં લાગી ન પડતી હોય? આમ કન્યા હવે તો પ્રિતમના ચરણે સર્વસ્વ અર્પણ કરવા અધીરી બની જાય છે:

'ઓમપીટીરા બીકી બુલુલી'

'બુલુલી, બુલુલી, જાન્ગુ'

'ઓન્ટેગેઝા ન્યો ન્યાઓ, બુલુલી'

'ગ્વે ન્સીન્ગો બીસેરા ટેરી'

[ અરે બુલુલી હે સાદ શીદને નાખે છે! બુલુલી, તારા પ્રેમથી તપ્તને વધુ કાં તપાવ? અનંત વ્યથાના મહાસાગરમાં તો સપડાએલીને અધિક કાં બાળ બુલુલી? અરે ઓ-નિષ્ઠુર પ્રિયતમ! મને એકલીને જ હવે તો મરવા દે. ]

આ ભોળા લોકમાં વિરહનિવેદન માટે દૂતિ અને ઉપાલંભ માટે સખીની યોજના નથી હોતી. એ તો સ્વયં પ્રેમ બનીને પ્રિયતમને સ્વતઃ સાદ દે છે.

અને પ્રેમ જ્યારે ઉત્કૃષ્ટતાએ પહોંચે છે ત્યારે પ્રિયતમા પ્રેમીમાં નિષ્ઠુરતા કઠોરતા ક્રુરતા વગેરે ઉપાલંભોનો આરોપ મૂકતાં જરા પણ અચકાતી નથી :

'ઓ—ઝે મામા ન્ડાલ્યે ઓબુલુંગી'

'ઓબુલુંગી બ્વા સેબો ન્યાબો, હ્યેયામ્પા'

'ન્ઝે નો નાબુલુલી સેગુયા કુમ્પીટા'

'ઓ બુલુલુંગી બુન્ટેગેઝા ન્યા બો'

'ઓ, એન્કુબા એબીન્ડુડે'

[ અરે ! મારું સૌંદર્ય જ મારું વેરી કાં બન્યું ? મારા પિતાના રૂપના સુંડલા ભરી ભરીને મારી માતાએ મારામાં શા સારું રેડી દીધા હશે ? હવે તો અરે બુલુલુ ! તારા સાદને પણ ગણકારીશ જ નહિ ને ? અરે ! મારું જોબન મને દગો તો નથી દઈ રહ્યું ? ]

કેટલો તલસાટ ? કેટલી તાલાવેલી ? અભિસારિકાનો ઉન્માદ એના ગળામાં બેસી જાય છે અને પછી તો નાયિકા એનું જીવનગત સ્વચ્છંદ રૂપ ઢોળાઈ ન જાય તે માટે નાયકને વિનવે છે :

'ન્સુટા બુલુલી કાન્કુબે ઓલુટામ્બા'

'ઓ ! બુલુલી આઊલીરે

'ઓમુટો સોમુટો, ઓમુટોનો મુકત્રાનો'

'ગ્વે માસો માલુન્ગી જાન્ગુ'

[ હું તો તારી જ છું પ્રિયતમે ! તારી જ છું ! તારી જ છું ! મારી બંસરી મને બજાવવા દે ! અરે મારો પ્રિયતમ જ્યાં હશે ત્યાં મારી બંસરીનું દર્દનાક ગાણું સાંભળતો જ હશે ! મારી આંખોમાં વસનાર મારા સુકુમાર સ્વામિ બુલુલી ! તારાં અદ્ભુત આકર્ષણે મને ઘેલી બનાવી છે ! બુલુલી ! હવે તો આવ ! વધારે કાં તરસાવ ! ]

અને અભિસારિકાનો પ્રેમ હવે તો પરાકાષ્ટાએ પહોંચે છે. પછી પ્રેમની એકનિષ્ઠા થોડી જ એને જંપવા દે ? આમ આ કન્યા પ્રેમના દ્વિતીય સોપાને પણ અજાણતાં ચડી ગઈ અને પ્રિયમિલન ન થાય તો વેદના સહેતાં સહેતાં પણ જીવનને ગાળી નાખવા ઉત્સુક બની જાય છે એ કાંઈ જળની માછલી નથી કે વિરહ સહન ન થવાથી પ્રાણ તજે !

પ્રિયતમ સાંપડી ગયો હોય, સમીપ આવી ગયો હોય તેમ હવે તો કન્યા એના રસતરસ્યા હૃદયમાં રસના ઓઘ ઠલવાતા હોય તેમ સમરસ બનતી જાય છે :

'ઓમ્પીટીરા બીકી ગ્વે બુલુલી,'

'બુલુલી ! બુલુલી જાન્ગુ.'

'ઓન્ટેગેઝા ન્યો ન્યાબો, બુલુલી.'

'ગ્વેન્વીરી બુલાન્ગે જાન્ગુ.'

'ઓ ન્ઝે મામા ન્ડાબ્યે ઓ બુલુન્ગી.'

[ શા માટે સાદ દઈને અંતરી રહ્યો છે ? પ્રિયતમ ? બુલુલી, બુલુલી, બુલુલી, તારી પ્રતીક્ષા કાજે હવે તો અનંત વ્યોમમાં પાંખવિહોણી છતાંય ઊડવા તૈયાર છું. બુલુલી ! તારી યાદમાં તો ભવના ભવ ગાળી નાખવા તૈયાર જ છું ને ? એ વેદના તો સ્પંદનો જગાડી દેશે—અરે વાંકડીયા ઝુલ્ફાવાળા મારા સોહાગણ ક્યાં સુધી તરસાવીશ મારા સ્વામિ ? ]

હવે તો પ્રિયતમા બેહોશ બની જાય છે, અને પ્રેમ પણ સમથળ બની જાય છે, પ્રિયા પ્રિયતમ માટે અહમ્નો લોપ, આત્મવિસ્મૃતિ કરી બતાવે છે અને જેમ ભારતીય કાવ્ય પરંપરામાં દૃશ્ય અને શ્રાવ્ય કાવ્યના પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં પ્રેમનું વિધાન સમરૂપ દર્શાવ્યું છે એવી અવસ્થાએ પહોંચી જાય છે પછી તો નથી પ્રિયા કે નથી પ્રિયતમ. છે ફક્ત હૃદયમંગળ કવિતા, એક અને અભેદ બ્રહ્મનાદની વીણા.

ઉપરોકત ગીત ભારતીય કાવ્યની કક્ષામાં લેશપણ ઊતરતું નથી. પ્રેમનો ઉદ્ભવ બન્નેમાં સરખો જ છે. વાલ્મીકિએ રામ અને સીતામાં, કાલિદાસે દુષ્યંત અને શકુંતલામાં, બાણે કપિંજલ અને કાદંબરીમાં, શ્રીહર્ષે નળ અને દમયંતીમાં સમપ્રેમના પ્રતિષ્ઠા



કરી છે તેવી સમપ્રેમી, સુરમ્ય, સુરેખ અને સુરુચિકર સૌમ્ય પ્રતિષ્ઠા પણ ઉપરોકત લોકગીતમાં ડોકિયું કરી જાય છે.

આફ્રિકન ભિન્ન ભિન્ન પ્રજાનાં લોકગીતોનો થાળ સાહિત્યકારોએ પીરસવો જોઈએ. જો આમ થશે તો સાહિત્યકૃતિઓ ધ્યેયલક્ષી અને સુરેખ બની જશે.

ભાવર્થિ શબ્દશઃ નથી કારણકે ભાષાનું મારું જ્ઞાન પરિમિત છે પણ ભાવાર્થ મારી નથી ગયો તેટલું હું અવશ્ય કહી શકું.



બલદેવ મહેતા

## અભ્યર્થના

ફરી માગું એવું, જીવન સહુનાં ઉજ્જવલ હજો,
પ્રજાના પ્રાણોને અવહિત પદેથી ઉન્નતિ હજો,
બલમ્. ઓજઃ, આયુ, સહનશીલતા તેજ વધજો,
પરિમાણમ્ સ્વાહા, અનુવ્રત બધાં ભવ્ય બનજો.
અને એકસૃષ્ટિ, પુરુષતણું સંજ્ઞાન વધજો,
સમાની વૃત્તિથી, સરળ સહુના માર્ગ બનજો
ફરી માગું એવું, પરમ પરમાનન્દ બહજો,
નવા પ્રસ્થાને તો, જનગણમને શાન્તિ મળજો.
તમારી સાથે તો દશ પચીસ વર્ષો રહી જવાં
અમારા હૈયામાં, ઉલટસર ઉલ્લાસ ભરવા,
તમારી માયાથી, જીવન ઉજળું નિત્ય કરવું
અમોલી છાયામાં, અમીભર સદાયે વિહરવું,
તમે તો જોજો હો, તમ ઉર કદીયે ન કથળે,
ટૂંકી દૃષ્ટિ રાખી, અમથકી કદીયે નવ ચળે.
અમારા દોષોને મનુજ ગણીને માફ કરજો;
નવા પંથે જાતાં ઉદિત રવિનાં રશ્મિ બનજો.

જીવન એ નથી જાદુગરી ભર્યું,
જીવન લીધા પછી જીવવું રહ્યું,
તપ કરી કરવી રહી સાધના,
પરમ જીવન પ્રાપ્ત થતાં લગી.
પરમ પાવનકારી પ્રતાપી હો,
જીવન મંગલ સૂર્ય સમપ્રભ.



'ચન્દ્ર' પરમાર

## લાચાર

ભયંકર નાગ ડોલાવી શકે ગારુડીઓ કિંતુ,
કદી સાપોલિયાં ડોલાવનારા થઈ નથી શકતા.



હિમાંશુ વ્હોરા

## મઝાનું ગીત

એક ગીત મઝાનું ટપકયું
કલમ થકી મુજ, ગીત મઝાનું ટપકયું.
સાગર–લહરની રંગતને શબ્દ મહીં સંઘરતું
પૂર્ણ ખીલેલાં ફૂલો કેરી ફોરમથી નિર્ઝરતું
ઉર મહીંથી અક્ષરદેહે અજાણતાં એ લપરયુ.
—ગીત મઝાનું ટપકયું.
પલ પલ બદલાતી મોસમની મસ્તી ત્યાં પથરાણી
ઉષા અને સંધ્યાની રંગીન રજ એમાં વેરાણી
મનનાં ઊંડાણોમાં કયાથી જાગીને એ રણકયું.
—ગીત મઝાનું ટપકયું.
ધાર ચાંદની કેરી ઝીલી ધરી શબ્દની પ્યાલી
છાનીપાની છીનવી લીધી કો મુગ્ધાની લાલી
અંતરથી અચાનક આજે કવન મધુરું છલકયું.
—ગીત મઝાનું ટપકયું.
ઝાકળ–અરીસામાં મુખ જોતા સૂરજને સંતાયો
આભ ઉપર તરતા ટહુકારને ધરતી પર ઉતાર્યો
સકળ સૃષ્ટિનું રૂપ નીહાળી સ્મિત સમું એ સરકયું
—ગીત મઝાનું ટપકયું.





બળવંત નાયક

# સત્તરમું વરસ

યૌવનમાં પ્રવેશતી એક મુગ્ધા કન્યાના ભાવોને સુંદર રીતે રજૂ કરતી આ વાર્તાના લેખક ગુજરાતી માસિકોમાં અવારનવાર દેખા દે છે એટલે કે ઈથી અજાણ્યુ નથી. તેમની આ વાર્તા પણ બેઠેલી હથોટીવાળી અને એક સરસ પ્રશ્નની રજૂઆત કરી શકી છે........

સોળ વરસની જિંદગીના આરે આવીને ઊભેલી સતબીર ઉમળકા, ઉમંગ, આશા અને ઊગતી જુવાનીની ઉન્માદ અવસ્થાનો અનુભવ કરી રહી હતી. પંજાબની ધરતી પર એ ઉછરી હતી પણ કાળબળે દેશના ભાગલા પડતાં પોતાના પિતા સાથે એણે હિંદી મહાસાગરની પાર આવેલા આફ્રિકા જેવા નવા જ ખંડમાં ફેંકાઈ જવું પડ્યું હતું. અહીં એને પંજાબની ધરતીનું ખમીર અને એવું જ રમ્ય વાતાવરણ મળતાં એના વિકાસને અવરોધ નડ્યો ન હતો.

પંજાબની ધરતી પર એમણે ઘણુંઘણું ગુમાવ્યું હતું. કલ્પનામાં ન આવે એવી યાતનાનાં એ લોકો સાક્ષી બન્યાં હતાં. છતાં મોમ્બાસાના અભિનવ જીવનથી એ વેદના અને એ યાતનામાં ધીમે ધીમે ઘટાડો થવા લાગ્યો. નવા જીવનથી એ ટેવાઈ ગયાં અને ભાવના વિનાના ભાવિ તરફ પગલાં પાડનાર પિતાપુત્રીએ સહર્ષ એ નવજીવન અપનાવી લીધું. તેમાં સતબીરનું મનકમળ તો સહસ્ર પાંખડીની જેમ ખીલવા લાગ્યું અને ઘડી પહેલાંની કળી પુષ્પ બની ખીલી ઊઠે અને પોતાનો પમરાટ ચારે દિશાએ ફેલાવી જાય તેમ સતબીરની સુવાસ પણ નગરમાં ફેલાવા લાગી.

સતબીર ખૂબ ખૂબ આનંદમાં રહેવા લાગી. અને એ આનંદઅવધિમાં જ એક દિવસ એને કોઈ અવનવો અનુભવ થયો. પણ પોતાને શું થાય છે—શું થઈ રહ્યું છે તેની સતબીરને બરાબર જાણ પડતી ન હતી. સોળ વરસની જિંદગીમાં કવચિત જ ઊઠેલું તોફાન તે રાતે એને હેરાન પરેશાન કરી ગયું. તે દિવસે સાંજે સતબીર એક અંગ્રેજી ચિત્ર જોઈ આવી હતી. એ ચિત્રમાં એણે જે કંઈ જોયું હતું—દોઢ કલાક સુધી એના યુવાન માનસ પર એ દૃશ્યો જે છાપ પાડી ગયાં હતાં તે દૃશ્યો રાત્રે એના માનસપટ પર પાછાં ભજવાઈ રહ્યાં હતાં. અને એમાંથી જ પેલી વિહ્વળતા જાગી હતી. શરીરે આગ વરસતી હોય એવો અનુભવ થયો હતો. કોયલના ટહુકા સંભળાયા હતા, નવપલ્લવિત વૃક્ષોનાં પાન હસતાં દેખાયાં હતાં, ચોમાસાની વિદ્યુત લેખા ચમકતી હતી. અસંખ્ય ફૂલકળીઓ એની સમક્ષ ખીલી ઊઠી હતી. અને એ ફૂલકળીઓની આસપાસ રસરાજ ભ્રમરો પણ દેખાવા લાગ્યા હતા.

રાત્રે જે અનુભવ થયો હતો તેની ઝાંખી સ્મૃતિ હજી થઈ રહી હતી એટલે સવારે શાળામાં જતાં એણે ફૂલ લેન્ગ્થ મીરરમાં પોતાનું પ્રતિબિંબ જોયું ત્યારે કોણ જાણે કેમ પણ પહેલી જ વાર એના હૃદયના ધબકારા વધી ગયા. અને પોતાના પિતાને મળેલા સરકારી ક્વૉર્ટર્સ—એની સામે ખૂબ જ શોખથી ઉછેરવામાં આવેલ એ બગીચો અને એની પેલે પાર દૂર દૂર સુધી ફેલાયેલું આફ્રિકાનું કુદરતી સૌંદર્ય! સૃષ્ટિની નિસર્ગરમણીય શોભા અને વાતાવરણનું મૂક સંગીત! એ બધું જાણે એકદમ બદલાઈ ગયું હોય એવો અનુભવ એને થયો.

અરીસાનું પેલું પ્રતિબિંબ એની જુવાનીની ચાડી ખાઈ ગયું અને એને સતાવી ગયું. તેમાં પણ પોતાનો ચહેરો અને એમાં ગોઠવાઈ ગયેલી મોટી આસમાની આંખો, ઝીણું નમણું નાક, આહ્વાન આપતા રંગ, મદ અને લાલિત્યભર્યા સુરમ્ય હોઠ અને એ બધા ઉપરાંત એના પેલા પંજાબી પહેરવેશમાંથી ડોકિયું કરતી છાતી.........! સતબીરને આજે જ પોતાનું બદન તંગ લાગ્યું. એના રક્તવર્ણી ચહેરા પર શરમના શેરડા તણાયા અને બીજી જ પળે હસતી હસતી એ શાળામાં ચાલી ગઈ.

સતબીર સીનિયર કેમ્બ્રીજના વર્ગમાં ભણતી હતી. અને કેમ્બ્રીજની પરીક્ષા માટે નિયુક્ત કરવામાં આવેલ 'Prisoner of Zenda' નવલકથાની સંક્ષિપ્ત





આવૃત્તિનું પહેલું જ પ્રકરણ તેણે ખોલ્યું. 'My dear Rose, for a man of Spirit opportunities are duties' એ વાક્ય સુધી એ જેમ તેમ આવી. એ વાક્ય જાણે એને ઉદ્દેશીને જ બોલાયું હોય એવો વિલક્ષણ અનુભવ પણ એને થયો અને તેની જ સાથે My dear Rose ની જગ્યાએ My dear Satbir એવો મૃદુ-મધુર અવાક અવાજ એના કર્ણદ્વારે પડ્યો કે શું, એના શરીરમાંથી અજાણપણે જ એક ઝીણી ધ્રુજારી પસાર થઈ ગઈ.

ત્યાં જ અંગ્રેજીના શિક્ષક બાલી માસ્તર આવ્યા. અને આવ્યા કે તરત જ પોતાની વક્તૃત્વકલાના જુસ્સામાં આવી ટેબલ પર વારંવાર હાથ પછાડી રેઢિયાળ, બેપરવા અને આળસુ વિદ્યાર્થીઓને પોતાની મર્યાદિત શક્તિ અનુસાર ઉક્ત વાક્ય સમજાવવા એણે પ્રયાસ કર્યો. બાલી સર ખડીથી સફેદ થઈ ગયેલા હાથ ખંખેરવા લાગ્યા ત્યાં જ સતબીરે પોતાની લાલ શાહીવાળી ફાઉન્ટનપેનથી એ વાક્ય નીચે લાલ લીટી દોરી. જાણે પોતાના હૃદયપટ પર એ વાક્ય અંકિત થઈ ગયું હતું. બીજી બાજુ માર્જીન હતો ત્યાં સફેદ જગ્યા પર બ્લુ શાહીથી મોટો પડ્યો : 'Imp.' બાલી સર આગળ પાઠ ચલાવતા હતા પણ સતબીરનું ધ્યાન તો પેલા વાક્યે રોકી લીધું હતું એટલે પેલી 'ટીકુ' એના બ્લાઉઝના અંદરના ભાગમાં સંતાઈ જવાને બદલે ફરીફરી પેલી લીટી પર ફરી રહી હતી. સતબીર બેધ્યાન બની ગઈ હતી અને સાંજ સુધી એ દશા ચાલુ રહી.

પીંજરાનાં બારણાની કળ દબાવતાં અંદર પૂરી રાખેલાં પંખી ફરરરર કરતાં ઊડી જાય તેવી જ રીતે સતબીરના શરીરનો કશોક આવેગ એના મનતરંગોને ક્યાં ને ક્યાં ઉછાળી રહ્યો. એ આવેગ અને ઉન્માદ એને દુઃખ આપતાં ન હતાં. પણ અસ્વસ્થ તો જરૂર બનાવતાં હતાં. મોરનું પીંછું ધીમેથી ગાલ પર ફેરવવાથી કોઈ દુઃખ થતું નથી, ઉલટાની શરીરમાં એક પ્રકારની લહરી જેવું ઉપસ્થિત થઈ આવે છે, શરીરમાં સહેજ ધીખધાઈ આવે છે અને અસ્વસ્થ બનાવે છે. તેવો જ કોઈ અનુભવ સતબીરને પણ થયો.

છ-માસિક પરીક્ષા નજીકમાં આવી રહી હતી છતાં આ વખતે સતબીરને વાંચવામાં મન જ ગોઠતું ન હતું. ત્રણ વરસ પર ઇન્ડિયાથી આવી ત્યારથી જ એણે શાળામાં એક હોશિયાર વિદ્યાર્થિનીની છાપ પાડી દીધી હતી. વળી એના પિતા શાળાના હેડમાસ્તર હતા. વીસ વર્ષની નાની વયે શિક્ષકનો ધંધો સ્વીકારી આપબળે આગળ વધેલા એના પિતાએ એકની એક દીકરીને અભ્યાસમાં મન પરોવી કેવી રીતે નામના મેળવવી તેના પાઠ નાનપણથી જ ભણાવ્યા હતા અને હજી સુધી એવું બન્યું પણ ન હતું કે છ-માસિક યા વાર્ષિક પરીક્ષા આવે અને તેમાં સતબીરનો નંબર ન આવે. મોહિન્દરસિંગને એ વાતનું ભારે અભિમાન હતું અને એ હકીકત તેઓ અવારનવાર પોતાના સબંધીઓ, મિત્રો અને ખાસ કરીને સ્ટાફના શિક્ષકોને અવશ્ય જણાવતા. એમાં એક કામેલ પિતા તરીકેની પોતાની છાપ પાડવાનો એમનો ઇરાદો ભલે દેખાઈ આવતો હતો છતાં પિતા તરીકેની પોતાની ફરજ અને એ ફરજનું ચુસ્તપણે પાલન કરવાની એમની ધગશનો રણકો પણ એમાં સ્પષ્ટપણે વર્તાઈ આવતો હતો.

સતબીર આજે ક્રીડાંગણ પર ખૂબ દોડી હતી. બેડમીંટન, બાસ્કેટ બોલ અથવા તો હોકીની રમત હોય ત્યારે એનામાં નવું ચેતન આવતું. આજે એ નવ ચેતનનો અનુભવ એ કરી રહી હતી અને સાથે સાથે એ પોતાને કંઈક આપે છે, પોતે કંઈક મેળવી રહી છે એવું પણ એને લાગ્યું.

આમ છતાં ચેતનના ઓઘથી ઊભરાતી સતબીર જ્યારે ઘરે જતી અને એકલી પડતી ત્યારે એને કંઈક ખૂટતું લાગતું અને એટલે જ તે ઘણી વખત બેચેન પણ બની રહેતી. શાળામાં હોય યા ક્રીડાંગણ પર હોય ત્યાં સુધી તો મન કોઈ ને કોઈ પ્રવૃત્તિમાં પરોવાયેલું હોય પણ ઘરના એકાંતમાં એ મનના માંકડાને છૂટો દોર મળી જતો અને પછી તો...પિતાજી એના રૂમમાં



બેસી અભ્યાસ કરતા હોય કે કોઈ રિપોર્ટ લખતા હોય કે શાળાનું કોઈ કામ કરતા હોય. વળી સતબીર પોતાના પિતા સાથે છૂટથી વાતો કરી શકે એવું ન હતું. અને ધારો કે પિતા સાથે વાતો કરવાનું થાય તો શી વાતો કરે? અભ્યાસ—કેંબ્રીજમાં પ્રથમ નંબર લાવવો એ રોજની વાત સિવાય બીજી વાત પણ શી કરે? એનું મન ખૂબ મઝાનું. એની ઝંખના એ કોઈની આગળ વ્યક્ત કરી શકતી ન હતી. મનના મોરલા થનગનતા અને એ નૃત્ય સંગીત સંભળાય તે પહેલાં જ અદૃશ્ય થઈ જતું. મનસાગરમાં ખળભળાટ મચાવતા તરંગો સાગર તળિયે જ લુપ્ત થઈ જતા. અને એટલે જ એણે પેલા વાક્ય જોડે પ્રીત બાંધી દીધી હતી. ઊંઘમાં, જાગતાં–ઊઠતાં કે બેસતાં એના હૃદયમાં જે અણસમજ્યા ભાવો પેદા થતા તે શાંત પાડવા પેલું વાક્ય – જરા ફેરફાર સાથે—એનાથી બોલાઈ જતું: જાણે એ વાક્ય કોઈ એને સંભળાવી જતું...' My dear Satbir! for a man of spirit opportunities are duties.'

*

છ માસિક પરીક્ષા થઈ ગઈ. સતબીર હંમેશની જેમ વર્ગમાં પ્રથમ નંબરે પાસ થઈ. પણ એનો સંતોષ આ વખતે જેટલો સતબીરને હતો તેનાથી વધુ તો મોહિનદરસિંગને હતો. આજ સુધીની એની દૃઢ માન્યતામાં સતબીરે ઉમેરો કર્યો તેથી એ ખૂબ આનંદમાં રહેવા લાગ્યા.

અને તેમાં ત્રણ વરસના નાનકડા ગાળામાં મોહિનદરે શાળામાં જે ગજબનું પરિવર્તન આણી દીધું હતું તેથી એની નામના માત્ર સરકારી ખાતાના ચોપડે જ નહોતી નોંધાઈ પણ શહેરની નામાંકિત એકેએક વ્યક્તિ એના નામથી જાણીતી બની ગઈ હતી. જેણે પોતાનું સમગ્ર જીવન શિક્ષણક્ષેત્રે અર્પણ કર્યું હતું અને જેને મન આ સેવા કરતાં બીજી કોઈ સેવા ચઢિયાતી ન હતી તેનું કાર્ય પણ એટલું જ સરસ–સુંદર અને વ્યવસ્થિત હોય એ સ્વાભાવિક હતું. શિસ્તના પણ એ એટલા જ આગ્રહી. વળી એમનું એવું માનવું હતું અને એ ખરેખર સાચું હતું કે સારી રીતભાત અને સારી ટેવો માટેનું ઘર પછી બીજે નંબરે આવતું કોઈ પણ સ્થળ હોય તો તે શાળા જ છે. વિદ્યાર્થી અને શિક્ષકોને એ હમેશાં જણાવતા કે શાળા એ તમારું બીજું ઘર છે એ તમે કદી ભૂલતા નહિ. અને એક જ કુટુંબમાં જેમ ભિન્નભિન્ન વિચારસરણીવાળાં સ્વજનો સાથે રહે છે તેમ આપણે બધાએ સાથે હળીમળીને રહેવાનું છે. એ પોતે જે પ્રબોધતા તેનું ચુસ્તપણે આચરણ કરતા પરંતુ પોતાના વિદ્યાર્થી–વિદ્યાર્થિની અને શિક્ષકબંધુઓ પણ એવું આચરણ કરે એ જોવા ઇચ્છતા. અને જ્યારે જ્યારે એ ભાવનાને અમલી બનતી જોતા ત્યારે એમને ભારે સંતોષ થતો. પોતાની શાળામાં સહશિક્ષણ પ્રથા ચાલુ હતી પરંતુ બિચારું નકામું જ નિંદાઈ રહેલું એ સહશિક્ષણ વધુ ન નિંદાય એને માટે એક પહેરગીરની અદાએ સતત જાગૃત રહેતા. એમની એ જાગૃતિને લીધે કે શાળાના કડક નિયમોને લીધે પણ શાળાના શુદ્ધ વાતાવરણને કલુષિત કરે કે શાળાની કારકીર્દિને કલંક લાગે એવો એકે બનાવ હજી બનવા પામ્યો ન હતો. અને એટલે જ જૂનવાણી વિચારસરણી ધરાવનાર માબાપ પણ પોતાની દીકરીને નચિંતે શાળામાં દાખલ કરાવતાં. એનું પરિણામ એ આવ્યું કે ત્રણ વરસ પર શાળામાં છોકરીની સંખ્યા ત્રીસની હતી તે સંખ્યામાં વધારો થઈ આજે એ શાળામાં વિદ્યાર્થીઓ કરતાં વિદ્યાર્થિનીઓની સંખ્યા વધી ગઈ હતી.

મોહિનદરસિંગ શાળામાં ગણવેશ ધારણ કરી આનંદથી આવતી અને શાળા છૂટયા પછી એટલા જ આનંદથી ઘેર જતી કન્યાઓને પોતાની સફેદ થવા આવેલી મૂછ પર હાથ ફેરવી વાત્સલ્યભાવથી નિહાળી રહ્યા હોય ત્યારે એમના મનમાં કેવા કેવા વિચારો કામ કરી રહ્યા હોય તે કહેવું મુશ્કેલ જ બની જતું.

પણ એક દિવસ કોણ જાણે એમના એ તપસ્વીના જેવા શાંત જીવનમાં કોઈ ગડમથલ ઊભી થઈ હોય એવું લાગતું હતું. નિત્યક્રમ પ્રમાણે એ શાળામાં આવી ગયા હતા. અને નવ વાગ્યા સુધી તો ખૂબ





આનંદમાં લાગતા હતા. નવ વાગે શાળાનો 'બોય' ટપાલ લઈ આવ્યો પછી એ આનંદ અદૃશ્ય થઈ ગયો અને એમની સુનરહેણી જેવી સફેદ મૂછ પર એમના જમણા હાથની આંગળી ફરી રહી હતી. મૂછનો વળ લેવાઈ રહ્યો હતો. એ ખૂબ ગંભીર બની કોઈ ગહન કોયડાનો ઉકેલ શોધતા હોય ત્યારે તેઓ અચૂક મૂછનો વળ લેતા હોય એ સૌ કોઈ—શિક્ષકો—જાણતા હતા એટલે એમની બાજુમાં બેસતો સિનિયર માસ્ટર પણ એમને કશું પૂછવાની હિંમત કરી શક્યો નહિ. સવાદશે રિસેસ પડી ત્યારે પણ દરરોજની જેમ એ બહાર ફરવા નીકળ્યા નહિ. બાકી રિસેસ પડે એટલે એ બહાર નીકળવાના—વિદ્યાર્થીઓને મળવાના, એમની સાથે હળીમળીને વાત કરવાના અને સ્ટાફરૂમમાં પણ આંટો મારી જવાના.

રિસેસ પૂરી થઈ ચોથો પીરિયડ શરૂ થયો કેંબ્રીજના વર્ગનો મૉનિટર ઑફિસમાં આવી 'સર, તમારો પીરિયડ છે.' એમ કહી ગયો ત્યારે જ એ જાણે જાગૃત થયા અને એવી જ દશામાં વર્ગમાં ગયા. વર્ગમાં દાખલ થતાં જ એમણે વિદ્યાર્થીઓને કહ્યું: 'તમારામાંના ઘણાના હસ્તાક્ષર શરમ ઉપજાવે એવા છે. મારે તમને ડિક્ટેશન લખાવવું છે.' વિદ્યાર્થીઓ આશ્ચર્યથી એકબીજાની સામે જોઈ રહ્યા. ગણિતના પીરિયડમાં અંગ્રેજી ડિક્ટેશન! છતાં સૌએ મૂંગે મોંએ લખવા માંડ્યું. ડિક્ટેશન લખાયું. પીરિયડ પૂરો થયો અને મોહિનદરસિંગે જાતે જ લખાણ ભેગું કર્યું.

બીજે દિવસે સવારે અંગ્રેજીના સીનિયર-માસ્ટરને બોલાવી કેંબ્રીજના વિદ્યાર્થીઓની નિબંધ-Essay-અને સંક્ષેપ લખાણ-*Precis writing*-ની નોટબુક તપાસવા મંગાવી. હજી ત્રણ જ દિવસ પર બાલી માસ્તરે નોટબુક આપી હતી. હેડમાસ્તર તરફથી એને ખૂબ ખૂબ શાબાશી મળી હતી. અને આજે ફરી નોટબુક મંગાવતાં બાલીમાસ્તર ભારે વિચારમાં પડી ગયો. છતાં સાહેબનો હુકમ થયો એટલે એક આજ્ઞાંકિત સેવકની અદાએ એણે સવારનાં જ નોટબુક ટેબલ પર મૂકી.

વૈજ્ઞાનિક સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી રોગ ફેલાવનાં જંતુઓનું નિરીક્ષણ કરે તેથી પણ વધુ ચીવટાઈથી મોહિનદરસિંગે વિદ્યાર્થીઓની નોટબુક અને પેલું ડિક્ટેશન તપાસ્યાં. એની સાથે ખૂબ જ સાવચેતીથી અને કાળજીથી સાચવી રાખેલા પોતાના ગરમ કોટમાંથી એક પરબિડિયું કાઢી એની અંદરના 'ફરગેટ મી નોટ' એવા લાલ અક્ષરવાળા લીલા કાગળમાં સુંદર મરોડદાર અક્ષરે લખાયેલ પત્રના શબ્દો સરખાવવા બેઠા. ચાર કલાકની સતત મહેનત પછી પણ એકે વિદ્યાર્થીના અક્ષર પત્રના અક્ષર સાથે મળતા આવતા ન હતા એટલે એમનો હાથ મૂછ પર ફરતા લાગી ગયો કોઈ ગહન કોયડાનો ઉકેલ શોધતાં જે પરેશાની અનુભવવી પડે તેવી પરેશાની એમના મોં પર સ્પષ્ટપણે દેખાઈ રહી હતી. સતબીરને પણ આજે ભારે આશ્ચર્ય થઈ રહ્યું હતું. દરરોજ જમ્યા પછી, થોડો સમય આરામ લઈ મોહિનદરસિંગ બપોરની શીફ્ટમાં પણ અવશ્ય જતા. પણ આજે પહેલી જ વાર એ ક્રમમાં ફેરફાર થયો હોય એવું એને લાગતાં એના આશ્ચર્યમાં ઓર વધારો થયો હતો

મોહિનદરસિંગે એ કાગળ ફરી હાથમાં લીધો. કાગળ તરફ એ જોઈ રહ્યા કોઈ દુશ્મન સામી છાતીએ આવી ઘા કરી જાય તો એના પ્રત્યે નફરત બતાવવા કરતાં એની બહાદુરીનાં એ વખાણ કરી શકે પણ આવું હિચકારું અને નામર્દનું કાર્ય કરનાર—અને તે પણ પોતાની શાળાનો જ કોઈ વિદ્યાર્થી—તેને કાયર લાગ્યો. છતાં એ કાયર શોધી કાઢવા માટે એમણે ફરી એ કાગળ વાંચ્યો.

એ પત્ર લખાયો હતો સતબીર પર.

'Prisoner of Zenda' એ નવલકથાના નાયકે કોઈક રસિક વિદ્યાર્થીને પ્રેરણા આપી હતી. પત્રમાં આટલું જ લખાયું હતું: '*My dear Satbir, for a man of* spirit opportunities are duties Now is

time for us and let us make the best use of it.

My kisses to you. ' પત્ર લખનારનું નામ ક્યાંય દેખાતું ન હતું. પત્રના ખૂણે લાલ શાહીથી ચાર ચાર ચોકડી કરવામાં આવી હતી. એટલે પત્રના અક્ષર ઉપરાંત એ લાલ ચોકડી પણ નવો કોયડો ઊભો કરી ગઈ. હા પત્ર મોમ્બાસાથી જ લખાયો હતો એમ કવર પરની પોસ્ટની છાપ પરથી સ્પષ્ટ જણાતું હતું. પણ એ પત્ર લખનાર હરામખોર કોણ હતો તેનો પત્તો નહિ લાગતાં મોહિનદરસિંગનાં રૂવાટાં ખડાં થઈ જતાં હતાં. એમને લાગ્યું કે આજસુધીની પોતાની ઉજ્જ્વળ કારકીર્દિ પર છૂપી રીતે કોઈ કાદવ ઉરાડી ગયું હતું. વળી પોતાની પત્નીના અવસાન પછી સતબીરની માતા અને પિતા બની રહેલ મોહિનદરને પુત્રીના કાંચનશુદ્ધ ચારિત્ર્ય પર આવો હિચકારો હુમલો કરનાર ગયા ભવનો પોતાનો કોઈ દુશ્મન લાગ્યો. અને એ બધાં કરતાં પણ પોતાની શાખનું શું ? પોતાની શાળાનું શું ? આ વાતની કોઈને સહેજ પણ જાણ થઈ જાય તો હીરોશીમા પર પડેલા એટમબૉમ કરતાં પણ આ પત્રની હકીકત એમને વધુ ભયંકર લાગી. વળી એ વાતનો કોઈને અણસારો સરખો થઈ શકે એમ ન હતું—કારણ કે એમાં પોતાની ઈજ્જતનો સવાલ હતો. અને એટલે જ મોહિનદરસિંગે પોતે જ પોતાની મેળે એ પ્રશ્નનો ઉકેલ શોધી કાઢવાનો દૃઢ નિરધાર કર્યો.

અને બીજે દિવસથી એમણે શાળાના વિદ્યાર્થીઓ પર કડક નજર રાખવા માંડી. કેંબ્રીજના વર્ગ સિવાયના બીજા વર્ગોમાંથી નોટબૂક મંગાવવા માંડી. એકેએક વિદ્યાર્થી-વિદ્યાર્થિનીની હીલચાલ, વર્તન અને વર્તાવ પર ચાંપતી નજરે જોવા માંડ્યું. નિયમ કરતાં વધુ વખત ' રાઉન્ડ ' લેવાનું શરૂ કર્યું. વર્ગો ચાલતા હોય ત્યારે પણ વરન્ડામાં કે બારી પાછળ ઊભા રહી વિદ્યાર્થીઓની તપાસ થવા લાગી. સતબીરના વર્ગ પર એમનું ખાસ ધ્યાન રહ્યું. કોઈ વિદ્યાર્થી ચાલુ વર્ગે સતબીર તરફ જુવે છે યા કોઈ ચેનચાળા કરે છે કે કેમ તેની તપાસ કરવામાં એમણે પોતાના અનેક પીરિયડ જતા કર્યા. અને એમ ને એમ મહિનો પસાર થઈ ગયો પણ વિદ્યાર્થીઓમાંથી કોઈની વર્તણુક માટે એમને સકારણ કે અકારણ કોઈ વાંધો જડ્યો નહિ. એ ખૂબ મુંઝાયેલા રહેવા લાગ્યા.

બીજે મહિને પણ એ કોયડાનો ઉકેલ લાવવાની જગ્યાએ એ કોયડો—એવા જ......એ જ અક્ષર અને એવા જ કવરવાળો પત્ર મળતાં વધુ ગુંચવાયો ત્યારે તો મોહિનદરે બીજા કોઈ શિક્ષકની મદદ લેવાનું નક્કી કરવું પડ્યું. પણ આ કામ કોઈ શિક્ષકને સોંપવું કે કોઈ શિક્ષિકાને તે નક્કી કરતાં પાછા ગૂંચવાયા. આખરે એ ત્રણ દિવસની સતત વિચારણા બાદ એમણે એ વિકટ પ્રશ્નનો ઉકેલ લાવવાનું કામ શાળાની જૂનામાં જૂની અને ચાળીસાં વટાવી ગઈ હોવા છતાં સ્પીન્સ્ટર મીસ કેસ્ટોલીનોને સુપ્રત કર્યું. કેસ્ટોલીનોને પસંદગી પાછળ કયો આશય છૂપાયો હતો તે કળવું મુશ્કેલ હતું પરંતુ કેસ્ટોલીનો રમતગમત માટેની ખાસ શિક્ષિકા હતી અને સતબીરને એની સાથે ઘણું જ ફાવતું હતું એ જ હોઈ શકે. વળી મોહિનદરસિંગ કડક શિસ્તપાલક હતા તો એક સહૃદયી પિતા પણ હતા. અને સતબીરને એને કોઈ વિદ્યાર્થી સાથે સારો સંબંધ છે કે કેમ એવું પૂછતાં અવશ્ય સંકોચ લાગતો હતો.

મીસ કેસ્ટોલીનો સતબીર સાથે વધુ હળવામળવા લાગી. એની દરેક હીલચાલ પર એ ધ્યાન રાખવા લાગી. એની જોડે ફરવા જવાનો કાર્યક્રમ પણ તૈયાર કર્યો. એના વર્તાવમાં ક્યાંક ફેરફાર લાગતાં એ તરત જ બારીકાઈથી એના પર વિચાર કરી કોઈ અનુમાન બાંધવા તત્પર બનતી પણ ત્યાં તો બીજે જ દિવસે એ અનુમાન છેતરામણું બનતું. ક્યારેક પોતાના પ્રિયતમ ફર્નાન્ડીઝનો સાથ લેવાનો એ વિચાર કરતી પણ ત્યાં તો ' આ વાત બીજા કોઈના કાને ન જવી જોઈએ. મારી ઈજ્જતનો સવાલ છે.' એવા હેડમાસ્તરના શબ્દો એને ચેતવણી આપી જતા





અને એ એવું કોઈ સાહસ કરતાં અટકી જતી. આ પ્રશ્ન એને માટે પણ એક કોયડો જ બની ગયો.

અને સ્પીન્સ્ટર કેસ્ટોલીનોના જીવનમાં વળી ક્યાં ઓછા કોયડા હતા ? એ એકેયનો ઉકેલ હજીસુધી એ લાવી શકી ન હતી તેવી જ રીતે આ કોયડાનો ઉકેલ લાવવામાં પણ એ નિષ્ફળ નીવડી અને મહિના બાદ એણે હેડમાસ્તર સમક્ષ પોતાની નિષ્ફળતાનો ખુલ્લો એકરાર કરવો પડ્યો.

મોહિનદરસિંગ હવે વધુ હેરાન રહેવા લાગ્યા. એમના શાંત જીવનમાં જાગેલા એ ભયંકર તોફાનમાંથી જાણે બહાર નીકળવાનો કોઈ માર્ગ દેખાતો ન હતો. જૂનવાણી વિચારસરણી ધરાવનાર માતપિતા પ્રત્યે એમને જો કે નફરત ન હતી છતાં આધુનિક વિચારસરણી તરફ જ જેનું મન વધુ ને વધુ વળેલું રહ્યું હતું એવા મોહિનદરસિંગના મનમાં પણ 'દીકરી તો સાપનો ભારો' એવો કોઈ વિચાર મગજનો ભાર બનતો લાગ્યો.

મોહિનદરસિંગે પોતાનો પ્રશ્ન એ શાળાનો પ્રશ્ન બનાવી દીધો હતો છતાં એને લઈને શાળાનું કામ બગડે એ જોવા તેઓ હરગીજ તૈયાર ન હતા. વાર્ષિક પરીક્ષાઓ આવી રહી હતી અને એને માટેની તમામ તૈયારી થઈ રહી હતી. અને મોહિનદરસિંગ મોડે સુધી શાળામાં બેસી વાર્ષિક પરીક્ષાનું કામ કરી રહ્યા હતા.

સતબીરે પણ પોતાનાં પુસ્તકો સાથે દોસ્તી બાંધી દીધી હતી. આ એનું ફાઈનલ વરસ હતું અને ફાઈનલમાં પણ પ્રથમ નંબરે ઉત્તીર્ણ થવાની એની મનોકામના હતી.

એ જ વખતે શહેરના ચિત્રગૃહમાં 'પ્રીઝનર ઑફ ઝેન્ડા' ચિત્ર પડ્યું. એટલે બાલી માસ્તરના પ્રસ્તાવ પ્રમાણે કેંબ્રીજના વિદ્યાર્થીઓને શાળા તરફથી એ ચિત્ર જોવા જવાની રજા મળી.

વિદ્યાર્થીઓએ પુસ્તકનો અભ્યાસ કર્યો હોઈ એમને એ ચિત્ર જોવાની ભારે મઝા પડી. ખૂબ આનંદ સાથે વિદ્યાર્થીઓ થિયેટરની બહાર નીકળ્યા. મીસ કેસ્ટોલીનો સતબીરને ઘર સુધી મૂકી ગઈ નિત્યક્રમ પ્રમાણે એણે રસોઈ બનાવી. પિતાને જમાડ્યા અને પોતે વાંચવા બેઠી. પણ એ વાંચી શકી નહિ. પથારીમાં પડી પણ ઊંઘ એની વેરણ બની. નજર સમક્ષ અવનવાં દૃશ્યો આવવા લાગ્યાં. શરૂ થતા પહેલાં બીજે અઠવાડિયે આવનાર ચિત્રનુ ટ્રેઈલર ! બાપ રે ! શરીર પર નહીં જ જેવાં કપડાં પહેરીને શરીરના અવનવા વળાંકો રજૂ કરતી એ અર્ધનગ્ન સ્ત્રી ! અને નેકટાઈ-કૉલર પહેરેલા પુરુષો સાથેની અશિષ્ટ એવી એમનાં પ્રેમલીલા ! પ્રેક્ષકોની વૃત્તિને ઉત્તેજીત કરે એવાં એ દૃશ્યો ! એકબીજાના બાહુપાશમાં જકડાઈ જઈ કેટલીએ પળ સુધી એકબીજાથી છૂટા ન પડવું...! અને ત્યારપછી શરૂ થયેલું 'પ્રીઝનર ઑફ ઝેન્ડા' એ ચિત્ર ! એમાં આવતું પેલું વાક્ય ! My dear Rose ..! ! બસ સતબીરને આખા ચિત્ર દરમ્યાન પેલું આગલું ટ્રેઈલર અને 'પ્રીઝનર ઑફ ઝેન્ડા' માનું પેલું વાક્ય...એ સિવાય કશું ગમ્યું નહિ, કશું યાદ રહ્યું નહિ.

અને એટલે જ રાત્રે ઊંઘમાં પણ મન પર ઊંડી છાપ પાડી ગયેલાં એ દૃશ્યો એનો પીછો છોડી શક્યાં નહિ. મોહિનદરસિંગ મોડે સુધી જાગતા હતા એટલે રસોડામાં પાણી પીવા જતાં My dear Sat bir, for a man of spirit opportunities are duties..................એવા શબ્દો કાને પડ્યા. અને એ સતબીરના ઓરડા પાસે કાન સરવા કરી કંઈક વધુ સાંભળવા અને મહિનાઓથી સતાવી રહેલ કોયડાનો ઉકેલ મેળવવા ઊભા રહ્યા. પણ એ વાક્ય પૂરું થયા પછી તો શેરીનાં કૂતરાંના ક્વચિત સંભળાતા અવાજ અને ઘડિયાળના ટક્ ટક્ કરતા અવાજ સિવાય કશું સંભળાયું નહિ ત્યારે તો ઊંઘમાં જ સતબીરે કરેલો એ લવારો મોહિનદરની મુંઝવણમાં નવો જ ઉમેરો કરી ગયો.

મોહિનદરસિંગ ઘાયલ યોદ્ધાની જેમ પલંગ પર પડ્યા અને નજીવા દેખાતા એ કોયડાનો ઉકેલ શોધી શકવા પોતે અશક્તિમાન બન્યા છે, એવી પ્રતીતિ થતાં અંદર ને અંદર સમસમી રહ્યા.

આખરે એ પ્રેમપત્રનો ભેદ ન ઉકેલાયો તે ન જ ઉકેલાયો.

અને કદાચ સત્તરમા વરસમાં પ્રવેશી ચૂકેલી સતબીરની ઉન્માદ અવસ્થાનું પણ એ પરિણામ હોય એવું ન બને? છતાં એવું કંઈ હોય તો એ ભેદ પણ અણઉકેલ્યો જ રહ્યો.

★

ભાનુશંકર ઓ. વ્યાસ

## જિન્દગીનું સ્તોત્ર

ગાશો મારી કને ના ક્વચિદપિ કરુણાપૂર્ણ
આ કાવ્યપંક્તિ:
'છે જિન્દગી કેવલ શૂન્યસ્વપ્ન.'
પળેપળ જાગતો આત્મા સદાયે કાર્યશીલ છે,
ભાસે જેવી વસ્તુઓ તેવી છે ના.
ગંભીર ને જિન્દગી સત્ત્વપૂર્ણ છે,
નહિ કદી મૃત્યુ જ લક્ષ્ય એહનું.
માટીજાયા માટીમાં ખાક થાશે—
આત્મા કાજે એવું કો'દી ન કીધું.
ન માત્ર આનંદ, ન શોક કેવળ
ના હેતુ વા અંતિમ રાહ આપણા:
કર્તવ્યમાં લીન તથૈવ રે'વું
કે આજથી કાલ
વિકાસલક્ષી નિતનિત્ય થૈ રહે.
રાત થોડી રહી વેશ ઝાઝા રહ્યા,
એથી આ આપણાં હૈયાં લોખંડી, શૂર તે છતાં
સ્મશાનયાત્રા મહીં ધીર બાજતાં
ગંભીર વાદ્યો સમ નાદ ઘૂટતા.
વિરાટ સમરાંગણે,
છેક છેલ્લા જિન્દગાનીના પડાવે,
થશો ન પશુ મૂક કે ન અહીં ત્યાંય દોર્યાં જશો
કિન્તુ થાજો વીર સંગ્રામશૂર.
ભલેને ઉજળું, ધરો નહિ યકીન ભાવિ પરે,
કાળના ગર્ભમાં છોને ભૂત સર્વસ્વ સંઘરે!
'ઉત્તિષ્ઠ, જાગ્રત,' રહો રત વર્તમાને
આત્મા ને ઈશ્વરની સાખે.
મહાપુરુષનાં વિશ્વે સત્કાર્યો જગવે સ્મૃતિ:
આ જિન્દગીય પરમોન્નત તો રચાય
ને કાળવેળુ મહીં ચિહ્ન મૂકી જવાય—
પેખી એ પદરેખાને
પ્રશાન્ત ભવસાગરે સતત ડૂબકાં મારતા
અસહાય ખલાસીઓ હૃદે
શ્રદ્ધા, ધૈર્ય નવાં ભરી શકે.
'ઉત્તિષ્ઠ, જાગ્રત' રહો રત વર્તમાને,
ઝૂઝો જંગી ભાવિની યાતનાઓ,
આસ્તે આસ્તે કદમ ભરજો પામતાં સિદ્ધિઓને,
શીખજો થોભતાં! આહુતિ શ્રમયજ્ઞની!*

* Psalm of Life નો ભાવાનુવાદ

★





અને એ એવું કોઈ સાહસ કરતાં અટકી જતી. આ પ્રશ્ન એને માટે પણ એક કોયડો જ બની ગયો.

અને સ્પીન્સ્ટર કેસ્ટોલીનોના જીવનમાં વળી ક્યાં ઓછા કોયડા હતા ? એ એકેયનો ઉકેલ હજુસુધી એ લાવી શકી ન હતી તેવી જ રીતે આ કોયડાનો ઉકેલ લાવવામાં પણ એ નિષ્ફળ નીવડી અને મહિના બાદ એણે હેડમાસ્તર સમક્ષ પોતાની નિષ્ફળતાનો ખુલ્લો એકરાર કરવો પડ્યો.

મોહિનદરસિંગ હવે વધુ હેરાન રહેવા લાગ્યા. એમના શાંત જીવનમાં જાગેલા એ ભયંકર તોફાનમાંથી જાણે બહાર નીકળવાનો કોઈ માર્ગ દેખાતો ન હતો. જૂનવાણી વિચારસરણી ધરાવનાર માતપિતા પ્રત્યે એમને જો કે નફરત ન હતી છતાં આધુનિક વિચારસરણી તરફ જ જેનું મન વધુ ને વધુ વળેલું રહ્યું હતું એવા મોહિનદરસિંગના મનમાં પણ 'દીકરી તો સાપનો ભારો' એવો કોઈ વિચાર મગજનો ભાર બનતો લાગ્યો.

મોહિનદરસિંગે પોતાનો પ્રશ્ન એ શાળાનો પ્રશ્ન બનાવી દીધો હતો છતાં એને લઈને શાળાનું કામ બગડે એ જોવા તેઓ હરગીજ તૈયાર ન હતા. વાર્ષિક પરીક્ષાઓ આવી રહી હતી અને એને માટેની તમામ તૈયારી થઈ રહી હતી. અને મોહિનદરસિંગ મોડે સુધી શાળામાં બેસી વાર્ષિક પરીક્ષાનું કામ કરી રહ્યા હતા.

સતબીરે પણ પોતાનાં પુસ્તકો સાથે દોસ્તી બાંધી દીધી હતી. આ એનું ફાઈનલ વરસ હતું અને ફાઈનલમાં પણ પ્રથમ નંબરે ઉત્તીર્ણ થવાની એની મનોકામના હતી.

એ જ વખતે શહેરના ચિત્રગૃહમાં 'પ્રીઝનર ઑફ ઝેન્ડા' ચિત્ર પડ્યું. એટલે બાલી માસ્તરના પ્રસ્તાવ પ્રમાણે કેમ્બ્રીજના વિદ્યાર્થીઓને શાળા તરફથી એ ચિત્ર જોવા જવાની રજા મળી.

વિદ્યાર્થીઓએ પુસ્તકનો અભ્યાસ કર્યો હોઈ એમને એ ચિત્ર જોવાની ભારે મઝા પડી. ખૂબ આનંદ સાથે વિદ્યાર્થીઓ થિયેટરની બહાર નીકળ્યા. મીસ કેસ્ટોલીનો સતબીરને ઘર સુધી મૂકી ગઈ નિત્યક્રમ પ્રમાણે એણે રસોઈ બનાવી. પિતાને જમાડ્યા અને પોતે વાંચવા બેઠી. પણ એ વાંચી શકી નહિ. પથારીમાં પડી પણ ઊંઘ એની વેરણ બની. નજર સમક્ષ અવનવાં દૃશ્યો આવવા લાગ્યાં. શરૂ થવા પહેલાં બીજે અઠવાડિયે આવનાર ચિત્રનું ટ્રેઇલર ! બાપ રે ! શરીર પર નહીં જ જેવાં કપડાં પહેરીને શરીરના અવનવા વળાંકો રજૂ કરતી એ અર્ધનગ્ન સ્ત્રી ! અને નેકટાઈ-કોલર પહેરેલા પુરુષો સાથેની અશિષ્ટ એવી એમની પ્રેમલીલા ! પ્રેક્ષકોની વૃત્તિને ઉત્તેજીત કરે એવાં એ દૃશ્યો ! એકબીજાના બાહુપાશમાં જકડાઈ જઈ કેટલીએ પળ સુધી એકબીજાથી છૂટા ન પડવું ..! અને ત્યારપછી શરૂ થયેલું 'પ્રીઝનર ઑફ ઝેન્ડા' એ ચિત્ર ! એમાં આવતું પેલું વાક્ય ! My dear Rose ..! ! બસ સતબીરને આખા ચિત્ર દરમ્યાન પેલું આગલું ટ્રેઇલર અને 'પ્રીઝનર ઑફ ઝેન્ડા' માનું પેલું વાક્ય...એ સિવાય કશું ગમ્યું નહિ, કશું યાદ રહ્યું નહિ.

અને એટલે જ રાત્રે ઊંઘમાં પણ મન પર ઊંડી છાપ પાડી ગયેલાં એ દૃશ્યો એનો પીછો છોડી શક્યાં નહિ. મોહિનદરસિંગ મોડે સુધી જાગતા હતા એટલે રસોડામાં પાણી પીવા જતાં My dear Sat bir, for a man of spirit opportunities are duties..................એવા શબ્દો કાને પડ્યા. અને એ સતબીરના ઓરડા પાસે કાન સરવા કરી કંઈક વધુ સાંભળવા અને મહિનાઓથી સતાવી રહેલ કોયડાનો ઉકેલ મેળવવા ઊભા રહ્યા. પણ એ વાક્ય પૂરું થયા પછી તો શેરીનાં કૂતરાંના ક્વચિત સંભળાતા અવાજ અને ઘડિયાળના ટક્ ટક્ કરતા અવાજ સિવાય કશું સંભળાયું નહિ ત્યારે તો ઊંઘમાં જ સતબીરે કરેલો એ લવારો મોહિનદરની મુંઝવણમાં નવો જ ઉમેરો કરી ગયો.



મોહિનદરસિંગ ઘાયલ યોદ્ધાની જેમ પલંગ પર પડ્યા અને નજીવા દેખાતા એ કોયડાનો ઉકેલ શોધી શકવા પોતે અશક્તિમાન બન્યા છે એવી પ્રતીતિ થતાં અંદર ને અંદર સમસમી રહ્યા.

આખરે એ પ્રેમપત્રનો ભેદ ન ઉકેલાયો તે ન જ ઉકેલાયો.

અને કદાચ સત્તરમા વરસમાં પ્રવેશી ચૂકેલી સતબીરની ઉન્માદ અવસ્થાનું પણ એ પરિણામ હોય એવું ન બને? છતાં એવું કંઈ હોય તો એ ભેદ પણ અણઉકેલ્યો જ રહ્યો.

★

ભાનુશંકર ઓ. વ્યાસ

## જિન્દગીનું સ્તોત્ર

ગાશો મારી કને ના ક્વચિદપિ કરુણાપૂર્ણ
આ કાવ્યપંક્તિ:
'છે જિન્દગી કેવલ શૂન્યસ્વપ્ન.'
પળેપળ જાગતો આત્મા સદાયે કાર્યશીલ છે,
ભાસે જેવી વસ્તુઓ તેવી છે ના.
ગંભીર ને જિન્દગી સત્ત્વપૂર્ણ છે,
નહિ કદી મૃત્યુ જ લક્ષ્ય એહનું.
માટીજાયા માટીમાં ખાક થાશે—
આત્મા કાજે એવું કો'દી ન કીધું.
ન માત્ર આનંદ, ન શોક કેવળ
ના હેતુ વા અંતિમ રાહ આપણા:
કર્તવ્યમાં લીન તથૈવ રે'વું
કે આજથી કાલ
વિકાસલક્ષી નિતનિત્ય થૈ રહે.
રાત થોડી રહી વેશ ઝાઝા રહ્યા,
એથી આ આપણાં હૈયાં લોખંડી, શૂર તે છતાં
સ્મશાનયાત્રા મહીં ધીર બાજતાં
ગંભીર વાદ્યો સમ નાદ છૂટતા.
વિરાટ સમરાંગણે,
છેક છેલ્લા જિન્દગાનીના પડાવે,
થશો ન પશુ મૂક કે ન અહીં ત્યાંય દોર્યાં જશો
કિન્તુ થાજો વીર સંગ્રામશૂરા.
ભલેને ઊજળું, ધરો નહિ યકીન ભાવિ પરે,
કાળના ગર્ભમાં છોને ભૂત સર્વસ્વ સંઘરે!
'ઉત્તિષ્ઠ, જાગ્રત,' રહો રત વર્તમાને
આત્મા ને ઈશ્વરની સાખે.
મહાપુરુષનાં વિશ્વે સત્કાર્યો જગવે સ્મૃતિ:
આ જિન્દગીય પરમોન્નત તો રચાય
ને કાળવેળુ મહીં ચિહ્ન મૂકી જવાય—
પેખી એ પદરેખાને
પ્રશાન્ત ભવસાગરે સતત ડૂબકાં મારતા
અસહાય ખલાસીઓ હૃદે
શ્રદ્ધા, ધૈર્ય નવાં ભરી શકે.
'ઉત્તિષ્ઠ, જાગ્રત' રહો રત વર્તમાને,
ઝૂઝો જંગી ભાવિની યાતનાઓ,
આસ્તે આસ્તે કદમ ભરજો પામતાં સિદ્ધિઓને,
શીખજો થોભતાં! આહુતિ શ્રમયજ્ઞની!*

---

* Psalm of Life નો ભાવાનુવાદ

★





સુરેશ ગાંધી

# શ્રાવણની મોરલી

નૃત્ય ગીત નાટિકાઓ સજવાતી જોવી એ પણ એક લહાવો છે. પણ એના રચનાર પાસેથી એ મળે ત્યારે એ વાંચવી—ઉપરાંત સજવવા માટે.પ વાચવી એ લહાવો નથી? ગીતનાટિકાઓના જાણીતા રચયિતા અહીં એવી જ એક કૃતિ રજૂ કરે છે........

[ સાખી ]

કોકિલ મંજુલ બોલી ઊઠ્યો
　　આંબલીઆની ડાળે,
શ્રાવણની મોરલીઓ વાગી
　　રસરસીયાને માળે.

લીલી મોહક ચુંદડી ઓઢી
　　વરણાગી વર્ષાએ
ઘુંઘટડામાં મલકી આછું
　　જોઈ નાવલીયાને.

[ નૃત્ય ગીત ]

એની ભાતીગળ ચુંદડી લહેરાય
શરમાતી પાંપણમાં પ્રીતીનું ગીત ઢળે
　　અંતરમાં ઊર્મિ ઢોળાય,
કીકીના કાજળમાં રૂપેરી સોણલાં
　　આવે આવે ને ઊડી જાય,
ચંપાની ડાળ જેમ દેહ ઊડે ડોલી
　　ફૂલડાંની ફોરમે ફોરાય,
એની ભાતીગળ ચુંદડી લહેરાયઃ

મનના મોરલીઆને મળવા અધીરી
　　મનડાને માળે મુંઝાય,
શ્રાવણના સૂરોમાં સાંભરતો સાંવરીયો
　　તનડાના તારો છેડાય,
એની ભાતીગળ ચુંદડી લહેરાયઃ

[ સાખી ]

રંગભીની રાધિકા જેવી
　　આવી વર્ષારાણી
અલબેલા શ્રાવણને જોઈ
　　આંખડીઓ શરમાણી :

બોલી 'યુગયુગથી' હું પ્યાસી
　　તારી ગીત સુધાની
છલછલ વરસાવો એ કરુણા
　　પ્રીતમ પ્રીત ઉદાસી :

[ નૃત્ય ગીત ]

આજ શ્રાવણીઓ મોરલી વાય રે
　　મારું અંગ અંગ રૂમઝુમ થાય રે,
મોરપીંછાંનો વીંઝણો વાય રે,
　　બોલી નાગરવેલ શરમાય રે

લાખ લાખ ઊર્મિ આવીને ઢળતી
　　એ ઢળી સરી સરી જાય રે
નેનરીયા મારાં નાચે નર્તનમાં
　　અંતરની આભા ઢોળાય રે
આજ શ્રાવણીઓ મોરલી વાય રે :

સાંવરીએ એના સૂરે જગાડી
　　વનવનની વનરાઈ રે,
વર્ષા અધીરી દામની હૈયું
　　પ્રીતમ મળવા જાય રે,
આજ શ્રાવણીઓ મોરલી વાય રે :
પ્રીતિના પૂર સાગર ઊમટે
　　જીવનરસ છલકાય રે,
કોણ વરણાગીએ વેણુને છેડી
　　મનડું ઢળી ઢળી જાય રે
આજ શ્રાવણીઓ મોરલી વાય રેઃ

[ સાખી ]

ને વર્ષાનું હૈયું બોલ્યું
　　તારી યાદ ભરીને
બેઠી'તી હું પગદંડીમાં
　　પગલાં સાંભળવાને :



[ નૃત્ય ગીત ]

ઓલ્યો શ્રાવણ આવે
ઓલ્યો શ્રાવણ આવે
કોઈ રૂમઝુમ ઢોલ બજાવે
ઓલ્યો શ્રાવણ આવે
ઓલ્યો શ્રાવણ આવે :

છોગું ઉલાળતો આવે ઢોલીડો
પ્રીતનાં ગીતડાં ગાવે,
કાળા કાળા કંચવાએ નાચંતી વાદળીઓ
રાસની ધૂન મચાવે,
ઓલ્યો શ્રાવણ આવે
ઓલ્યો શ્રાવણ આવે :

જાણે તોરણીએ આવ્યો વરણાગી
મેઘાડંબર ગાજે રે,
આસોપાલવ કરતાલ બજાવી
મલ્હાર રંગમાં નાચે
ઓલ્યો શ્રાવણ આવે
ઓલ્યો શ્રાવણ આવે :

[ સાખી ]

શ્રવણ પડી શ્રાવણની વેણું
ગાજ્યો નભમાં મેઘ,
ઝરમર ઝરમર વરસ્યો જાણે,
પ્રીતનો આવેગ :

[ નૃત્ય ગીત ]

ઓલ્યો મેહુલીઓ વરસીને જાય,
મેહુલીઓ ઝરમર વરસી જાય:
પૂરવની વાદળી વીંઝણો ઢોળે
દખ્ખણની ભીંજવે કાય,
મેહુલીઓ ઝરમર વરસી જાય :

કાળી કાળી એની આંખડીનાં કાજળ
લેરખડી જુવે છે વાટ
મેહુલીઓ ઝરમર વરસી જાય :

ઝબકે વીજલડી આકાશી ઝબકે
અંતરમાં કોણ આવી ઝીણું ઝીણું મલકે
રૂમઝુમ વાગે સીતાર
મેહુલીઓ ઝરમર વરસી જાય :

[ સાખી ]

શ્રાવણ ને વર્ષાનું મિલન
મેઘ મલ્હારે કીધું.
વરસીને વિજોગી ઉરને
રસમાં રસબસ કીધું :

બોલી વર્ષા: પ્રીતમ આજે
પુલકિત પ્રાણે પ્રાણે
નાચે જીવનની આ વીણા
શ્રાવણ તારા ગાને : '

[ નૃત્ય ગીત ]

પ્રીતમ મોહી રહી રે હું તો ભૂલીને ભાન
તેં તો છેડી દીધો રે આજે પ્રીતનો રાગ
જાગી વીણા જાગ્યા આશાનાં ગાન,
પ્રીતમ મોહી રહી રે હું તો ભૂલીને ભાન :

ગુંજન રેલાવે કાને
હૈયું ડોલાવે તાને,
પડછંદા પ્રાણે પ્રાણે થાય રે
પ્રીતમ મોહી રહી રે હું તો ભૂલીને ભાન :

વૃક્ષો વેલડીઓ ડોલે
કુંજ કુંજ ચડતી ઝોલે
ડોલે પ્રીતિ પરાગ અનુરાગે રે
પ્રીતમ મોહી રહી રે હું તો ભૂલીને ભાન :

વેણુના સૂર વાગે
ઝાંઝર રૂમઝુમ બાજે,
મનડું નાચે રે સુણી સોનેરી તાન
પ્રીતમ મોહી રહી રે હું તો ભૂલીને ભાન :







કાલચંદ અમૃતલાલ ગગલાણી

# અલમોડા જતાં

ઈરીટ્રિયાના પાટનગર આસમારામાં રહેતા આ પ્રવાસવર્ણનના લેખક ત્યાંની સાંસ્કારિક પ્રવૃત્તિઓના કેન્દ્ર જેવા છે. દક્ષિણામૂર્તિ અને શાંતિનિકેતનમાં ઘડાયેલા છે ત્યાંના યુરોપિયનોના બનેલા પહાડખેડુઓના મંડળના એ એક જ હિંદી સભ્ય છે. પહાડો ચઢવાના શોખીન છે.........

'કેમ હજુ કૂલી ન આવ્યા? આવવાનું તો પાંચ વાગે કહેલું. અને અત્યારે તો સાત વાગવા આવ્યા, અને હજુ તો તેમનાં આગમનનાં કશાં ચિહ્નો જણાતાં નથી હું તો કાલે જ કહેતો હતો કે આપણે કૂલીની આશા છોડી દઈ જાતે જ કૂલી બની જવું. અથવા તો પછી ચાલતા જવાનું માંડી વાળી મોટરમાં જઈએ. હવે કંઈક પણ નિર્ણય કરી લેવો જોઈએ. ચાલતાં જવાનો આનંદ જો ન ગુમાવવો હોય તો એક માર્ગ છે. અને તે સૌ પોતાને જરૂરી સામાન ઊંચકી લઈએ. અને બાકીનો મોટરમાં રવાના કરી દઈ તુરત પ્રસ્થાન કરીએ. બાકી જેમ તડકો વધતો જશે તેમ આ પહાડમાં ચાલવું આકરું પડવાનું. બોલો શું કરીશું?' આમ રમેશભાઈએ આલમોડા જવા માટે પોતાની યોજના સૌ સમક્ષ રજૂ કરી. અમે તો સૌ કાઠગોદામના ડાકબંગલાના આંગણામાં ઊગતા 'સૂર્ય'નાં બાલ-કિરણો ઝીલતા, પહાડનું સૌંદર્ય નિહાળતા, ઠંડી ઊડાડતા અને ગપ્પાં મારતાં બેઠા હતા. પણ રમેશભાઈની આ વાત સાંભળી સૌ વિચારમાં પડ્યા.

અમે હજુ કોઈ પણ ચોક્કસ નિર્ણય પર આવીએ તે પહેલાં તો ડાકબંગલાના ચોકીદાર પંડિત રામદત્તજી આવી પહોંચ્યા. કૂલી વિષેની છેલ્લી આશા તેમના પર હતી. અમે તેમને તે વિષે પૂછીએ એ પહેલાં તો તેમણે જ વાત શરૂ કરી: 'કોઈ કૂલી આવવા તૈયાર નથી. મેં આટલો પ્રયત્ન કર્યો એટલું જ, બાકી અત્યારે અલમોડા જવાની મોસમ જ નથી, એટલે અહીંથી કૂલી મળવા મુશ્કેલ. અત્યારે તો અલમોડાથી સૌ કોઈ નીચે આવે તેને બદલે તમે આ ઠંડીમાં અલમોડા જવા આવ્યા છો. ગરમીમાં કેમ નથી આવતા? ઠીક ત્યારે હવે એમ કરો, અહીંથી મોટરમાં જાઓ અને પછી વળતી વેળા જો ચાલવાની હોંશ રહી હોય તો ચાલતા આવશો. ત્યાંથી તો જોઈએ તેટલા કૂલી મળવાના આવી ઠંડીમાં નકામા. હેરાન થવા શાને ઈચ્છો છો!'

પંડિતજી ખૂબ ભલા આદમી છે. અમારે રહેવા, ખાવા, અને ફરવાની ખૂબ સુંદર વ્યવસ્થા કરેલી. ગઈ કાલના અમે આવ્યા ત્યારથી અમારા માટે કૂલીની શોધમાં અત્યાર સુધી ભટક્યા હતા. બે ત્રણ કૂલી લાવેલા અને બધું નક્કી કરી આજે વહેલી સવારે આવવાનું કહેલું. પણ હજુ સુધી તેમનાં દર્શન જ થયાં નહિ. એટલે પંડિતજી તેમને શોધવા નીકળેલા. શોધનું પરિણામ તો તેમણે આપણને જણાવી જ દીધું.

એમને અમારો ચાલતા જવાનો આગ્રહ વિચિત્ર લાગતો હતો. કારણ કે અહીં આ શીતળ ટેકરી પર હવા ખાવા આવનારા શોખીનોમાંથી ભાગ્યે જ કોઈને ચાલતા જતો જોયો હોય. ચાલતા જવાનું તો તેમના જેવા પહાડીઓ માટે જ હોઈ શકે અને અમારા જેવા પૈસાદાર માણસોએ તો મોટરમાં જ જવું જોઈએ તેમ માનતા.

અમે એમની એ સર્વ માન્યતા દૂર કરી, અમારી ચાલતા જવાની યોજના તેમને સમજાવી ત્યારે તેમણે ખુશ થઈ જઈને કહ્યું: 'વાહ! ઘણું સુંદર! જો કે મને તો એવી આશા હતી નહિ. છતાં તમે સૌ આટલા ઉત્સાહથી આ વાત કરો છો એ જાણી આનંદ થાય છે. હું મારાથી બનતી બધી મદદ કરીશ. તમારો જરૂરી સર્વ સામાન જુદો કરી બાકીનો મને સોંપી દો એટલે હું તે તમારી પહેલાં જ અલમોડા પહોંચતો કરી દઉં.'

કાઠગોદામથી અલમોડા મોટરમાર્ગે ૮૨ માઈલ થાય જ્યારે પગરસ્તે માત્ર ૩૭ માઈલ છે. અમને આ ૩૭ માઈલ ચાલવાનું વધારે પસંદ આવ્યું કારણ કે



મોટરમાં તો અહીંથી ઊપાડીને પલકમાં અલમોડા પહોંચાડી દે. તો એમાં પ્રવાસની મઝા ક્યાં રહી! અને માલની ગુણની જેમ ખડકાઈને મોટરમાં જવા કરતાં પગે ચાલીને જવું એ વધારે પસંદગીને પાત્ર નથી શું?

આમ રમેશભાઈની યોજના પ્રમાણે સૌએ પોતા પૂરતો માર્ગમાં જરૂરી ઓઢવા માટેનો સામાન ઊચકી લીધો. ૩૭ માઈલના પંથમાં ત્રણ મુકામ કરવાના હતા અને ચોથે દિવસે તો અલમોડા પહોંચી જવા ધારેલું, એટલે વધારે સામાનની કશી જરૂર હતી નહિ. બરાબર સાડાઆઠે પ્રસ્થાન કરી શક્યા.

પંડિતજી અમારી સાથે માર્ગમાં આવનારાં રળીઆમણાં સ્થળો વિષે વાતો કરતા ક્યાંય સુધી અમને દૂર દૂર પર્વતની ગોખ તરફ આંગળી ચીંધતાં બતાવ્યું: 'પેલું રહ્યું તે ભીમતાલ—તમારો પહેલો મુકામ ત્યાં કરવાનો.—' અને તેઓએ અમારી વિદાય લીધી.

*

કાઠગોદામ ગોલાનદીના કાંઠે છેલ્લું રેલ્વે સ્ટેશન છે. જેમ મીલ માલેકોએ મજૂરોને શોષી લઈ, તેના જીવન શુષ્ક અને નિઃરસ બનાવી દીધા છે, તેમ આ બિચારી 'ગોલા' નદી પર બંધ બાંધી તેના નીર ને હીર શોષી લઈ, તેનું સર્વ સૌંદર્ય નષ્ટ કર્યું છે. તેના પર સમસ્ત સીમેન્ટ કોંક્રીટનો સુંદર કમાનવાળો પૂલ બાંધ્યો છે. જ્યારે ગોલા બંને કાંઠે છલકાતી વહેતી હશે ત્યારે આ પૂલ કેવો ભવ્ય ભાસતો હશે! અમે જેમ જેમ આગળ ચાલતા ગયા અને જ્યારે બંધ પણ વટાવી જઈ આગળ નીકળ્યા ત્યારે 'ગોલા' પર્વતની ઓથેથી જોશભેર દોડતી દોડતી આવતી નજરે પડે છે. અને ત્યારે જ તેનું ખરું સૌંદર્ય નિહાળી શકાય છે.

કાઠગોદામથી દોઢ માઈલ પર 'રાણી બાગ' સુધી તો પાકી ડામરની સડક મળે છે. ત્યાંથી આગળ પહાડી રસ્તો શરૂ થાય છે. અમે ત્યાં સુધી તો ખૂબ ઝડપભેર આવી પહોંચ્યા અને અમારી આવી ઝડપથી અમે પણ વધારે ઉત્સાહિત બન્યા અને 'ભીમતાલ' જલદી પહોંચી જઈશું એમ ધાર્યું. ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઠીક ઠીક ઊંચાઈએ પહોંચ્યા. હવે તડકો પણ ધીમે ધીમે વધવા માંડ્યો, આથી સૌના ગરમ કોટ એક પછી એક એમ શરીર પરથી ઊતરીને ખભે લટકવા માંડ્યા. જેમ ઊંચે ચઢતા ગયા તેમ તેમ થાક પણ લાગવા માંડ્યો. પણ ઊંચા શાલ–વૃક્ષમાં થઈને વાતો શીતલ પવન નીચે ખીણમાંથી સર્પાકારે વહેતી ગોલા નદી, અને આસપાસનું સૃષ્ટિ-સૌંદર્ય મનને આરામ આપતાં અને થાક હરી લેતાં.

*

ભાનુશંકરભાઈ રહ્યા ચિત્રકાર, એટલે એમને અમારા સૌ કરતાં ચિત્રકલાના સામાનનો થેલો વધારાનો હતો. અત્યારે એ થેલો એક હાથમાંથી બીજા હાથમાં અને બીજા હાથમાંથી ખભ્ભે, વળી ખભ્ભેથી દોરીમાં પરોવીને છેલ્લે કમ્મરે આવ્યો હતો. અમે તો જ્યારે કાઠગોદામથી નીકળ્યા ત્યારે જ એમનું ધ્યાન ખેંચેલું કે આવડો થેલો પ્રવાસમાં ભારે પડવાનો! પણ ત્યારે તો જવાબ મળેલો: 'ભેંસનાં શીંગડાં ભેંસને ભારે પડે ખરાં કે?'

હવે તો ગોલા નદી પણ અદૃશ્ય થઈ ગઈ, અને ઠંડો પવન પણ બંધ થયેલો. રહ્યો માત્ર માથે તપતો સૂર્ય, નીલઘેરું આકાશ અને ઊંચે ને ઊંચે લઈ જતો પહાડી રસ્તો. હજુ તો માંડ અર્ધે પહોંચ્યા હોઈશું. સૌની વહેલા 'ભીમતાલ' પહોંચી જવાની આશા લોપ પામવા માંડી હતી.

'કેમ ભાનુભાઈ થાકી ગયા કે? આટલા બધા પાછળ કેમ પડી ગયા! ચાલો ચાલો સૌની સાથે થઈ જાઓ.' મેં પાછળ રહી ગયેલા ભાનુભાઈને બૂમ પાડી બોલાવ્યા.

'એ તો હું પેલી પગદંડીએથી માથે ખડનો ભાર લઈને ઊતરતી બાઈને જોતો હતો.' ભાનુભાઈ દોડીને સાથે થઈ જતા બોલ્યા, 'જબરી છે હોં! આટલો ભાર માથે લઈને આવી સીધી પગદંડી પરથી ઊતરવું





એ કઈ સહેની વાત નથી હુ તો કઈ ભાર ઉપાડયા વિના પણ એ પગદંડી પર જવા હિંમત ના કરુ '

ઠીક ઠીક ચાલો જલદી આ પહાડમાં તો એવી અનેક બાઈઓ જોવા મળશે અને સાથે ચાલવા માંડયા

*

આ પહાડમાં બે પાંચ બે પાંચ માઈલના અંતરે નાનાં નાનાં અનેક ગામડાં આવે છે આ ગામડાં એટલે કે પાંચ દસ ઘર-ઝૂપડાંનો સમૂહ અને નાની દુકાન આવી દુકાન ગામડાના લોકોની જરૂરીઆતની વસ્તુ પૂરી પાડે આવી દુકાનોમાં વીશી સામાનથી માંડીને ચા દૂધ દહીં પણ મળે અને કાપડ જોઈતું હોય તો તે પણ મળી જાય અમે એવા એક ગામડાની દુકાને પહોંચ્યા ત્યાં આરામ લેવા અને ભાનુભાઈની રાહ જોવા બેઠા દુકાનદારને ૭ પ્યાલા દૂધ તૈયાર કરવાનુ કહી અમે વાતોએ વળગ્યા

' ભાનુભાઈ જો આમ ઠેઠ સુધી કરશે તો આપણે અનમોડા અઠવાડિયે પણ માંડ પહોંચવા પામીશ' મહેશે કહ્યુ ' શુ થાય ! હવે કઈ અધેથી છૂટા પડી જવાય છે ? એ તો એમ જ ચાલે કેઈ માણસ ઉતાવળે ચાલી શકે અને કોઈ ધીમે કોઈ જલદી થાકી જાય અને કોઈ ઓછુ થાકે બાકી ભાનુભાઈ વિના પ્રવાસમાં આટલો આનંદ કોણ પૂરવાનુ ! લો આ આવી પહોંચ્યા સાથે સુરેશભાઈ પણ તેમની સાથે જ છે ને શુ ! એ પણ થાકયા લાગે છે

દૂરથી ભાનુભાઈ અને સુરેશભાઈ તેમના સાડત્રણ મણનો ઓવરકોટ અને દોઢ મણનો ધાબળો ઊંચકીને "હસતા આવતા" હતા બંનેના મોં તાપથી અને થાકથી લાલ લાલ થઈ ગયાં હતાં

' કેમ સુરેશભાઈ, તમે પણ આખરે થાકયા કે ?' મે હસતા હસતા પૂછયુ

"તેમણે પણ હસવાનો પ્રયત્ન કરી જવાબ આપ્યો, "ના રે ના ! એ તો ભાનુભાઈ થાકેલા અને એકલા પડી ગયેલા એટલે મે ધાર્યું કે તેમની સાથે રહુ તો તેમને ઠીક પડશે '

' ઠીક ઠીક હવે એ વાત છોડી દઈ, આ દૂધને ન્યાય આપવા માંડો ' રમેશભાઈએ દૂધના પ્યાલા સૌની સમીપ મૂકતા મૂકતા કહ્યુ

સૌ દૂધ પી રહ્યા એટલે ભાનુભાઈએ જરા ગંભીર બની વાત શરૂ કરી ' આપણે એમ કરીએ તો ! હુ અહીંથી આ ખચ્ચરવાળા જોડે પાછો કાઠગોદામ પહોંચી જાઉં અને કાલે સવારે મોટરમાં અલમોડા આવુ પછી તમે તો ચાલતા તુરત જ આવી પહોંચશો બાકી આમ તમને કયાં સુધી હેરાન કરવા ! ઉપરાંત હુ પણ થાકયો છુ મારી હિંમતે ખૂટી છે અને ઉત્સાહ પણ રહ્યો નથી આમાં મને તો તમારુ 'ભીમતાલ' કયાંય દેખાતું નથી તમને બધાને શું લાગે છે ?'

અમારા સૌની મજાક ક્યાંય ઊડી ગઈ અને સૌ વિચારમાં પડયા

' હવે અધેથી તમે આમ પાછા ફરો એ તો જાણે ઠીક ન કહેવાય વળી થાક તો સૌને લાગે, કોઈને વધારે ને કોઈને ઓછો એમાં કોઈને તમારા લીધે હેરાન થવા જેવુ છે નહિ

' વળી તમને અધીં થાક તો તમારા આ સામાનથી લાગે છે એટલે એ સામાન અમને આપી દો આગળ જતા કયાંય કૂલી મળશે તો કરી લઈશું તમે નિરાંતે ચાલતા આવો, વગર સામાને લહેરથી ચાલી શકશો

રમેશભાઈએ માર્ગ કાઢયો ભાનુભાઈને પણ આ વાત કંઈક ગળે ઊતરી ખરી અને ' ના ' ' હા કરતા સામાન પણ અમે ઊંચકી લીધો આમ ફરી મજાક કરતા આગળ ચાલવા માંડયા

*

આખરે જેમ તેમ કરીને પણ મે વાગે ભીમતાલ પહોંચી ગયા નિયત મુકામે પહોંચી જવાથી અને કુદરતની રમણીયતાથી સૌને આનંદ થયો અને



આરામ મળ્યો, પ્રવાસનો આ પ્રથમ દિન હોવાથી સૌને ઓછો વધતો થાક લાગેલો, પણ ભીમતાલની શીતલતાએ એ સર્વ ભૂલાવ્યું.

ઊંચા ઊંચા પર્વતોની આ ઊંડી ખીણમાં સરોવર 'ભીમતાલ' લાંબુ થઈને સૂતું છે. 'ભીમતાલ'નું નીલવર્ણું, શીતલ અને શાંત જલ પર્વતોની ભેખડ આરસી સમ બન્યું છે.

ગામ સરોવરના કિનારે કિનારે જ વસ્યું છે. એટલે ગામની પહોળાઈ કરતાં લંબાઈ જ વધી જાય. આમ ગામ ગમે તેટલું વિસ્તરવા ઇચ્છે, તોયે લંબાઈમાં જ વિસ્તાર પામી શકે.

અગાઉ વિચાર્યા પ્રમાણે, રાત્રે જ બે કૂલીને અમારો સામાન ઊંચકાવવાનું ઠરાવીને બીજે દિવસે વહેલી સવારે આવવાનું નક્કી કરી, ખાઈ પરવારીને ઊંઘી ગયા.

*

સવારે કૂલીઓની કેટલીયે રાહ જોયાં છતાં ન આવ્યા તે ન જ આવ્યા. વધારે મોડું કરવાથી તડકામાં ચાલવું કેટલું કઠીન બને છે, એ અનુભવ સૌનો તાજો જ હતો, એટલે છેવટે ગઈ કાલની જેમ જ જાતે કૂલી બની જઈને અમારા બીજા મુકામ 'રામગઢ' તરફ કૂચ આરંભી દીધી.

ભીમતાલ સમુદ્રની સપાટીથી લગભગ સાડાચાર હજાર ફીટ ઊંચુ છે. હવે લગભગ બીજા ત્રણેક હજાર ફીટ ઊંચે ચડવાનું હતું. અને એટલી ઊંચાઈએ ચડ્યા પછી ફરી નીચે ઊતરતા ઊતરતા રામગઢ પહોંચવાનું હતું.

આ પહાડમાં સપાટ પ્રદેશ મળવો મુશ્કેલ. ક્યાંયે સપાટ કે સીધો માર્ગ મળવાની આશા રાખવી વ્યર્થ. જ્યાં જુઓ ત્યાં ઊંચા ઊંચા અડીખમ પર્વતો હારબંધ ઊભા હોય. આ પર્વતો ચડો અને ઊતરો, એટલે એક ગામથી બીજે ગામ જઈ શકાય. આ રીતે 'રામગઢ'નો માર્ગ ગઈ કાલ કરતાં સહેજ આકરો હતો.

તેમાંયે ખાસ કરીને ભાનુભાઈ માટે તો આ ચડાણ ચડવાં એ એક મહા મુશ્કેલ કામ હતું.

અમે તો કુદરતની કલા નીરખતા નીરખતા આગળ ને આગળ ધપ્યે જતા હતા. ચડી ચડીને જ્યારે થાકતા ત્યારે એક ધારે ઊભી જઈને, ઊંડી ઊંડી ખીણ નિહાળતા, અને તેમાં પથરાયેલી અખૂટ વનરાજી, નાનાં મોટાં ઝરણાં, અને જલધોધનું સૌંદર્યપાન કરતા અને તે અમારો થાક હરી લેતા.

હવે પાઇન વૃક્ષોની શરૂઆત થઈ ગયેલી. અને જેમ જેમ ઊંચે ઊંચે પહોંચતા ગયા તેમ તેમ આ ગગનચૂંબી વૃક્ષોનું જંગલ ગાઢ ને ગાઢ બનતું ગયું. પર્વતની ધારે ધારે પગથીઆકારે ખેતરો નજરે પડે, અમે આવા એક ખેતર નજીક પહાડી દંપતી કેટલા કષ્ટથી ખેતર ખેડી રહ્યા હતા એ જોતાં ઊભા. થોડી વારે ભાનુભાઈ હાંફતા હાંફતા આવી પહોંચ્યા. એટલે મહેશે જરા ટકોર કરી, 'કેમ ચડાણ આકરું પડ્યું લાગે છે, ખરું ને ભાનુભાઈ?' અને પછી તેણે દૂર ઊંચે પર્વતની ટોચ બતાવતાં કહ્યું: 'હજુ તો આપણે ઠેઠ ત્યાં પહોંચવાનું છે, હિંમત છે ને?' ભાનુભાઈ હવે અમારી પાસે હારી જાય તેવા નહોતા રહ્યા. તેમણે એ વાત જ ઊડાવી દઈને કહ્યું: 'આ જુઓને 'ઘનઘોર ઘટા છાઈ રહી' એનું સૌંદર્યપાન કરતા કરતા ધીમે ધીમે ચાલ્યાં આવવું છે. તમારા જેવા કલાહીન લોકોને આ કુદરતની કલા ક્યાંથી સમજાય!' મહેશે બતાવેલી ટોચ પર જ્યારે પહોંચ્યા ત્યારે નીચેનું સમગ્ર દૃશ્ય હૃદયંગમ લાગતું હતું. દૂર દૂર ઊંડી ખીણમાં સૂતેલું ભીમતાલ અહીંથી ખૂબ સુંદર લાગે છે. સૂર્યના પ્રકાશથી આખું તાલ ચમકી રહ્યું હતું. પાઈનનું ગાઢ જંગલ અને પર્વતની અન્ય વનશ્રી અહીંથી તો બધું એકમેક થઈને અવનવા રંગો અને ફૂલબુટ્ટાથી કુદરતે સૃષ્ટિ પર બિછાવેલો સુંદર ગાલીચો જ હોય તેમ ભાસે. દૂર દૂરથી સર્પાકારે પર્વતને વીંટળાતો માર્ગ જોઈ ને ભાનુભાઈથી બોલી જવાયું 'અધધ, આટલા ઊંચા પર્વતો ઓળંગીને આપણે સાચે સાચ આટલે ઊંચે આવ્યા છીએ!'

*





આમ એક પહાડ પરથી બીજા પર અને બીજા પરથી ત્રીજા પર એમ અનેક પહાડો ઓળંગતા ઓળંગતા અમે લગભગ સાતેક હજાર ફીટની ઊંચાઈએ પહોંચ્યા. જેમ સિનેમાના પડદા પર, આંખ મીંચીને ઊઘાડીએ તેટલી વારમાં એક દૃશ્ય પલટાઈ જઈ બીજું દૃશ્ય ખડું થઈ જાય છે તેમ આટલી ઊંચાઈએ પહોંચ્યા ત્યારે પર્વતની બીજી બાજુનું સમગ્ર દૃશ્ય, આગળના દૃશ્યથી પલટાઈ જઈ કોઈ અદ્ભુત દૃશ્ય અમારી આંખ સામું ખડું થયેલું જોયું. મેઘાચ્છાદિત ધવલ હિમાદ્રિના દેવોના મુકુટ સમ સોનેરી તથા રૂપેરી રંગો અમારી દૃષ્ટિ સમીપ ખડા થયા. આ દૃશ્ય ભાનુભાઈ માટે તો પ્રથમ જ હતું. એટલે પહેલાં તો કેમે કરી માને જ નહિ કે જે સામે દેખાય છે તે હિમ છે છતાં તેમને આ દૃશ્ય તો અદ્ભુત લાગેલું જ. એટલે તુરત જ તેના થેલામાંથી પીંછી તથા રંગપેટી કાઢી તે દૃશ્યને કાગળ પર ઉતારવા મંડી પડ્યાં.

એ સ્થળનું નામ 'ગાગર.' ત્યાંનો દૂધ દહીં ખૂબ વિખ્યાત છે. માણસ તે પીતાં ન ધરાય તેવા દૂધ-દહીંની એક બે દુકાનો સિવાય 'ગાગર'માં બીજું કશું નથી.

ભાનુભાઈ તો આ સ્થળ જોઈને અને દૂધ પીને એટલા બધા ખુશમિજાજમાં આવી ગયા કે હવે આગળ જવાનું છે કે કેમ તે સાવ ભૂલી જ ગયા.

ગાગરથી નીચે ઊતરીએ એટલે રામગઢ આવે. ત્યાંથી જ ખીણમાં પથરાયેલું રામગઢ દેખાય છે. આમ 'રામગઢ' આટલું નજીક દેખાવાથી અને 'ગાગર'નું અમૃત સરીખું દૂધ પીધા પછી સૌના પગમાં અજબનું જોર આવી ગયું હતું. ત્યારે તો ભાનુભાઈ પણ લગભગ અમારી સાથે જ રહેતા.

જેટલો થાક ચઢાણ ચડવામાં લાગેલો એ કરતાં વધારે થાક આ 'રામગઢ'નો ઢોળાવ ઉતરતાં લાગ્યો: કારણ કે ઢોળાવ ઉતરતી વેળા ચાલવા કરતાં દોડતા પગને ધીમા પાડવામાં જ અર્ધો થાક લાગતો. ભાનુભાઈ પણ તોબા પોકારી ગયેલા અને ધીમેકથી બોલ્યા: 'આ કરતાં તો ચઢાણ વધારે સારું.'

'રામગઢ'ના બે ભાગ છે. એક 'મલ્લા રામગઢ'— એટલે કે ઉપરનું—અને બીજું 'તલ્લા રામગઢ'— એટલે કે તળેટીનું—અમે જ્યારે 'મલ્લા રામગઢ' પહોંચ્યા ત્યારે તપાસ કરતાં જણાયું કે ત્યાં રહેવા તથા જમવાની વ્યવસ્થા ભાગ્યે જ મળે તેમ હતું. અને પૂછતાં જણાયેલું કે 'તલ્લા રામગઢ'માં નવી ધર્મશાળા બંધાઈ છે. એટલે ત્યાં રહેવા ખાવાની સારી વ્યવસ્થા મળશે ત્યારે બાર તો વાગી ગયેલા, છતાં ન છૂટકે આગળ ચાલવું પડ્યું. ત્યારે ધોમ ધખતા તાપમાં કોઈને 'રામગઢ' પહોંચવા સિવાય કુદરતને નિહાળવા કે વાતો કરવાનો ઉત્સાહ રહ્યો ન હતો. તેમયે આ ઢોળાવ અજબ જેવો. કેમે કરી માર્ગ ખૂટે જ નહિ અને 'રામગઢ' આવે નહિ. સૌ થાક્યા અને કંટાળ્યા પણ ખરા. આખરે ઢસડાતા, પડતાં, આખડતાં બે વાગે 'તલ્લા રામગઢ' પહોંચી ગયા. અને માંડ માંડ નવી ધર્મશાળા શોધી મુકામ કર્યો પછી પ્રશ્ન રહ્યો ક્ષુધા તૃપ્ત કરવાનો. આખું ગામ ભટક્યા પણ ક્યાંય કંઈ તૈયાર ખાવાનું ન મળ્યું. એટલે છેવટે સ્વયંપાક કરવાનું જ સ્વીકાર્યું. 'સ્વયં-પાક જેવી મઝા છે શામાં?' એમ સૌએ બોલીને તેને અંગેની સર્વ તૈયારી કરવા માંડી.

ધર્મશાળામાં અમારી બાજુના ઓરડામાં એક બાઈ રહેતાં હતાં. તેમને જોઈને ભાનુભાઈને એક વિચાર સ્ફુર્યો. અને તે એ કે રસોઈ હાથે પકાવવાની ટાળી દઈને આ બાઈને જ ભળાવી દેવું ભાનુભાઈને કોઈ વિચાર કે કલ્પના આવે એટલે તેને અમલમાં મૂકવાં માટે થોભવાનું પસંદ ન હતું. આથી તુરત જ એ બાઈને ઉદ્દેશી પોતાની હિંદી ભાષામાં પ્રશ્ન પૂછ્યો: 'માતાજી, હમેરી છે આદમી કી રસોઇ પકાવોગે? હમ લોગ ભીમતાલસે આતે હે ઔર ખૂબ થક ગયા હે.' માતાજીએ પ્રશ્નના ઉત્તરમાં રુદન શરૂ કર્યું. અમે સૌ તો આશ્ચર્યથી દિગ્મૂઢ જેવા બની ગયા. થોડી વારે જ્યારે આંસુ લૂછીને અમને હિંદીમાં જ જે કંઈ



કહ્યું તેનો સાર આટલો હતો :

અમને જોઈને તેમને પોતાનો એકનો એક પુત્ર યાદ આવેલો તે બી. એ. માં અભ્યાસ કરતો હતો, અને તે અભ્યાસ પૂરો કરે તે પહેલાં જ તેમને નિરાધાર સ્થિતિમાં મૂકીને સ્વર્ગે સીધાવી ગયો હતો. અમારામાં તેમના પુત્રની છબી દેખાણી અને રડી પડેલાં. છેવટે આમ કરવા બદલ અમારા સૌની ક્ષમા માગી અને અમને સૌને પોતાના પુત્ર સમ લેખી રસોઈ કરવામાં મદદ કરવાનું કહ્યું.

આ કરુણ કથની તેમના મુખેથી એકશ્વાસે સાંભળી અમે સૌ જડવત્ ઊભા જ રહ્યા.

પછીથી તો તેમણે ખૂબ હોંશપૂર્વક અમને રસોઈમાં મદદ કરી. અમે બધાએ કેટલીયે વાર કહ્યું કે, 'હવે વધારે મહેનત લો નહિ, અમે બધું કરી લઈશું.' ત્યારે જવાબમાં હસતાં હસતાં કહ્યું: 'તમે હજુ બાળક છો.' તે ચૂલો સળગાવવાથી માંડીને રસોઈ ચૂલે ચડાવ્યા પછી જ ત્યાંથી ખસ્યાં.

પાંચેક વાગે રસોઈ તૈયાર થઈ ગઈ. એટલે સૌ 'હાશ' કરી નિરાંતે જમવા બેઠા, એ રસોઈમાં કેવી અદ્દ્ભુત મીઠાશ હતી, એ તો અહીં હું શબ્દોમાં શી રીતે વર્ણવી શકું !

રામગઢ એટલે સફરજનનો બગીચો. અહીં ઠેર ઠેર તેના બગીચા જોવા મળે. મોટા જમીનદારો આવા કેટલાયે બગીચાઓ રાખીને અહીં પડ્યા છે, અને ત્યાંથી બહારગામ પુષ્કળ સફરજન મોકલે છે. અમે પહોંચ્યા ત્યારે તો મોસમ પૂરી ગઈ ગયેલી. એટલે તેનો બહુ લાભ ઊઠાવી શક્યા નહિ.

બીજી સવારે તો રોજ કરતાં વહેલો પ્રવાસ આરંભી દીધેલો. તે દિવસનો મુકામ રામગઢથી દસ માઈલ દૂર 'પ્યુડા' કરવાનું નક્કી કરેલું. આટલું નજીક હોવાથી વહેલા પહોંચી જઈ, ત્યાં આરામ કરવાનું ધારેલું. કારણ કે ત્યારે તો આખો દિવસ ચાલ ચાલ કરવાનું જ રહેતું.

રામગઢથી ફરી ચડાણ શરૂ થાય છે. અમે એ ચડાણ ચડતાં ચડતાં અમારી પાછળનું અને સામેનું દૃશ્ય નિહાળતાં નિહાળતાં જતાં હતાં. સર્પાકારે વહી જતી નદી, ધાર પરની વનશ્રી, ખીણમાં છવાયેલું ગાઢ વન, અને પક્ષીઓના માળા સરીખા દીસતા પહાડમાં ઠેક ઠેકાણે બાંધેલાં મકાનો અને ઝૂંપડાંઓ કોઈ અનેરું દૃશ્ય ખડું કરે છે.

થોડીવારમાં જ ગામ આવ્યું. તેનું નામ 'નત્થુઆખાન' આ પહાડ પરના ગામનાં નામ જરા વિચિત્ર લાગે છે ખરું ! ગામ બહુ નાનું અને નિર્જન જેવું લાગ્યું. એટલે અમે તો નાસ્તો પતાવીને તુરત જ આગળ ચાલવા માંડ્યું. ત્યાંથી ફરી હિમાદ્રિના દર્શન થાય છે. ભાનુભાઈ તો એ જોઈને ખુશ ખુશ થઈ જઈ ઊભી ગયા. એટલે મેં કહ્યું, 'આ બરફમાં તે શું જોયું છે ! અલમોડા જઈને તો પછી ચોવીસે કલાક જોયા જ કરજો ને ! પણ હમણાં તો જરાયે મોડું કરવું પોષાય તેમ નથી.'

'ત્યારે તો આજે જ અલમોડા પહોંચી જઈએ તો કેમ !' ભાનુભાઈ ખૂબ ઉત્સાહમાં આવી જઈ બોલ્યા. 'ચોક્કસ પહોંચી જઈએ, પણ તમારે હિંમત હારવી ન જોઈએ તો જ પહોંચાય.' મેં જવાબ આપ્યો. 'અરે ભાનુભાઈ હજુ તો આથી આકરા ચડાણ ચડવાનાં આવવાનાં. એટલે પહેલાં તમારા પગને પૂછીને આજે જ અલમોડા પહોંચવાની વાત કરો. બાકી હમણાં તો 'પ્યુડા' પહોંચવા દો પછી હું તમને તે વિષે પૂછીશ' પ્રિયવદને ઉમેર્યું અને ભાનુભાઈનો હાથ ખેંચી ઢોળાવ ઉતરવા માંડ્યા.

આમ દોઢેક માઈલ નીચે ઊતર્યાં પછી ફરી ચડાણ શરૂ થયું ત્યારે ભાનુભાઈને લાગ્યું કે પ્રિયવદનની વાત સાવ ખોટી ન હતી. પછી તો જેમ જેમ માર્ગ વધારે ને વધારે ઊંચો જતો ગયો તેમ તેમ ધીમે ધીમે કબૂલ થતા ગયા કે અલમોડા તે જ દિવસે પહોંચવું મુશ્કેલ તો થાય. અને પહેલાનો ઉત્સાહ અદૃશ્ય થઈ જવા માંડ્યો, સાથો સાથ પગ પણ ધીમા ઉપડવા લાગ્યા.





અમે જ્યારે પર્વતની ટોચ પર પહોંચી ગયા, ત્યારે જણાયું કે ભાનુભાઈ ક્યાંય દેખાતા પણ ન હતા. ત્યાંથી દૂર દૂર પર્વતના ગોખમાં મધપૂડાની જેમ ચોંટેલું અલમોડા ઝાંખું ઝાંખું દેખાય છે. એમ તે જોતાં અને મંદ મંદ વાતા પવનની લહેર લેતા ભાનુભાઈની રાહ જોતા બેઠા.

અધી કલાકે ભાનુભાઈ તથા સુરેશ વાતો કરતા કરતા આવી પહોંચ્યા. ત્યારે તુરત જ પ્રિયવદન બોલી ઊઠયા : 'કેમ ભાનુભાઈ, આજે જ અલમોડા પહોંચી જવું છે ને! હવે તો જુઓ એ દેખાય! બહુ દૂર નથી.'

'પહોંચાશે શી ઊતાવળ છે હવે!' ભાનુભાઈએ ઠંડે કલેજે જવાબ આપ્યો અને નિરાંત કરી બેઠા.

*

'હવે ઊઠશું ને?' રમેશભાઈએ ઊઠતાં ઊઠતાં સૌને પૂછ્યું.

'તમે તો ભાઈ બહુ ઉતાવળા. કહ્યું ને, કે આજે આપણે અલમોડા નથી પહોંચવું પછી આટલી ઉતાવળ શી! જરા આ કુદરત તો નિહાળો! કુદરતની આવી કલા બીજે ક્યાંય જોવા નહિ મળે' ભાનુભાઈએ રમેશભાઈના પ્રશ્નના જવાબમાં કહ્યું.

'પછી ધોમ તપતા તાપમાં શેકાતા જવું પડશે, એ ખબર છે ને! અલમોડા ન પહોંચવું હોય તો કંઈ નહિ, પણ 'પ્યુડા' તો જલદી પહોંચી જઈએ.' રમેશભાઈએ સૌને ઉઠાડતાં ઉઠાડતાં કહ્યું.

'ઠીક ઠીક લો ત્યારે હું જરા સ્કેચ દોરી લઉં, પછી આપણે તરત જ ચાલવા માંડીએ.' કહીને ખિસ્સામાંથી સ્કેચ-બૂક કાઢી કુદરતને પીંછીમાં ઉતારવા માંડ્યા.

આમ અમારો સંઘ નરસિંહ મહેતાના ગાડાની ઝડપે આગળ વધતો વધતો આખરે દમેક વાગે 'પ્યુડા' તો પહોંચી ગયો. પણ જ્યારે ત્યાંના મુસાફરખાનામાં જઈને જોયું તો જણાયું કે બધા જ ઓરડા બંધ હતા કોઈ માણસ પણ ન મળે. સ્થળ સાવ નિર્જન. પરીકથાનો જાણે કોઈ રાજમહેલ. ક્યાંય સુધી ત્યાં બેઠા છતાં કોઈ આવ્યું જ નહિ. છેવટે એક મજૂર ત્યાંથી પસાર થતો દેખ્યો ત્યારે તેને પૂછતાં જણાયું કે ત્યારે મોસમ ન હોવાથી એ મુસાફરખાનું બંધ રહેતું. અને ત્યાંથી એક માઈલ દૂર ગામમાં કંઈક વ્યવસ્થા મળી રહેશે.

ભાનુભાઈ ફરી ત્યાંના સૃષ્ટિ-સૌંદર્યથી મુગ્ધ બન્યા હતા, અને તેને કાગળ પર ઉતારવા બેસી ગયેલા. સાથે સુરેશભાઈએ પણ સાથ પૂરાવ્યો. આમ અમે ચાર જણા આગળ ગયા.

*

જ્યારે એક માઈલ દૂરના ગામમાં પહોંચ્યા, ત્યારે ત્યાંના એક દુકાનદારને રહેવા-ખાવાની સગવડ માટે પૂછતાં જવાબ મળ્યો :

'અભી કયા મીલેગા! અબ તો મોસમ ખતમ હુઈ. યહ દિનોમેં જલ ભી આસાનીસી નહીં મીલતા અબ ઐસા કીજીએ. એક માઈલ દૂરી પર 'શીમાઈલ' ગાંવ આતા હૈ, વહાં જઈએ—સબ કુછ મીલ જાયેગા.'

અમારે તો પ્રશ્ન કરવા જેવું કશું રહ્યું જ નહિ. આગળ ગયે જ છૂટકો હતો. દુકાનદારના છેલ્લા વાક્ય 'સબ કુછ મીલ જાયેગા'ની આશાએ આગળ વધ્યા.

માર્ગની માટીમાં સોનેરી ચમક હતી. સૂર્યના પ્રકાશમાં તે વધારે ને વધારે ચમક આપતી આટલી બધી અને આવી સોનેરી ચમકનું કારણ ત્યાં સોનું હતું એમ માની ન લેતા! અમે તો એ સોનેરી માટી ખૂંદતા, આસપાસનું સૃષ્ટિ-સૌંદર્ય જોતાં જોતાં ઝડપભેર આગળ વધી રહ્યા હતા.

સૂર્ય બરાબર માથે આવ્યો ત્યારે શીમાઈલ પહોંચ્યા. ગામ આગળના બીજાં અન્ય ગામો કરતાં મોટું જણાવ્યું. અક્ષરજ્ઞાન યોજના પ્રમાણેની ચાલતી શાળા જોઈ, નાનું સરખું દવાખાનું જોયું. અને સુંદર મકાનો જોતાં આથી પેલા દુકાનદારના 'સબ



કુછ મીલ જાએગા ' વાક્યની યથાર્થતા વિષેની શંકા રહી નહિ.

દુકાન આવી, દુકાનદાર ખાટલામાં પડયો પડયો હુક્કો ગગડાવી રહ્યો હતો. કોઈ ઘરાક જણાતું ન હતું. રસ્તા પર પણ માણસોની નાહક જેવી અવરજવર હતી. દુકાનદારને રહેવા-ખાવાની સગવડ માટે પૂછ્યું ત્યારે જવાબ મળ્યો કે તેને ત્યાં રહેવાની સગવડતા મળશે. અને ખાવા માટે આટો, ચાવલ, દાલ વગેરે પણ મળવાનાં આથી અમે ખુશ થયા.

પણ જ્યારે દુકાનદારે આગળ બોલતાં જણાવ્યું કે ત્યાં એક મુશ્કેલી હતી, અને તે પાણીની ત્યાંથી એક માઈલ દૂરથી પાણી લાવવાનું હતું.

આ મુશ્કેલી સાંભળી, અમારો બધો આનંદ તડકાના એ તાપમાં વરાળ થઈ ઊડી ગયો. અમને આમ ચિંતિત જોઈને દુકાનદારે એક નવી આશા આપી. ' અહીંથી એક દોઢ માઈલ દૂર ' ઘૂશરી ' આવશે. બરાબર નદીને કાંઠે જ દુકાનો છે, એટલે ત્યાં બધી સગવડતા મળશે ' અમને પણ એમની એ સૂચના ગમી. કારણ કે એ સિવાય બીજો માર્ગ જ ન હતો. એટલે નવી આશાએ પરાણે ઉત્સાહિત બની ફરી વેગથી ચાલવા માંડયા. હજુ ભાનુભાઈ, સુરેશભાઈ વગેરે તો અમારાથી ક્યાંય પાછળ હતા.

*

એ માર્ગ ખૂબ રળીઆમણો છે. માર્ગ પરનાં પાઈન વૃક્ષોનું સૌંદર્ય કોઈ અનેરા પ્રકારનું છે વૃક્ષોની આટલી વિપુલતા અહીં જ જોવા મળી. છતાં એ ગાઢ વન પણ ન લાગે. આ વૃક્ષોના ઝુંડમાં થઈને ધોધબંધ પ્રવેશનાં સૂર્યનાં કિરણો, છાયા અને પ્રકાશની અદ્દભુત રમત જમાવે છે. પ્રકાશ અને છાયાનો આવો સુંદર સુમેળ કોઈ અજબ સૌંદર્ય સર્જે છે. દૂર દૂરથી વહેતી નદીનો ખલ ખલ અવાજ ખૂબ મીઠો લાગતો. આમ આ સમગ્ર વાતાવરણ આહ્લાદક લાગતું.

થોડે આગળ પહોંચ્યા, એટલે ' કુશી ' નદી અમારી સાથે પ્રવાસ કરતી મળી. પછી તો આખા માર્ગમાં તેનો પછડાટ, ક્યાંક શાંત વહેણ, તો ક્યાંય વાંકી ચૂંકી થઈને સાંકળી ગાળીમાંથી જોશભેર ધસતી અને આવા અનેક અવનવા સ્વરૂપે તેને નિહાળતા ' ઘૂશરી ' પહોંચ્યા.

' ઘુશરી ' આગળ ' કુશી 'નો સંગમ થાય છે. એ સંગમસ્થાન પરથી પૂલ ઓળંગી સામા પર્વત પર જવાય. સ્થળની આટલી રમણીયતા અમે આખા પ્રવાસમાં ક્યાંયે જોઈ નથી. અહીં ' કુશી 'ને અડી ખમ ઊભેલા પર્વતની ખીણમાંથી દોડતી અને હાંફતી હાંફતી આવી તેની સહીયરને ભેટી પડે છે અને ફરી બમણા વેગથી આગળ પ્રવાસ કરે છે. તેના પ્રવાસ-માર્ગમાં અનેક હઠીલા પથ્થરો અડ્ડો જમાવી પડ્યા છે. પણ તેના પર રોષ ન કરતાં ' કુશી ' નિજ નિર્મળ નીરથી નવડાવતી નવડાવતી ઊજળા દૂધ જેવા અને લીસા સ્ફટિક સમ બનાવી દે છે, એટલે એ પથ્થરોનું સૌંદર્ય ' કુશી 'ને અધિક સૌંદર્યવાન બનાવે છે. માનવ આ કહેવાતાં જડ જળની આટલી સહિષ્ણુતા અને ઉદારતા ન શીખે!

સામે પાર દુકાન તો મળી, પણ માત્ર દુકાનના મળવાથી અમારો પ્રશ્ન કંઈ ટળી શકે છે! એ દુકાનો પાસે તો ખાવા માટે માત્ર આટો હતો. પેલા દુકાન-દારના કહેવા મુજબ દુકાન તો બરાબર નદીને કાંઠે જ હતી. પણ સ્થળ દુકાનમાં જ કંઈ નહોતું. બાકી આવા સંગમસ્થાન જેવું બીજું સુંદર સ્થળ કયું હોઈ શકે? આમ જો કુદરતના સૌંદર્યપાનથી જ પેટ ભરાઈ જતું હોત તો કેવું સારું!

દુકાનદારે ત્યાંથી આગળ એક ફર્લાંગ પર બીજી દુકાન મળવાની આશા બતાવી.

અમે અહીં સુધી તો એક માઈલ, દોઢ માઈલ, અને બે માઈલ આગળ જવાની અને દુકાન મળવાની વાત સાંભળી સાંભળીને આવ્યાં હતાં, તેમાં ફરી આની આગળ જવાની વાત સાંભળી અમે જરા ચીડાયા અને અમારો અત્યાર સુધીનો કડવો અનુ-ભવ તેની પાસે વર્ણવ્યો.





ત્યારે દુકાનદારે પોતાની મુશ્કેલી સમજાવતાં, અને એક ફર્લાંગ દૂર દુકાન મળશે અને ત્યાં બધી વ્યવસ્થા થશે એમ ખાત્રીપૂર્વક અને ભાર દઈને ફરી કહ્યું: 'બાબુજી, હમણાં તો મોસમ નથી. એટલે તમને આવો અનુભવ થયો હશે. કોઈ ખરીદનાર જ ન હોય પછી માલ રાખવો પણ શા ખપનો? હવે જ્યારે આટલું ચાલીને આવ્યા ત્યારે આ એક ફર્લાંગ વધારે નથી. અમે પણ અમારે જરૂરની વસ્તુઓ ત્યાંથી જ લઈ આવીએ છીએ એટલે ચોક્કસ ત્યાં બધું જ મળશે.'

હજુ ભાનુભાઈ, સુરેશ અને મહેશ આવ્યા નહોતા એટલે તેમની રાહ જોતાં, 'કુશી'નો સંગમ અને તેમાંથી પેદા થતું મધુરું સંગીત સાંભળતાં બેઠા. અર્ધીએક કલાકે એ ત્રણે જણા આવી પહોંચ્યા. જ્યારે તેમને અત્યાર સુધીની તેમ જ અહીંની બધી વાતો કહી ત્યારે તેઓ તો ઠરી જ ગયા.

પ્રિયવદને જરા ગમ્મત કરતા કહ્યું: 'ચાલોને ત્યારે અલમોડા જ પહોંચી જઈએ અને ત્યાં જ લહેરથી જમીશું. અહીંથી હવે બહુ દૂર નથી રહ્યું. કેમ જઈશું ને ભાનુભાઈ!'

ભાનુભાઈને હવે જવાબ આપવાની હોંશ રહી ન હતી એ તો પેલા દુકાનદારને ત્યાં અડ્ડો જમાવી પોતાની હિન્દી ભાષામાં વાતો કરવા માંડ્યા હતા. 'અબ કીનના ઢાળ આવેગા?' એ એમની વાતોનું મેં સાંભળેલું એક વાક્ય હતું.

*

એક ફર્લાંગ ઢાળ ચડીને ઉપર ગયા ત્યારે દુકાન તો તુરત જ મળી. દુકાનદાર પણ ખૂબ ભલો આદમી લાગ્યો. અમારો આ સર્વ અનુભવ સાંભળીને તેમણે જાતે જ અમારા માટે રસોઈ તૈયાર કરી આપવા સ્વીકાર્યું અને અમને આરામ લેવા કહીને તુરત જ પકાવવાની તૈયારી કરવા ઉત્સાહભેર મંડી પડ્યો.

સૌના મુખ પર આનંદ અને હાસ્ય રમવા માંડ્યાં, અને 'હાશ' કરીને વિશાળ વૃક્ષના મીઠા છાંયડામાં આરામ લેતા અને ગપ્પા મારતા પડ્યા.

'હવે તો અહીંથી અલમોડા માત્ર પાંચ જ માઈલ દૂર રહ્યું. આજે જ જમ્યા પછી થોડો આરામ લઈને ચાલી નીકળીએ તો કેમ?' રમેશભાઈએ સૌને આનંદમાં જોઈ હળવેથી સૂચના મૂકી.

'બરાબર' છે! આ ઘી ખીચડી ખાઈશું એટલે જોર પણ બરાબર આવી જવાનું. પછી તો પાંચ માઈલ શા વિસાતમાં!' પ્રિયવદને રમેશભાઈની સૂચનાને ટેકો આપ્યો.

'પણ આ ભાનુભાઈને પૂછ્યું કે?' મહેશે ઉમેર્યું.

'તમારા બધાની સાથે સાથ જો ઇચ્છા જ હોય તો મારો ખાસ વિરોધ નથી. માત્ર હવે જો કુલી મળી જાય ને! તો કામ સત્તર આના થઈ જાય!' ભાનુભાઈએ પોતાની વાત રજૂ કરી.

'વાહ! વાહ! ભાનુભાઈ તમે આટલી હિંમત અને તૈયારી બતાવો છો ત્યારે હવે અલમોડા પહોંચશું.'

'એમાં શંકા રહેતી નથી. કુલી માટે તો આ દુકાનદારને હમણાં કહી દઉં. એ તો ચોક્કસ મળી જવાના, તે માટે તમે નિશ્ચિંત રહો.'

આ પ્રમાણે અમારી તે જ દિવસે અલમોડા પહોંચી જવાની યોજના એકાએક ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઘડાઈ ગઈ. ત્યાં પંડિતજીએ જમવા બોલાવ્યા.

જમતાં જમતાં જ કુલી વિષે પંડિતજીને વાત કરી અને તેમણે પણ મળી જશે એવી આશા આપી. એટલે સૌએ પંડિતજીની સ્વાદિષ્ટ ખીચડી-શાક આનંદ અને ઉલ્લાસથી આરોગ્યાં.

જમી પરવારીને કલાક આરામ લીધો હશે ત્યાં પંડિતજીએ અમને જગાડ્યા અને કહ્યું: 'આ કુલી આવી ગયો છે. આ હમણાં ત્રણ વાગશે, એટલે હવે જલદી ઊપડો તો સૂરજ આથમે એ પહેલાં પહોંચી જશો.'

કુલીનું નામ સાંભળીને જ ભાનુભાઈ બેઠા થઈ ગયા. તેમનો આનંદ ક્યાંય માતો ન હતો. તેમણે જાતે જ બધાના ઓઢવા પાથરવાના ભેગા કરી અને બધો સામાન બાંધવામાં કુલીને સહાય કરી.

સૌ તૈયાર થઈ ગયા એટલે તુરત જ કૂલી સાથે સૌએ અલમોડા તરફ પ્રયાણ કર્યું. ભાનુભાઈ તો સૌની મોખરે ચાલતા, અને જાણે અમે પાછળ પડી જતાં હોઈએ તેમ લાગતું. કૂલી સાથે વાતો કરતા જાય. વળી ક્યારેક કંઈ ગીત લલકારવા માંડે. અને માઈલનો પથ્થર આવે એટલે 'હવે બસ ચાર માઈલ બાકી રહ્યા. હવે ત્રણ જ રહ્યા.' અને એમ ને એમ ઉત્સાહ-સહ વેગથી આગળ ધપતા અમે સૌ પણ તેમની જોડે ઉત્સાહભેર ચાલતા.

ત્યારે કોઈ ને સૃષ્ટિ-સૌંદર્ય નિહાળવાની પરવા કે દરકાર ન હતી. સૌની આંખો સામે અલમોડા સમીપ અને સમીપ આવતું દેખાતું. કોઈ વટેમાર્ગુ મળે તો તેને વારે વારે પહેલાની જેમ 'અબ કીતના દૂર હે? અબ કીતના ઢાળ આવેગા' વગેરે પ્રશ્નો પૂછવાને ભાનુભાઈ હવે રોકાતા નહિ.

દૂર દૂરની ટેકરીઓની પાછળ સૂર્ય લપાવા માંડ્યો, અને ધીમે ધીમે આકાશને અને હિમાદ્રિના શૃંગોને સુવર્ણરંગે રંગી દેતો અને બીજી ટેકરીઓ અને પર્વતો પર સમસ્ત ભૂમિ પર અંધાર પછેડો પાથરતો અદૃશ્ય થયો. બરાબર તે સમયે અમે અલમોડા પહોંચી ગયા.



ભગવતીકુમાર હ૦ શર્મા

## દીવાસળીની પેટી

માનવી—દીવાસળીની એક પેટી!
દર્શને નિસ્તેજ, જડ, નિષ્પ્રાણ—
કૈં યુગો વીતી જશે, લાખો થશે ભૂકંપ
તોય નિદ્રાથી નયન ના ખૂલશે!
કિંતુ ઊર્મિના રસાયનયુક્ત પડપે
એક જો સંક્ષોભ કે સંઘર્ષની ચકમક
ત્યાં ઘસાયે, પૂર્વના સંસ્કારનો પાવક
પ્રજ્વળી ઊઠે, તદા જ્યોતિ ઝળહળશે
પ્રેમની, કલ્યાણની!
કિંતુ સિદ્ધિની સળગતી એ સળી
જો પડે રે, ગર્વ કેરા પુંજ પે
(ગર્વ તો પેટ્રોલ સમ!)
આગ વ્યાપી રે, જશે ચોમેર,
ફક્ત રાખોડી રહેશે!
માનવી—દીવાસળીની એક પેટી!



પ્રતરામ

## ચંદ્રિકા-સ્વપ્ન

ચંદ્રિકા-સ્વપ્નમાં કે ખુલ્યાં નેન છે.
કે મહામૌનમાં શાન્ત વિરમી ગયાં
મધુર મધુરાં અમૃત શાં સહુ વેણ છે.
અવનીની પારની
કોઈ અદ્‌ભુત ખીલેલી અહો, રેણુ છે!
નેનનાં મત્સ્ય સુજ
ગતિહિણી ગતિમહીં
ક્ષીરનિધિમાં તરે
કોઈ શાતાભર્યા શીત તત્ત્વે ઠરે!
ચંદ્ર કેરો શું ટુકડો મૃદુલ
સ્તબ્ધ આકાશમાં
ચાંદનીમાં સરે!
ચક્ષુઓ ચાંદનીની મહીં ઓગળે!
શ્વેત, ઉજ્જ્વલ પ્રભાનો મહા સિન્ધુ
અણુસીમ, કેવલ મધુર ઊછળે ઊછળે!







પદ્મા ફડિયા

# અલ્પની અનલ્પતા

જગતમાંથી હજુ પુણ્ય પરવારી નથી ગયું એની માનવમનની ઉદાત્તાપરથાની આ પ્રસંગકથામાં આમાદ રીતે છણાવટ થઈ છે. માનવ એ હમેશાં માનવ જ રહેવાનો, પશુ બનીને ય એની માનવતા એને માનવ બનાવી દેવાની જ........

હું છુ અલ્પ માનવી! સાગરનું બિન્દુ! પણ શું સાગરનો અંશ એ સાગરના સ્વરૂપ શો નથી? માનવીની અલ્પનામાંયે મહાન અનલ્પતાનાં તો ક્યારેક દર્શન થાય છે. તો પછી શા માટે એને જગતમાં અલ્પ કહેવામાં આવતો હશે? શાસ્ત્રો, શાસ્ત્રકારો અને લોકો કહે છે કે માનવી પોતાનું ધાર્યું નથી કરી શકતો, એનું ધાર્યું થતું નથી, એ તુચ્છ છે માટે જ એ અલ્પ બની રહે છે. ભલે એ બધું હોય પણ માનવીની એ અલ્પતામાં જ શું સાચી માનવતા છુપાયેલી નથી? એ માનવતાને કારણે જ તો એ પોતાના જીવનને ભવ્ય બનાવી દે છે, અને મૃત્યુમાં વિલીન થઈ જવા છતાંય તે પેલા નિર્મળ આકાશ જેવો ભવ્ય, ધરતી જેવો વિશાળ અને મેઘ શો ગંભીર એક અપ્રતીમ મહાબિંદુ બની સમગ્ર વિશ્વમાં વિલસે છે.

પણ હું તો ખરેખર અલ્પ જ છુ, મારામાં એવી તાકાત પણ નથી. કામને માટે શેઠે કલકત્તો મોકલ્યો. ત્યાં તાર આવ્યો ને વળતી ટ્રેનમાં આ હમણાં જ આવીને બેઠો છું.

ટ્રેન ચાલી રહી છે. તિમિરને વીંધતી, મારા મનમાં પણ એવા હજારો વિચારો વીજળીની ત્વરાથી જીવનના અંધકારને વિદારવા પ્રયાસ કરી રહ્યા છે. મન તો જાણે જીવતું જાગતું વિચારોનું મશીન, છતાંય માનવી અલ્પ! વિચારો અને ટ્રેન વચ્ચે ભારે હરીફાઈ જાગી. પણ ભલા, તું મને નહિ પહોંચી શકે. કારણ કે હું તો માનવનું પરિબળ છું. મન તો ગોળગોળ ઘુમરી લેતું એટલું તો ઝડપથી ફરતું હતું કે દુનિયાનું અસ્તિત્વ છે કે નહિ, એનો જ ખ્યાલ નથી આવતો. ત્યારે શું આ સઘળું પોકળ છે?

જીવનના ઝંઝાવાતમાં માનવી કેટકેટલી દોડાદોડ કરે છે! તેનો શું કોઈ અર્થ નથી! ના, ના, એવું તો ન બને, માનવી જન્મે છે, જીવે છે ને મરે છે ત્યારે જગત પર એની આછી સુવાસ મૂકતો જાય છે. માટે તો એને ઈશ્વરનું શ્રેષ્ઠ સર્જન કહેવામાં આવ્યો છે. પણ મારે મન મારા પોતાને માટે તો માનવી ઈશ્વરનું ક્ષુદ્રમાં ક્ષુદ્ર સર્જન છે. જીવન આંધીરૂપ છે. એ આંધીના ચકરાવામાં એ ઘુમ્યા જ કરે છે, દિવસ ને રાત અર્થહીન...ધ્યેયહીન, અંતે તે નામશેષ બની જાય છે. એના હૈયાનું હીર ચૂસાઈ જાય છે. આ જુઓને મને ય આજે કોઈ ચૂસી રહ્યું છે. પણ તે ચૂસે જ ને! પાપો એવાં કર્યાં હોય તો! એ પાપ જ માનવીને હણી નાખે છે, પણ બાપરે મારાં પાપેય કેવા કારમા! હું નિમકહરામ, પાપી, વિશ્વાસઘાતી, બેવફા દુષ્ટ...એ ભગવાન ..!

ટ્રેન પૂરપાટ દોડતી હતી. એના એકેએક ધબકારે મારું હૈયું ધડકતું હતું. ને સ્મૃતિપટ પર ભૂતકાળનાં ભૂત નાચતાં પોતાની ભયંકર ડાકલી વગાડતાં હતાં. ને મને જાણે બીસી દેતા હતાં.

ઘેર પૈસા ન હતા, પત્ની ભયંકર બિમારીમાં સપડાઈ હતી. મુશળધાર વરસાદ વરસતો હતો. છોકરાંઓએ સાથે આવવા રડારોળ કરી મૂકી હતી એવે ટાણે દુકાનમાંથી થોડો ઘણો છાનોમાનો માલ લાવી વેચી દીધો હતો. એક માત્ર પેટને ખાતર આ પાપ કર્યું હતું. તે શું આજે શેઠને ખબર પડી ગઈ હશે કે? ના રે ના, વર્ષો પહેલાંની એ વાત! અત્યારે તેની શી ખબર પડે? તો પછી?

ટ્રેન અટકી, હું પણ અટક્યો. એ ઘડી મન બહેલાવવા નીચે ઊતર્યો સામે એક બીજા ડબ્બામાં બેઠેલ કોઈ મુગ્ધ કન્યાની સામે એક ઉદ્ધત યુવાન આંખ મીંચકારી રહ્યો હતો... એ બેનાંની સાથે જ હું દોડ્યો. મનનું તો જાણે કંઈ અસ્તિત્વ જ ન હતું. ને મનની



ગૂંચ તો એટલી બધી વધતી જતી હતી કે જેમ જેમ એ કોયડાને ઉકેલવા મથતો તેમ તેમ એ કોકડું વધારે ગુંચાતું.

તે દિવસે દુકાનમાં કામ કરતી પેલી ટાઇપીસ્ટ છોકરીની સામે મેં આવી જ આંખ મીચકારી હતી ને! ખરેખર તેણે મારી ગેરહાજરીમાં વેર તો નહિ વાળ્યું હોય ને! પણ મેં તો એટલું જ કહ્યું હતું : 'ચિત્રા તમે ખરેખર સુંદર છો!' અહીં આવ્યો ત્યારે તો હસી હસીને મારી સાથે વાતો કરતી હતી. ..ને હવે...? દગાબાજ પાપી... પણ માનવીના મનને એમ ઓછું જ પકડી શકાય તેમ છે? છિ. છિ. હું જ એકલો અલ્પ નથી સારી દુનિયા અલ્પ છે.

કદાચ મારું એકાદ બાળક માંદુ પડ્યું હશે તો, એવું પણ બને! આટલા વસ્તારી ઘરમાં મહિને દોઢસો રૂપરડી કમાનાર માનવી કોને પોષે ને કોને ન પોષે? ...મરશે...જવા દો એ વાત, જે હશે તે થઈ પડશે......

ને એમ અનેક વિચારોમાં અટવાતો, પટકાતો બીજે દિવસે જ્યારે હું નાગપુર સ્ટેશને પહોંચ્યો ત્યારે મારા હોશકોશ ઊડી ગયા હતા. જીવતા હાડપિંજર શો હું નીચે ઊતર્યો. નીચે સામાન મૂકવા જઉં છું ત્યાં પાછળથી કોઈએ ખભા પર હાથ મૂકયો. એ કોણ? શેઠ કે મુનીમજી? મારાં ગાત્ર તો ઠંડાગાર થઈ ગયાં. એક અપરાધીની જેમ મેં આંખો મીચી દીધી ત્યાં અવાજ આવ્યો :

'ગુણવંતભાઈ, આવી ગયા કે?'

'હા' ને ઝબકારા સાથે જ મેં આંખો ખોલી... આ તો સુરેન્દ્રભાઈ! અમારી પેઢીના જ માણસ.

'શેઠ નથી આવ્યા?!'

'ના.'

'તો પછી તાર કોણે કર્યો? કેમ કર્યો?'

'તાર શેઠે કર્યો, મેં કરાવ્યો.'

'તમે? તમે તાર કરાવ્યો? શા માટે?'

'કારણ વિના કોઈ કાંઈ કરતું હશે કે.'

સુરેન્દ્રભાઈ એવી તો ધીરજ દાખવતા હતા કે જાણે એમના પેટનું પાણી હાલતું જ ન હતું, ને મારા હૈયામાં તો જ્વાળામુખી ફાટી નીકળ્યો હતો.

'પણ...પણ...મારો કાંઈ વાંક!'

'તમારો જ વાંક સૌથી મોટો છે, માનવી તરીકે જીવવા પણ તમે નાલાયક છો.'

બાપ રે! અંગેઅંગને વેધતી ઝીણી ધ્રુજારી પ્રસરી ગઈ, જરૂર હવે તો જેલમાં જવું પડશે. માલ ચોર્યો, પૈસા ચોર્યા, છૂપો વેપાર કર્યો...આ સુરેન્દ્રભાઈએ જ બધું પોગળ ફોડ્યું લાગે છે. સા... માનવજાત ...અલ્પ તે અલ્પ જ રહેવાની! ગમે તેવો તો એનો અંશ તો પશુનો ને!

'ચાલો, મારે ઘેર ચાલો ગુણવંતભાઈ!'

જોયું? એને પોતાને ઘેર લઈ જઈ મારો પીછો પકડવા માગે છે?

હું ચીડાયો, છંછેડાયો, શા માટે આ માણસ મારો પીછો પકડે છે? હું નાસી જવાનો તો નથી ને?

ભર બપોરે સુરેન્દ્રભાઈને ત્યાં ગયો. આકાશમાંથી આગ વરસતી હતી, હું ધૂંઆપૂઆ થતો હતો.

અમે બંને બેઠા. થોડીવાર ચૂપ રહ્યા. છેવટે સુરેન્દ્રભાઈએ વાત કાઢી.

'ગુણવંતભાઈ! તમારે એક દીકરી છે ખરું ને?'

'હા,' આ માણસને મારી દીકરીનું શું કામ પડ્યું હશે? મને વિચાર આવ્યો.

'કોલેજમાં જાય છે ને!'

'હા.'

'એણે કાંઈ તમને વાત કરી છે?'

'શાના વિષે!'

'એના પોતાના લગ્ન વિષે.'





'ના.'

'બસ આ જુવાન છોકરાઓની આ જ પંચાત છે, પ્રેમ કરવો છે, જવાબદારી સ્વીકારવી નથી. અને છોકરીઓથી તો તોબા, આમ તો પ્રાણ આપવા તૈયાર થઈ જાય, પણ વખત આવે ત્યારે રડવા બેસે.'

હું ચમક્યો. મારી છોકરી તો ખૂબ ભરસ છે. કામગરી, ડાહી, સૌનું કહ્યું માનનાર ..એના જીવનમાં વળી શો પથરો પડ્યો હશે! છેવટે મેં પૂછી જ નાખ્યું: 'કહો: તો ખરા સુરેન્દ્રભાઈ! મારી દીકરીને શું થયું છે તે?'

'જુઓને, મારે એક દીકરો છે ને તમારે દીકરી છે!'.. ...

'તે તમારે એ બંનેનાં લગ્ન કરવાં છે એમ ને? હું પૂછી જોઈશ ક્ષમાને ..તમારા પુત્રનું નામ શું?

'મારા પુત્રનું નામ તો મનોર, અને લગ્ન કરવામાં મને વાંધો નથી, એમાં તમારી સંમતિ જોઈએ છે, આમ તો ક્ષમા અને મનોર એક બીજાને ઓળખે છે, ચાહે છે, પણ......'

'પણ શું?'

'લો આ પત્ર વાંચો.'

એ પત્ર મારી પુત્રી ક્ષમાનો હતો.

પ્રિય મનોર,

આપણે હવે લગ્ન કરી નાખીએ તો સારું નહિ. તો મારે કલંકિત બની મૃત્યુને ભેટવું પડશે. કાં મૃત્યુ કાં લગ્ન, તારા અને મારા પ્રેમની આ સાચી કસોટી છે. બાપુજી આવે તે પહેલાં મારી જિંદગીનો રાહ તમારે શોધવાનો છે. સ્ત્રી-પુરુષના પ્રેમનો અંજામ પ્રેમ જ છે, તારી રાહ જોતી.

ક્ષમા.

હું હતબુધ શો સુરેન્દ્રભાઈ તરફ જોઈ રહ્યો, મારા માથે કાળાં ઘોર વાદળ ઘેરાતાં હતાં. આંખોમાં આંધી જામતી હતી ને હૈયામાં વંટોળ વાતો હતો... શું કરું? આ પાશવી દુનિયા, આ પાશવી માનવતા ...એમાં માનવી ક્યાંયે જીવી શકે ખરો કે?

આવી કલંકિત પુત્રીને કંઈ સુરેન્દ્રભાઈ સ્વીકારે! પણ એ જાણે તો છે, તો પછી કાગળ્યા ઉપર કામ શા માટે દેતા હશે?

'મારો મનોર હોસ્ટેલમાં રહે છે, હું ત્યાં ગયો ત્યારે એ ન હતો, અચાનક ટેબલ પરની ચોપડી ફેંદતા આ કાગળ હાથ લાગ્યો, પણ જવા દો એ બધી વાત, ગુણવંતભાઈ, છોકરીને બચાવવી હોય તો એક જ ઉપાય આપણી પાસે રહ્યો છે, બોલો કરશો તમે?'

શું સુરેન્દ્રભાઈ, પોતાના પુત્રનું પાપ ઢાંકવા મારી પુત્રીની કતલ કરાવવા માગે છે, અને તે એક પિતાના હાથે જ. આ કસાઈ છે, કસાઈ બનીને મને ય કસાઈ બનાવવા માગે છે, હાય રે અલ્પ માનવી! આખરે તું પણ મટી કસાઈ પણ બની શકે છે ખરો કે?

*

હું અનિમેષ નયને સુરેન્દ્રભાઈની આંખોમાં આંખો પરોવી જોઈ રહ્યો. એ આંખોમાં તો નરી માનવતા ટપકતી હતી.

'જુઓ, આ પત્ર પકડાતાં જ મેં મારા પુત્ર મનોરને બોલાવી બધી વાત પૂછી. પહેલાં તો બધી વાતનો એણે સ્પષ્ટ ઇન્કાર કર્યો. પણ પત્ર જોતાં જ ઢીલો પડી ગયો.'

'મનોર, તારે ક્ષમા સાથે લગ્ન કરવા પડશે?'

'ના.'

'કેમ?'

'એ તો હવે કલંકિત બની ચૂકી છે.'

'પણ નરાધમ, એના જીવનને ચૂંથનાર તો તું છે!'

'એની જવાબદારી એ ન સમજે તો સૌ કોઈ ગેરલાભ ઊઠાવી શકે, સ્ત્રીને એની પોતાની જવાબદારીનું ભાન તો હોવું જ જોઈએ ને!'

'સ્ત્રી તો જેનામાં વિશ્વાસ મૂકે છે, તેની પાછળ જીવન સમર્પણ કરી દે છે. અને એ જ એના જીવનની મહત્તા છે, મહાનતા છે, અને તેમ છતાંય



જો એ એની ભૂલ ન સમજી તો તેં શા માટે એનો દુરૂપયોગ કર્યો ? અને એના જીવનને બરબાદ કરવાનો તને શો અધિકાર ? તારે એની સાથે લગ્ન કરવાં જ પડશે.'

'અને ના કરું તો !'

'તો મારી મિલ્કત પરનો તારો હક્ક તું ગુમાવી બેસશે ને એ સઘળી મિલ્કત ક્ષમા અને તેને થનાર સંતતિને મળશે !'

'ભલે, એની મને પરવા નથી. સહજ પ્રેમમાં ફસી જનાર નારીનો શો ભરોસો !'

'એમ ? તો જા દુષ્ટ, મારા ઘરમાંથી ચાલ્યો જા.'

*

'ને ગુણવંતભાઈ, એ ચાલ્યો ગયો છે. મેં પણ એની પરવા નથી કરી. આવા કાયર અને દુર્ગુણી બાળકોનો તો નાશ થવો જ જોઈએ. જ્યારે વિશ્વમાંથી આવા અધમ મનુષ્યોનો નાશ થશે ત્યારે જ માનવ જીવન મહાન બનશે.'

ને સુરેન્દ્રભાઈ તદ્દન મારી નજીક આવી મારો હાથ ઝાલતા બોલ્યા : 'ગુણવંતભાઈ ! જાવ તમને વિશ્વાસ હોય તો તમારી પુત્રી ક્ષમાને મારે ઘેર મોકલી આપો. હું એનો સ્વીકાર કરીશ !'

મારા માથા પર આકાશ તૂટી પડ્યું, મને વિશ્વાસ આવતો ન હતો. પુત્રે ભરખી હવે પિતા મારી પુત્રીને ભરખવા બેઠો છે ? ઈશ્વર ! શું માનવી આટલો અધમ બની શકતો હશે કે ?

પણ ત્યાં તો સુરેન્દ્રભાઈ બોલ્યા : 'ક્ષમાને હું પુત્રવધૂ તરીકે સ્વીકારીશ, ભલે એનાં વિધિપૂર્વક લગ્ન ન થયાં હોય, ભલે મારો પુત્ર એને ત્યજીને ચાલ્યો ગયો હોય, છતાં જે અંતરાત્માની સાક્ષીએ અને જે વિશ્વાસે એણે મનોરને દિલ અર્પણ કર્યું અને સારૂં જીવનસત્વ એને ચરણે ધરી નિજનું બલિદાન અર્પ્યું એની એ પરમ ઉદાત્તતાને અને પવિત્ર પ્રેમને હું પ્રાણાંતે પણ રક્ષીશ. અને માનવીની અલ્પતાને આ મહાપ્રેમ દ્વારા મહાન બનાવીશ. અને સ્રીના અપૂર્વ બલિદાનની સાચી યશગાથા રચીશ. જાવ......... ગુણવંતભાઈ જાવ.........ક્ષમાને સત્વર અહીં મોકલી દો.'

મારું હૈયું નાચી ઊઠ્યું, અલ્પમાં અલ્પ માનવી પણ ઈશ્વર જેવો મહાન બની શકે છે, વિધિનિર્મિત અપકૃત્યને માનવી પોતાના બલિદાન દ્વારા શુદ્ધ કરી માંગલ્ય સર્જી શકે છે. આ છે અલ્પ માનવીની મહામાનવતા, આ છે માનવીનું હીર, એ પોતાના હીરને જલાવી, પોતાની માનવતાને પ્રજ્વલિત કરી તેને વધુ ને વધુ પ્રજ્વલિત કરી શકે છે. ને એ અલ્પ માનવીની અનલ્પતાને હું પ્રણમી રહ્યો.



છેલ્લાં કેટલાંય વરસોથી ઊર્મિ વાંચતો આવ્યો છું. અનેક લેખકો સાથે માનસિક તાદાત્મ્ય અનુભવી ચૂકયો છું. દરેક વખતે કંઈ ને કંઈ પત્રમાં લખવાનું મન થતું. પણ વાચકોના પત્રોની અસર માસિકોના સંચાલકોને નથી થતી એવી જડ ઘાલેલી માન્યતાને કારણે ક્યારેય મારાથી પત્ર ન જ લખાયો. પણ હમણાં હમણાં વાચકોના પત્રો-માંથી કંઈ ને કંઈ ઊર્મિમાં છપાય છે એટલે આપ વાચકોના પત્રોની કદર કરો છો એમ સમજીને લખ્યા વિના નથી રહી શકાતું.

સાઠી વટાવી ચૂકેલો મારા જેવો ચૂસ્ત ગાંધીવાદી શ્રી રસસ્રવાનાં લખાણો માટે ખૂબ ઇંતેજારી સેવે ત્યારે કોઈ ઉછરતાં જુવાનીયાં મને દંભીમાં ગણી કાઢે. એ ગદ્ય-કવિતામાં જે સુરીવાદ મને દેખાયો છે એ સાચો જ હશે—અને તે લખનારની પણ એ જ દૃષ્ટિ હશે એવી મારી દૃઢ માન્યતા છે. દરેક અંકમાં તે લખાણ કેમ નથી મેળવી શકતા ? એવી જ બીજી વિનંતિ કરવા માટે લલચાઉં તેવાં શ્રી જયન્તિકા (ઝવેરી અને હવે) પરમારનાં લખાણો છે. મારી પત્ની અને અહીંની કૉલેજમાં અધ્યાપન કરાવતી મારી મોટી પુત્રી એ બન્ને એ લખાણોની સરળતા અને પ્રવાહિતા ઉપરાંત એમાંથી ઊઠતા સત્યના રણકાને ખૂબ રસપૂર્વક આવકારે છે. તેમનાં લખાણો બહુ ઓછાં આવે છે એ વાતનો અમને રંજ છે.

—ઉદયશંકર પ્ર૦ ભટ્ટ [ ન્યૂ દિલ્હી ] ૧૦-૧૦-૫૫





પ્રદ્યુમ્ન ક થનરાય દેસાઈ

# દસાડી અને તેની હવાઈ હુમલા સામે રક્ષણ કરવાની કળા

આ જળચર પક્ષીનુ દસાડી નામ તેના દરીરા ઉપર આવવા અંગે પડ્યુ હોય એવુ જણાય છે દસાડીને આડનુ બીજુ નામ પણ આપવામાં આવ્યુ છે આ જળચરના પગની રચના બતકના જાળીદાળા પગ કરતાં જરા જુદી હોય છે તેનાં આગળા બધા એકબીજાથી છૂટા હોય છે પણ આ આંગળાં ફરતી વધારાની ચામડીની કોર જોવામાં આવે છે આવા કારણથી તેને જળ અને સ્થળ ઉપર તરવા તથા ચાલવા માટે સુગમતા રહે છે આ પગનો રગ ઘેરો લીલો હોય છે અને દેહ તદ્દન એકસરખા મખમલી કાળા રગથી સજ્જ થયો છે તેનો ચહેરો આપણુને સફેદ જણાય છે આ સફેદ રગનો ચાંદલો કડક ઢાલ જેવો હોય છે ચાચ બતકની ચાંચ કરતા પાતળી અને અણીદાર રાખોડી રગની હોય છે આંખો છેટેથી પણ રાતા રગની વરતાઈ આવે છે સ્વભાવે તે ટોળે વળી ચરવા-તરવામાં માને છે છતા એકલી અટુલી દસાડી આપણને ગીલા અને ખાબોચીયામા જોવા મળી આવે છે નરમાદા રગમાં જરાય જુદાં પડતાં નથી

આડ પોતાનો ખોરાક જીવાત અને જળ વનસ્પતિનો ખોરાક પાણીની સપાટી ઉપરથી અથવા તો ડૂબકી મારી શોધી લે છે તળાવ કાંઠે તન ધોવાતા હોય ત્યારે સંધ્યા સમયે તેની સખ્યા પાણીકાંઠાથી થોડે દૂર પડેલા તન વીણવા માટે એક પછી એક નીકળી પડે છે જે વખતે પોતાની જાતના રક્ષણ માટે નજર રાખવા ચોકીયાતો ગોઠવે છે જ્યારે આ ચોકીયાતો જરાપણ વહેમાઈ જતાં તરત જ ભયસૂચક અવાજ કરી આખા ટોળાને જાગૃત કરી દે છે અને અવાજ સાભળવામા આવતાં જ તેનુ આખુ ટોળુ માથાં નીચાં નાખી સડેડાટ પાણી ભેગા થઈ જતા નીહાળવામાં આવે છે

દસાડી આપણે ત્યા ઓક્ટોબર માસમા આવે છે અને એપ્રિલ અથવા મે માસ સુધી આપણાં જળાશયોને જીવન્ત રાખે છે શિયાળામાં જેમ ઠંડીનો વધારો તેમ આડોની સખ્યામા વધારો થવા લાગે છે આમાં તેના સગાથી બતકો પણ સાથે જોવામા આવે છે પણ ક્યાંક બતક ન હોય તોપણ દસાડી તો જરૂર જોવામાં આવે છે સામાન્ય રીતે આડ એ મૂગુ પક્ષી છે અને પાણીમાંથી ઊડવાની ફરજ પાડીએ તો જ તે પાણી છોડવા વિચારે છે અને જ્યારે પાણીમાંથી ઊડે ત્યારે પહેલાં પાણીની સપાટી ઉપર પાંખો વીંઝી દોડે છે અને આ વખતે આપણે જોઈ શકીએ છીએ કે તેના કરતાં તેની પાંખો ટૂંકી છે એટલે હવામાં પોતાના દેહને તરતો કરવા તેને ત્વરાથી વીંઝવી પડે છે છતાં તેની ઉડાનમા વેગ જણાતો નથી અને ઊડે છે ત્યારે એક છેડે માથુ અને બીજે છેડે પગ લટકતા જણાય છે એનુ કારણ એટલુ જ કે આડને પૂંછડી નજીવી જ હોય છે સ્વભાવે દસાડી બીકણ નથી છતાં બહુ નજીક જવામાં વહેમાય છે પણ ગામને પાણી શેરડે તેનો ભડક ચાલી જાય છે

મારા પક્ષી અભ્યાસમાં ક્યારેય આ પક્ષીને ભાવનગર આસપાસ બચ્ચાં ઉછેરતા જોવામાં આવ્યાં નથી માત્ર એક જ વખત ઈ સ ૧૯૪૩ માં રૂપાપરી માતાને રસ્તે આવેલા પાણીના ખાડામાં બાંધી બચ્ચા ઉછેરતાં જોયાં છે અનાયાસે મારા પક્ષી નિરીક્ષણ પર્યટનમાં આગસ્ટ માસમાં મને અહીં જે આડો જોવામાં આવી તેની તરવરાટવાળી હિલચાલથી મારુ ધ્યાન તેની તરફ ખેચાયુ સાથે વિચાર આવ્યો કે આવો તરવરાટ આ પક્ષી શા માટે બનાવે છે? કુતુહલ ખાતર હુ ત્યાં અવલોકન કરતો ઊભો રહ્યો થોડા વખત પછી મે નરને છોડનો એક છોડવો તોડતાં જોયો પછી તેને ચાંચમાં લઈ એક ઝૈયાના ઘેરામાં જઈ તે છોડ માદાને આપ્યો



અને તેણે તેને માળા ગોઠવવામાં બરાબર ગોઠવી દીધો. આમ થોડા વખતમાં તેણે ઘણાં છોપા તોડીને માળામાં ગોઠવવા માદાને આપ્યા. પહેલી નજરે જોતાં આપણને તે પાણીની વનસ્પતિનો ઢગલો જ જણાય પણ આડ તેની ઉપર :કળાથી એક પછી એક છોપો ગોઠવતાં માલુમ પડી જાય કે આ તો તે માળો તૈયાર કરે છે.

આ અવલોકનમાં ત્યારપછી તે માળાથી જરા થોડે દૂર એક બીજી જોડી પણ માળો તૈયાર કરતી જોવામાં આવી. અને બીજા ખાડામાં પણ બીજી જોડીઓ માળો કરતી નીરખવામાં આવી હતી.

આ પછી તો લગભગ દરરોજ ત્યાં આગળ જવાનો રસ લાગ્યો અને તેમાં એક જોડી બીજી જોડી ઉપર હુમલો કરવા ઇરાદો કરે ત્યારે માથું નીચું દબાવી ખભાને ઊભા કરી પાંખો પાસે પાસે લાવી દે છે. જ્યારે તે આ પ્રમાણે પાંખો ઊભી કરે છે ત્યારે તેનો દેખાવ દેવહંસની પાંખોને મળતો આવે છે. આવા પ્રકારના લક્ષણને અંગ્રેજીમાં 'Swaning' કહેવામાં આવે છે. આવા ઠસ્સાથી તે તરતી તરતી તેના હરીફ તરફ ધસે છે અને જેવા બન્ને હરીફો સામ-સામા આવી જાય ત્યારે બન્ને પાણી ઉપર પોતાની પુંછડી ઉપર બેઠા હોય એમ ઊભા થઈ જાય છે. અને પાંખોથી તથા પગથી પાણી ઉડાડવા લાગી જાય છે. આ જલદ અને રાડીયા દંગલનો અંત તરત જ આવી જાય છે. અને બન્ને હરીફો પોત-પોતાના કામમાં પરોવાઈ જાય છે. જ્યારે તેનું આ દંગલ અવલોકવામાં આવ્યું ત્યારે સહેજે એક વિચાર આપણા પ્રત્યે આવી ગયો કે જ્યારે ચાર છ મિત્રો નહાવા માટે બહોળા પાણીમાં પડ્યા હોય છે ત્યારે એકબીજા પ્રત્યે આમ જ પાણી ઉડાડવામાં મશગુલ થઈ જાય છે. તેમાં બે મિત્રો આ રસ લેતા હોય ત્યારે બીજા આવી ભળે છે. આમ દસાડીઓ પણ ઉડાડવા ભેળી થઈ જતી હતી.

માળો બાંધી ઇંડાં મૂક્યા પછી પાણી વધે તો નરમાદા બન્ને પોતાનાં પાંચ સાત પીળાશ પડતાં અને અંદર ખસખસી કથ્થાઈ ભાતવાળાં ઇંડાંને પાણી ન પહોંચે તે માટે માળામાં વધારે ઊંચો કરવાના પ્રયત્નમાં પડી જાય છે.

જ્યારે ઇંડાં સેવાઇને બચ્ચાં બહાર આવે છે ત્યારે તે બહુ સુંદર રંગનાં હોય છે. તેનું આખું શરીર કાળી રૂંવાટીથી ઢંકાયેલું હોય છે. પગનો રંગ આછો સલેટીયો રાખોડી અને ચાંચની આસપાસની રૂંવાટીનો રંગ ચળકતા રાતા રંગનો હોય છે. અને આસપાસ નારંગી રંગ અને કપાળ ઉપરની નાજુક ઢાલનો રંગ ભૂરો કે વાદળી જણાય છે. વળી એક ખાસ તો એ જોવાયું કે તેનાં બધાં બચ્ચાં સરખા રંગના ન હતાં. તેમાં ખાસ કરી તેની ઓડ રાતી નારંગી કે કાળી સલેટીયા રંગની જોવામાં આવતી હતી.

જ્યારે દસાડીની બચ્ચા ઉછેરવાની ઋતુ પૂરી થાય છે ત્યારે આ પંખીઓ મોટી સંખ્યામાં ભેળાં થાય છે અને જ્યારે કોઈ શિકારી પક્ષી તેનો શિકાર કરવા આવી ચઢે ત્યારે તેઓ એક સામટા જથ્થામાં ભેળાં થઈ જાય છે. જેથી શિકાર કરવા આવનાર શિકારી પક્ષીને તેમાંથી એક જ વ્યક્તિને અલગ પાડી ઝડપ કરવાની તક મેળવવામાં મુશ્કેલી પડે છે અને છતાં સહેલી રીતે શિકાર મેળવવાની લાલ-ચમાં તે પડ્યા વગર રહેતું નથી અને વારે વારે ઝડપ મારવા તૂટે છે. આવા સતત હવાઈ હુમલાથી બચવા આખું ટોળુ એકી સાથે પાણીમાં ડુબકી મારતા પાંખ અને પગોથી પાણી ઉડાડી મૂકે છે. આ પાણીના સામનાથી ભીંજાઇ જવાની બીકથી પેલું શિકારી પક્ષી શિકાર મેળવવા માટેની હિંમત હારી જાય છે અને તેનો પ્રયત્ન નિષ્ફળ જાય છે. જેથી આપણે સમજી શકીએ છીએ કે આવા પ્રકારનો એકલ સામનો એક પ્રકારની રક્ષણ હરોળ ઊભી કરે છે. જો કે એટલું કહ્યા વગર ચાલે એવું નથી.

આડ જ્યારે શિયાળુ મુસાફરી કરે છે ત્યારે પોતે રાતના જ આ સફર કરે છે. કારણ કે તેની ઉડાન જ





શરદ

# ક્લોરોફોર્મની જન્મકથા

મોટી કે નાની શસ્ત્રક્રિયા વખતે ક્લોરોફોર્મ સુંઘાડીને દરદીને બેભાન કરવામાં આવે છે. પણ આ ક્લોરોફોર્મની શોધ શી રીતે થઈ અને તેના શોધકને શી શી મુશ્કેલીઓ સહન કરવી પડી તેનો પરિચય આ લેખમાંથી મળે છે.........

દોઢસો વર્ષ પહેલાં શસ્ત્રક્રિયાની પદ્ધતિનું કલ્પના-ચિત્ર નજર સામે રાખીએ તો કમકમાટી વછૂટે છે અને રોમાંચ ખડાં થઈ જાય છે. એ પદ્ધતિથી શસ્ત્રક્રિયા કરતાં કરતાં દરદી સાજો થવાને બદલે ઘણીવાર માત્ર ભયથી જ મરણને શરણ થતો.

ઈ. સ. ૧૯૨૯ માં એડિન્બરોની એ વખતની એક પ્રખ્યાત ઇસ્પિતાલમાં એક દરદીની શસ્ત્રક્રિયા ચાલતી હતી. દરદીના જે અવયવ પર શસ્ત્રક્રિયા કરવાની હતી, તેની આજુબાજુના ભાગ દોરીથી કચકચાવીને બાંધવામાં આવ્યા હતા. શસ્ત્રક્રિયા કરનાર ડાક્ટરના હાથ ધ્રૂજતા હતા. તેના શરીર પર પરસેવો થતો હતો. ડાક્ટરનાં અને દરદીનાં કપડાં લોહીથી ખરડાયાં હતાં. દરદી વેદનાથી ચીસો પાડતો હતો.

આ હૃદયવિદારક દૃશ્ય જોઈને, ત્યાં વૈદકીય શાસ્ત્રનું શિક્ષણ લેવા આવેલો એક ૧૮ વર્ષનો વિદ્યાર્થી માંડમાંડ બેભાન થતો બચ્યો. અને તે જ દિવસે એ વિદ્યાર્થીએ દૃઢ નિશ્ચય કર્યો કે, શિક્ષણ પૂરું થયા પછી, પોતાનું બાકીનું જીવન, શસ્ત્રક્રિયાની આ પદ્ધતિને લીધે દરદીને થતી વેદનામાંથી તેને બચાવવા માટે કોઈ નવા સાધનની શોધ કરવામાં ગાળવું. અને પોતાના નિશ્ચયને મક્કમપણે વળગી રહીને ૧૮ વર્ષ પછી, એટલે કે ઈ. સ. ૧૮૪૭માં તેણે શસ્ત્રક્રિયાના દરદીને વેદના મુક્તકરનાર 'ક્લોરોફોર્મ'ની શોધ કરી.

ક્લોરોફોર્મના આ જનકનું નામ જેમ્સયંગ સિમ્પસન.

જેમ્સ સિમ્પસનનો જન્મ સ્કોટલેંડમાં બાથગેટ નામના એક નાનકડા ગામમાં તા. ૭-૫-૮૧૧ના રોજ થયો. સિમ્પસનના પિતા ડેવિડની, ગામમાં પાઉંરોટીની એક નાનકડી દુકાન હતી. તેમાંથી તે માંડમાંડ કુટુંબનું ભરણપોષણ કરતો.

જેમ્સ ઉંમરલાયક થતાં તેને નિશાળે બેસાડ્યો. આ નવા વિદ્યાર્થીની અસાધારણ બુદ્ધિ જોઈને શાળાના મુખ્ય અધ્યાપક તેના અભ્યાસ તરફ વધારે ધ્યાન આપવા લાગ્યા. માત્ર ચૌદ વર્ષની ઉંમરે જ જેમ્સ શાળાની અંતિમ પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થયો, અને કોઈ ખાસ પ્રયત્ન કર્યા વગર તેને એડિનબરો વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ મળી ગયો.

બે વર્ષ પછી, એટલે કે સોળ વર્ષની ઉંમરે જેમ્સે વૈદકશાસ્ત્રના શિક્ષણની શરૂઆત કરી. ભૂતદયાથી પ્રેરાઈને જ જેમ્સ સિમ્પસને આ વ્યવસાય પસંદ કર્યો હતો. ગામમાં રોગચાળો ખૂબ હતો અને તેનાથી

---

શિકારી પક્ષીને ઝડપ મારવા પ્રેરે છે. આડ અથવા દસાડીને અંગ્રેજીમાં કુટ ( Coot ) કહેવામાં આવે છે. છે આ કૂટ શબ્દ મધ્યકાલીન અંગ્રેજીમાં આજ સુધી એ જ પ્રમાણે ચાલ્યો આવ્યો છે. જો એમજ હોય તો સમજી શકાય છે કે આ સંતોષી સ્વભાવનાં પક્ષીની પીછાન ઘણા લાંબા સમયથી હશે એટલું આ શબ્દ માટે પૂરતુ છે. અંગ્રેજીમાં કૂટ એટલે મૂર્ખ થાય છે. એટલે જ Silly as a coot એવી અંગ્રેજીમાં કહેવત છે. જો કે આ પક્ષી મૂર્ખ કરતાં સંતોષી વધારે છે અને એ પણ જણાવ્યા વગર રહેવાતું નથી કે એ બીજાં ઘણાં પક્ષી કરતાં કાંઈ ઓછી આવડતવાળું નથી. કારણ કે પાણી ઉપર વસવાવાળાં જળચર પક્ષીમાં તેનો સ્વભાવ તકરારી છે આથી તેની ગણત્રી કજીયાખોર તરીકે જોઈ શકાઈ છે. દસાડીને વૈજ્ઞાનિક રીતે ઓળખવા Fulica atra atra કહેવામાં આવે છે.





દવાદારૂ વગર મરનારા દરદીઓની વાતો તે નાનપણથી જ સાંભળતો આવ્યો હતો. તેથી નાનપણથી જ તેને ડાકટર થવાની મહત્વાકાંક્ષા હતી.

બે વર્ષ સતત પરિશ્રમ લઈ અભ્યાસ કર્યા પછી તે ડાકટરી વ્યવસાયની છેલ્લી પરીક્ષામાં ઘણા ઊંચા વર્ગમાં પાસ થયો, અને એડિનબરોમાં જ તેણે પ્રેક્ટિસ કરવાની શરૂઆત કરી. થોડા વખતમાં જ પોતાની કુશળ ચિકિત્સા અને દરદીઓ તરફના સહાનુભૂતિભર્યા વર્તાવથી તેના કાર્યક્ષેત્રમાં તે જાણીતો બની ગયો.

આ અરસામાં એડિનબરો વિશ્વવિદ્યાલયના વૈદક વિભાગના પ્રાધ્યાપક ડૉ. હેમિલ્ટન વિશ્વવિદ્યાલયમાંથી નિવૃત્ત થયા. મિત્રો અને હિતચિંતકોના આગ્રહને વશ થઈને યુવાન ડૉક્ટર સિમ્પસને એ જગ્યા માટે અરજી કરી. વિશ્વવિદ્યાલયના અધિકારીવર્ગને કાને ડૉ. સિમ્પસનની પ્રસિદ્ધિની વાત અગાઉથી જ પહોંચી ગઈ હતી. તેથી તેમણે તરત જ ડૉ. સિમ્પસનની અરજી મંજૂર કરી, અને તેને વૈદક વિષયના પ્રાધ્યાપક તરીકે નિમણુક આપી.

પણ આ બાબતમાં તેને એક મુશ્કેલી નડી. વિશ્વવિદ્યાલયનો એક નિયમ એવો હતો કે આ જગ્યા પર કામ કરનાર માણસ પરણેલો હોવો જોઈએ. પણ ડૉ. સિમ્પસન તો હજુ સુધી અપરિણીત હતો. આ મુશ્કેલીમાંથી ડૉ. સિમ્પસને બહુ કુશળતાથી માર્ગ કાઢયો. તેણે પોતાની એક મિત્ર, મિસ જેસી ગ્રિંડલને પત્ર લખી બધી હકીકત જણાવી, અને છેવટે લખ્યું કે તમે મહેરબાની કરીને તરત જ આવો, અને ચર્ચમાં જઈને તમારો હાથ મારા હાથમાં મૂકો.

જેસીએ ઘણી રાજીખુશીથી આ કબુલ કર્યું, અને તરત જ મોટા સમારંભથી બંનેનાં લગ્ન થયાં.

થોડા વખતમાં જ ડૉ. સિમ્પસનની શસ્ત્રક્રિયાની કુશળતાને લીધે તેની ખ્યાતિ યૂરોપભરમાં પ્રસરી.

આ બધાં વર્ષો દરમ્યાન ડૉ. સિમ્પસન, શસ્ત્રક્રિયા વખતનું વિદારક દૃશ્ય ભૂલ્યો નહોતો. તે પોતાના નિર્ણયને અવારનવાર યાદ કરી અસ્વસ્થ બનતો.

આ વખતે અમેરિકામાં વૈદક–શાસ્ત્રજ્ઞોએ ઈથરની શોધ કરી, બધા ડાકટરો શસ્ત્રક્રિયા વખતે ઈથરનો ઉપયોગ કરવા લાગ્યા. ડૉ. સિમ્પસન પણ તેનો ઉપયોગ કરવા લાગ્યો. પણ તેથી ન તો દરદીને થનારી તકલીફ ઓછી થતી, કે ન તો શસ્ત્રક્રિયા સફળ જ થશે એમ ખાત્રીપૂર્વક કહી શકાતું. આથી વેદનામુક્ત કરી શકે એવા એકાદ ઔષધની શોધ કરવાની ડૉ. સિમ્પસનની મહત્વાકાંક્ષા વધારે પ્રબળ બની.

ડૉ. સિમ્પસને હવે ઘણી જ ચીવટથી પોતાના સંશોધનકાર્યની શરૂઆત કરી. આખો દિવસ તે હૉસ્પિતાલમાં અને વિશ્વવિદ્યાલયમાં કામ કરતો. આ અરસામાં બીજા બે જણ તેને આ કામમાં મદદ કરવા તૈયાર થયા. તે પૈકી એક હતા પ્રોફેસર ડૉ. કીથ અને બીજા ડૉ. ડંકન.

દિવસોના દિવસ આ ત્રણ ડાકટરો ખાવાપીવાનું પણ ભૂલી જઈને પોતાના સંશોધનકાર્યમાં રચ્યાપચ્યા રહેતા.

એક દિવસ નકામા થઈ ગયેલા એક રસાયનની બાટલી ડૉ. સિમ્પસન નિરાશાથી ફોડી નાખવાના વિચારમાં હતો ત્યાં તેની નજર તેના સહકાર્યકર ડૉ. કીથ તરફ ગઈ. ડૉ. કીથ પોતાના હાથમાંની રસાયનની બાટલીની વાસ લેતા હતા. એ રસાયનની વાસ લેતાં જ તેમનું શરીર શિથિલ થતું ગયું, અને થોડીવારમાં તે બેભાન થઈ પડી ગયા! ડૉ. સિમ્પસન અને તેના બીજા સહકાર્યકર ડૉ. ડંકન એ બન્નેએ પણ એ રસાયનની વાસ લઈ જોઈ; અને તેઓ બન્ને પણ બેભાન થઈને પડયા!

થોડીવાર પછી ડૉ. સિમ્પસનની પત્ની અને બહેન તેમને જમવા બોલાવવા પ્રયોગશાળામાં આવ્યાં, અને જુએ છે તો ત્રણે જણ બેભાન સ્થિતિમાં પડયા હતા. પહેલાં તો તેમને લાગ્યું કે સંશોધનકાર્ય





ઈશ્વરભાઈ પટેલ

# ભૂરી ચોકડી

માનવી જન્મથી નિઃસ્વાર્થ સેવા અને સ્વાર્પણ શીખે છે. પણ દુનિયાના રંગોથી રંગાઈ ગયા પછી એ સ્વાર્થ જ જોઈ શકે છે. અહીં અંગ્રેજી ઉપરથી તૈયાર થયેલા લેખમાં એવા એક માનવીનો પરિચય મળે છે કે જે આપણને માનવતાનો ધર્મ બતાવી જાય—સમજાવી જાય છે………

એક તળાવને કિનારે થોડાં બાળકો રમતાં હતાં. અચાનક તેમાંનું એક તળાવમાં લપસી પડ્યું અને ધબાકો થયો. બાકીનાં બધાં ગભરાઈ ગયાં અને મદદ માટે બૂમો પાડવા લાગ્યાં. એટલામાં બાજુની ઝાડી તરફથી ધબાકો થયો અને એક માણસ તળાવમાં પડ્યો, તેણે એ છોકરીને પકડી પાડી અને તરતો તરતો એને કિનારે લઈ આવ્યો. બીજાં છોકરાંને લઈ તે તેને ઘેર પહોંચ્યો અને તેનાં માબાપને એ છોકરી સહીસલામત સોંપી દીધી.

તે બારસો ઊંચો અને મજબૂત બાંધાનો પચાસેક વર્ષનો આદમી હતો. તેની દાઢી અને માથાના વાળ સફેદ થઈ ગયા હતા. તેની ભૂરી અને સ્વચ્છ આંખોમાં જુવાની તરવરતી દેખાતી દેખાતી હતી. તેનાં કપડાં ફાટલાં તૂટલાં હોવા છતાં તેનું ઉમદાપણું સ્પષ્ટ તરી આવતું હતું અને તેનું હૃદય દરિયાને કિનારે ધોવાઈ ધોવાઈ સફેદ થયેલા પથ્થર જેવું સ્વચ્છ માલૂમ પડતું હતું. તેનાં કપડાં ભીંજાઈ ગયાં હોવાથી છોકરીના પિતા શ્રી. રીડલરે તેને કોરાં કપડાં આપ્યાં અને તે વૃદ્ધ આદમીએ વિદાય લીધી વિદાય લેતાં લેતાં તેણે પરસાળના થાંભલા 'પર ભૂરા ચાકના કટકાથી એક ચોકડી કરી અને આશીર્વાદ આપતો હોય તેવી રીતે હાથ ઊંચા કરી તેણે ચાલતી પકડી. વળતી સવારે શ્રી. રીડલરે જોયું કે એ ડોસો તો તળાવ પાસેની એક ખાણમાં ઊંઘી રહ્યો હતો એટલે તેમણે તેને જગાડી પોતાની વાડીમાં આવેલી એક નાની પાટિયાની ઓરડીમાં રહેવા સમજાવ્યું. પછી

---

પાછળ ઘેલા બનેલા આ શાસ્ત્રજ્ઞોએ, સંશોધનમાં સફળતા ન મળવાથી, આપઘાત કર્યો છે! પરંતુ નાડી જોતાં માલૂમ પડ્યું કે તેઓ જીવતા તો હતા! પછી બન્નેએ તેમને શુદ્ધિમાં લાવવા પ્રયત્નો શરૂ કર્યા.

થોડા પ્રયાસ પછી, સૌથી પહેલાં ડૉ. સિમ્પસને આંખો ઉઘાડી. તરત જ મિસિસ સિમ્પસને તેને પૂછ્યું, 'કેમ, હવે કેમ છે? તબીયત કેમ છે?'

અત્યંત હર્ષમાં આવી જઈ પોતાની પત્નીનો હાથ દાબીને ડૉ. સિમ્પસને કહ્યું, 'જેસી, હું જીતી ગયો છું, મને જરા મળ્યો છે'. હવે અમે શસ્ત્રક્રિયાના સાથે દરદીઓને વેદનામુક્ત કરી શકશું!'

આ રીતે તા. ૪ નવેમ્બર ૧૮૪૭ના રોજ ડૉ. સિમ્પસન અને તેના સહકાર્યકરોએ પોતાના પ્રાણ હોડમાં મૂકીને, ક્લોરોફોર્મની શોધ કરી.

આ રીતે ક્લોરોફોર્મની શોધ થયા પછી ડૉ. સિમ્પસન તેનો સફળતાથી ઉપયોગ કરવા લાગ્યો. પરંતુ ધર્મચુસ્ત પાદરીઓએ તેનો વિરોધ કર્યો. તેમનું કહેવું એમ હતું કે 'આ કામ ઈશ્વરી નિયમોની વિરૂદ્ધ છે. આમ કરવાથી ઈશ્વર કોપાયમાન થશે.' 'ઈશ્વરી કોપ'થી લોકો એટલા બધા ભયભીત બન્યા, કે દરદી પોતે જ ક્લોરોફોર્મની વાસ લેવા તૈયાર થતો નહિ શસ્ત્રક્રિયાની વેદના થાય તો ભલે થાય, પણ આ ઔષધની વાસ લઈ ઈશ્વરનો કોપ નથી વહોરવો એમ તેઓ માનતા હતા! પણ એક વાર ખુદ વિક્ટોરીઆ રાણીને જ ક્લોરોફોર્મનો ઉપયોગ કરવાનો વારો આવ્યો, ત્યારે પેલા પાદરીઓએ ક્લોરોફોર્મના ઉપયોગમાં ઈશ્વરની સંમતિ હોવાનું જાહેર કર્યું!

અને ત્યારથી શસ્ત્રક્રિયા વખતે દરદીને વેદના જણાય નહિ તેથી ક્લોરોફોર્મનો છૂટથી ઉપયોગ થવા માંડ્યો.





તો તેમણે તેને વાડીનો રખેવાળ નીમ્યો અને તે ઝાડને કાપતો, કલમ કરતો, વાડીને સાચવતો અને મોસમમાં ફળ ઊતારતો.

થોડા વખતમાં તો આ ડોસો આખાયે ગામનું પ્રીતિ-પાત્ર બની ગયો. સાંજે જ્યારે એ ફરવા નીકળતો ત્યારે સૌ સાથે એ સુખદુઃખની વાતો કરતો. કોઈ લાકડાં કાપતું હોય તો તેને એ કુહાડી મારવા લાગતો. કોઈ બહેન બાગમાં એકલી કામ કરતી હોય તો ટોલીસસ તેને તેમાં સહાય કરતો. ઉનાળામાં એ ઊઘાડા પગે બહાર નીકળતો અને લોકો પગ બગડશે એમ કહેતા ત્યારે એ જવાબ આપતો, 'પગ તો તરત જ ધોઈ નાખી શકાશે. પણ હૃદયમાં મેલ લાગે તો મુશ્કેલી પડે. એટલું સાચવીએ એટલે બસ છે.'

ઉનાળાના એક દિવસે ટોલીસસ ફરતો ફરતો જતો હતો ત્યાં એની નજર એક બાગના સૂકાઈ જતા છોડવા અને ચીમળાતા ફૂલ પર પડી. એ તરત જ કામે લાગી ગયો અને બાગને તરબોળ કરી ત્યાંથી હટ્યો, જતાં જતાં એ પોતાના બાળમિત્રોને કહેવા લાગ્યો 'જુઓ, સાંભળો છો કે આ છોડવા આપણો આભાર માને છે તે!' એ પૂરું કરી એ પાછા ફરતા હતા ત્યાં એક છોકરી પડી ગયેલી માલૂમ પડી. ટોલીસસે તેનો ઘા ધોયો, પાટો બાંધ્યો અને તેને ઘેર પહોંચાડી, તેના ઘરની દિવાલે ભૂરા ચાકથી ચોકડી કરી ચાલવા લાગ્યો. એટલામાં વાદળ ઘેરાયું. અને વરસાદ પડું પડું થઈ રહ્યો. પાસેના જ ઘેર સૂકાયેલાં કપડાં પવનના ઝપાટામાં ઊડી રહ્યાં હતાં અને ગૃહિણી બહાર ગયેલી માલૂમ પડતી હતી. ડોસો તરત ત્યાં દોડી ગયો, સૂકાયેલાં કપડાં વાળી લઈ, પરસાળમાં ગોઠવી, ઘેર આવ્યો.

ગામનાં છોકરાં તો એની પાછળ ગાંડાં જ. એ એમને પોતાની વાડી પાસે જ રમાડે. જેમને જેમને બેન્ડબોલ ન આવડે તેમને શીખવાડે, અને આનંદ કરાવે. એક દિવસ એવું બન્યું કે આ ડોસાએ નવ દસ વર્ષની એક ટૂંકા વાળ વાળી 'છોકરી'ને બેન્ડબોલનું બેટ ટીનના ડબલાને પછાડતી પછાડતી આવતી જોઈ. ડોસાએ તેને પૂછ્યું, 'બહેન કેમ આટલી બધી ગુસ્સે થઈ છું?' એ બાળક બોલી ઊઠ્યું, 'હું તો છોકરો છું. મારું નામ પેનફીલ્ડ જડસન. મારી કાકી એવી છે કે જ્યારે જ્યારે એને ન ગમતું કશુંક હું કરી બેસું છું ત્યારે ત્યારે તે મને મારી બહેનનાં કપડાં પહેરાવી બહાર મોકલે છે.' ડોસાએ કહ્યું: 'ફીકર નહિ, આપણે એમને ઠેકાણે લાવીશું. તું છોકરીનાં કપડાં કાઢી નાખ અને ચાલ મારી સાથે. મને તારું ઘર બતાવ.' એ નાગા છોકરા સાથેનું ટોલીસસનું સરઘસ ગામ વચ્ચેથી ચાલ્યું ત્યારે સૌ કોઈ હસવા લાગ્યું અને દાંતડીઆં કરવા લાગ્યું. ઘેર જઈ ડોસાએ પેલા છોકરાની કાકીને કહ્યું, 'જો તમે આમ એને છોકરીનો પોશાક પહેરાવતાં રહેશો તો કદાચ પ્રભુ એને છોકરી જ બનાવી દેશે.' ત્યારથી એ છોકરાનું કામ સરળ બન્યું અને એ મોટો, બેન્ડ-બોલનો વિખ્યાત ખેલાડી થયો.

પછી તો ડોસાને છાપાવાળા ફેરિયા સાથે ઓળખાણ થઈ એટલે એ એની સાથે છાપું વહેંચવા જવા લાગ્યો. પણ વિચિત્ર વાત એ હતી કે એ કાતર લઈને છાપું વહેંચવા નીકળતો, અને જે ગ્રાહકને એ છાપામાંથી જે કંઈ વાંચવા જેવું ન લાગે તે આ ડોસો કાપી કાઢતો. દા. ત. કોઈ ઘરમાં ક્ષયનો દરદી હોય અને તે દિવસે છાપામાં એવા દરદીના મૃત્યુના સમાચાર છપાયા હોય તો એટલી કાપલી આ ડોસો એ ઘર માટે કાપી કાઢતો.

કોઈ ઘરમાં કોઈ માંદું છે એવા સમાચાર એને મળે એટલે એ ત્યાં દોડી જતો અને ઘરના બગીચામાં બેસી રહેતો. દવા લેવા જવાનું હોય, સગડી સળગા-વવાની હોય, દરદીની સારવાર કરવાની હોય, ડાક્ટરને બોલાવવા જવાનું હોય, થાળીઓ માંજવાની હોય, ઘર વાળવાનું હોય, ભોંયતળિયું ધોવાનું હોય; કોઈ પણ કામ હોય—આ વૃદ્ધ હસતે મુખે દોડતો દોડતો કરતો અને દરદી તથા તેનાં સગાંને જેટલી રાહત આપી શકાય તેટલી આપતો.





બરફનું તોફાન થાય તો સૌની વહારે ટોલીસસ ધાય જ. ચીજ વસ્તુઓ ખોદી કાઢવા લાગે, રસ્તો સાફ કરી તૈયાર કરી દે. અને કોઈનું નવું ઘર બાંધવું હોય તો પાયા ખોદવામાં ટોલીસસની મદદ એને મળે જ ખરી.

ભગ્ન ચીજો અને ભગ્ન હૃદયો સાંધવાનું કામ ટોલીસસને ખૂબ પ્રિય. હોય ત્યાંથી એ હાજર થાય અને સંધાણ કરી દે. છોકરાં તો ભાંગેલાં રમકડાંનો એને ત્યાં ઢગલો કરી દે અને દર શનિવારે થોડાં છોકરાંની મદદથી એ રમકડાં સમાં કરવા લાગી જાય. દર બે સાજાં થયેલાં રમકડાંમાંથી એકને પોતાની પાસે રાખતો અને તેને ઠીક લાગે તે રમકડાંહીન બાળકને એ આપતો. ગામની બહેનો ભાંગેલાં ફાનસ, તૂટેલા દીવા, ભાંગેલી છત્રીઓ તેની પાસે લઈ આવતી અને ડોસો પ્રેમપૂર્વક દરેકની ચીજ સમી કરી પાછી આપતો.

વસંતઋતુ આવે અને ટોલીસસ પોતાની વાડીનું કામ કરવા લાગી જાય ત્યારે આખી વાનરસેના હાજર થઈ જાય. અને ઑગસ્ટ અધવચે જ્યારે જાંબુફળ તોડવાનાં થાય ત્યારે કેટલાક હાથ કામે લાગી જાય. કોઈ નિસરણી મૂકી ફળ તોડતું હોય તો કોઈ ફળને ટોપલીમાં ભરતું હોય, તો કોઈ સારાં નરસાં, મધ્યમ એવાં ફળ કદ અને જાત પ્રમાણે જુદાં પાડતું હોય અને ડોસો આ સૌ પર ધ્યાન રાખતો, સૂચના આપતો ફરતો હોય, ડોસો ભારે ઉત્સાહથી કામ કરતો અને કામ કરતાં કરતાં કાયમ પહેલાનો આનંદ ગાનદ્વારા વ્યક્ત કરતો. પવનથી પડેલાં કે બીજી રીતે તૂટી પડેલાં ફળને અલગ રાખતો અને તે બધાં પાસેના અનાથાશ્રમમાં પહોંચાડી દેતો.

શિયાળા વેળાએ સૌ બાળકો તેને વીંટળાઈ વળતાં અને ડોસો તેમને મીઠી મીઠી વાતો કરતો. સૌની સાથે આટલાં બધાં સ્નેહ અને નિકટતા હોવા છતાં ડોસો કોણ હતો તે કોઈ જાણતું જ નહિ. અને ડોસાએ પણ પોતાના ભૂતકાળની કોઈ વાત કદી ઉખેળી જ નહિ. લોકવાયકા એમ ચાલતી હતી કે ડોસો એક માલેતુજાર કુટુંબનો નબીરો હતો અને સામાન્ય લોકોના જીવનમાં સહાયભૂત થવા તેણે પોતાના ઘરબાર અને સગાંવહાલાં છોડ્યાં હતાં.

દસ વર્ષ આ રીતનું શાંત સેવામય પ્રભુમય જીવન જીવ્યા પછી ટોલીસસને સાઠ વર્ષની ઉંમરે લકવાનો હુમલો થયો અને એક દિવસ એની એક લાડકી છોકરીએ તેને તેની કેબિનમાં આરામ ખુરસીમાં આંખો મીંચી બેઠેલો જોઈ બૂમ પાડી છતાં જવાબ ન મળ્યો એટલે તપાસ કરી તો ડોસો ચિરનિદ્રામાં પોઢી ગયો હતો અને એનું હમેશનું હાસ્ય તેના ચેતનહીન ચહેરા પર મલકી રહ્યું હતું. અને ત્યારે ગામનું કોઈ ઘર એવું નહોતું જે એના ભૂરા ચાકની ચોકડીથી દીપી ઊઠતું ન હોય.

★

'ચંદ્ર' પરમાર

## સહારા વિણ

ફરે છે ગ્રહ બધા બ્રહ્માંડમાં કેવળ સહારા વિણ,
ફરૂં છું એમ હું નિશદિન જુઓને આ ધરા ઉપર.

★

જેઠાલાલ ત્રિવેદી

## શીખી ગઈ

નવલ કિશોરી નેણનું છૂટે નીતમ બાણ,
'શરવિદ્યા' ઘાયલ વદે : 'શીખી ગૈ ચતુર સુજાણ !'

★

સોમાભાઈ કી. પટેલ

# વિશ્વશાન્તિનો મહાન પ્રયોગ

આખી દુનિયા આજે જે અનેક પ્રયોગો તરફ મોં વકાસીને ઊભી રહી છે એ ભૂદાન પ્રયોગ—એના પ્રણેતા વિનોબાજી એ બન્ને ભારતનું ગૌરવ છે. એ પ્રયોગ વિષે આ લેખ થોડો ખ્યાલ આપે છે......

આજકાલ ભારતદેશમાં વિશ્વશાન્તિનો એક અદ્વિતીય પ્રયોગ ચાલી રહ્યો છે. આ પ્રયોગના હોતા ઋષિ વિનોબાજી છે. ભૂદાનયજ્ઞને નામે જે આંદોલન આજે ભારતમાં ચાલી રહ્યું છે તેનો મર્મ સમજનાર વર્ગ બહુ ઓછો છે. સામાન્ય લોકો તો તેને ફક્ત ગરીબોને જમીન અપાવનાર આંદોલન જ માને છે. પણ આંદોલનના ચાલક વિનોબાજી તો એને વિશ્વશાંતિના એક અદ્વિતીય આંદોલન તરીકે જ ચલાવી રહ્યા છે, એટલે તો પુરીના સર્વોદય સમેલનમાં ઉપસંહારના છેલ્લા ભાષણમાં વિનોબાજીએ 'ક્યા વિશ્વશાન્તિ કે લિએ આપ આપકી જમીનકા ઔર સંપત્તિકા છટ્ઠા હિસ્સા નહિ દેંગા?' એ શબ્દો ઉપસંહારમાં કહેલા. જગતના દેશોમાંથી એ મહાન પ્રયોગ જોવા કોઈક કોઈક લોકો આવે છે. તેઓ તો તેને એ દૃષ્ટિએ જ નિહાળે છે અને વિનોબાજીના ભૂદાન પ્રવાસનાં પાવનકારી દૃશ્યો જોઈ આશ્ચર્યચકિત બને છે.

હવે આપણે એ મહાન આંદોલન સંબંધી વિચારીએ. જગતની પ્રજાને યુદ્ધ જોઈતું નથી. યુદ્ધ એટલે અનેક મુસીબતો. સામાન્ય પ્રજા યુદ્ધ શું કામ ઇચ્છે? યુદ્ધો મોટે ભાગે થોડીક ખોટી મહત્વાકાંક્ષા ધરાવનાર અને ટૂંકી દૃષ્ટિએ સ્વાર્થવૃત્તિ ધરાવનારને કારણે જ થતાં હોય છે. એના મૂળમાં ઘણીવાર બીજી પ્રજાઓનું શોષણ કરવાની વૃત્તિ પણ હોય છે. મુડીવાદી અર્થરચનાને કારણે જગત આજે કેંદ્રિત ઉદ્યોગો પાછળ પડ્યું છે. આ રીતે કેન્દ્રિત ઉદ્યોગો દ્વારા ઉત્પન્ન થતા ઢગલાબંધ માલ તે માટે બજારો શોધવાની તીવ્ર હરીફાઈઓ મુડીવાદી દેશો વચ્ચે ચાલે છે. એમાંથી સંઘર્ષ પેદા થાય છે તે પણ યુદ્ધો માટે કારણભૂત બને છે. એટલે જો ઉત્પાદનની પ્રક્રિયા બદલાઈને સ્વાવલંબનની દૃષ્ટિએ સમાજ અને રાષ્ટ્ર વિકેન્દ્રિત રીતે જરૂરી માલનું ઉત્પાદન કરતું થઈ જાય અને પોતાનો વેપાર વધારવાની રાષ્ટ્રોની જે વૃત્તિ છે તે દૂર થાય તો યુદ્ધને માટેનું એક મોટું કારણ દૂર થાય. આ વસ્તુ ત્યારે જ બને કે જ્યારે પ્રજા પોતે પોતાની જરૂરિયાત વિકેન્દ્રિત રીતે પૂરી પાડતી બને અને પોતાના જીવનની મુખ્ય જરૂરિયાતો જેવી કે ખોરાક, કપડાં, રહેઠાણ, ઉપચાર વગેરે બાબતમાં સ્વાવલંબી બને. ઉપર્યુક્ત ચીજોનો વેપાર ન હોય. જરૂરિયાતવાળા કે એક બીજા સાથે પોત પોતાની ચીજોનો અદલો બદલો કરે અથવા એમ ને એમ આપે પણ એનો વેપાર ન હોય એવી સ્થિતિ નિર્માણ થાય એ આદર્શ સ્થિતિ છે. પ્રાચીન કાળમાં ઘણે અંશે આપણા દેશમાં એ સ્થિતિ હતી. પૈસાનો છેદ ઉડાડીને જ લોકો સુખપૂર્વક જીવતા હતા. ઘી-દૂધ જેવી ચીજો કુટુંબના માણસોને ખાતાં વધે તો જરૂરિયાતવાળા પાડોશીને અને ગ્રામવાસીને મફત કે તેણે તૈયાર કરેલી ચીજના બદલામાં અપાતી. ભારતની સંસ્કૃતિ ગ્રામસંસ્કૃતિ છે. અંગ્રેજના આગમન પહેલાં આ દેશનાં ગામડાં મોટે ભાગે સ્વાવલંબી હતાં. લોકો ખોરાકી ચીજો ઉત્પન્ન કરી લેતા. કાપડ પણ ગૃહ ઉદ્યોગ દ્વારા ઉત્પન્ન થતું. ગામની મુખ્ય વસ્તી ખેડૂતોની હતી. ખેડૂતો ગામ વસાવતા અને પોતાને જરૂરનું કામ કરનાર સુતાર, લુહાર, મોચી, દરજી, વગેરેને પોતાના કામમાં વસાવતા. આ લોકો ખેડૂતને હળ વગેરે ઓજારો બનાવી અને સુધારી આપતા, અને કપડાં, જોડા વગેરે આવી આપતા. બદલામાં ખેડૂતો તેમને અનાજ વગેરે ખોરાકની ચીજો આપતા, અને વણકરો કાપડ આપતા. આમ પૈસાનો છેદ ઉડાડી લોકો જીવતા. આજની દુનિયાને આપણે સુધરેલી માનીએ છીએ. આજે જાતજાતની સગવડો થઈ છે છતાં મને લાગે છે કે જે સુખ શાન્તિથી આ પ્રાચીન સમયમાં આપણા દેશના લોકો જીવતા એનું તો આજે આપણને સ્વપ્ન પણ આવવું મુશ્કેલ છે.





આ આંદોલન માટે નીકળતા અગાઉ પોતાના પવનાર આશ્રમમાં વિનોબાજી કાંચનમુક્તિનો પ્રયોગ ચલાવતા હતા. વિનોબાજી પૈસાને લફંગો કહે છે. પૈસાનો જેટલે અંશે છેદ ઉડાડીને જીવી શકાય એટલે અંશે જીવન સુખ શાન્તિવાળું બને છે એમ વિનોબાજી માને છે. એટલે જ ભૂદાન આંદોલન દ્વારા વિનોબાજી એક નવો સમાજ રચવા માગે છે. અત્યારની પરિસ્થિતિમાં ક્રાન્તિ આણી તેઓ ભૂદાનમૂલક, અહિંસક સર્વોદયી સમાજરચના કરવા માગે છે અને તેને માટે તેમણે જીવનદાન કર્યું છે. તેથી તો એ જીવનની મુખ્ય જરૂરિયાતો ખોરાક અને કાપડની બાબતમાં દરેકે દરેક ગામ સ્વાવલંબી હોવું જોઈએ એમ કહે છે. ભૂમિ એ ઉત્પત્તિનું એક સાધન છે. ભૂમિમાંથી ખોરાક વગેરે માટે જરૂરી ચીજો ઉત્પન્ન થાય છે. તેથી મોટા જથામાં ભૂમિ ઉપર એક માણસ કબજો રાખી તેમાંથી ઘણી બધી કમાણી કરવાની વૃત્તિ રાખે એ સ્થિતિ ઇચ્છવાયોગ્ય નથી. ભૂમિ એ જીવવા માટે છે અને તેથી જે માણસો પોતાના કુટુંબના ભરણપોષણ માટે જમીનમાંથી ઉત્પન્ન કરી જીવવા માગતા હોય તેમને ભૂમિ મળવી જોઈએ. આ કામ કતલ કે કાનુન દ્વારા ન થાય કારણ કે તેમાં અનેક દોષો છે પણ કરુણાથી થાય એ માટે ભૂદાન એ ભૂદાનયજ્ઞ આંદોલનનું એક અંગ છે. પરંતુ એ પણ એક અમુક પરિસ્થિતિ નિર્માણ કરવા માટેનું સાધન છે. સાધ્ય તો અહિંસક સર્વોદયી સમાજ રચના છે અને તેથી જ ઈશ ઉપનિષદના 'તેન ત્યક્તેન ભુંજીથા:' એ મહાન મંત્રનો ઉપદેશ આપતા વિનોબાજી આજે ટાઢ, તાપ અને વરસાદને નહિ ગણકારતાં ભારતમાં પગપાળા ઘૂમી રહ્યા છે. ઉપનિષદો કહે છે કે ત્યાગથી જ માણસ અમરત્વને પામે છે અને માનવની પાસે જે કંઈ બુદ્ધિ, શક્તિ, ધન વગેરે છે તેમાં સમાજનો પણ હિસ્સો છે તેથી માણસે તેનો સમાજના કલ્યાણ માટે ઉપયોગ કરવો જોઈએ.

હિંદુઓ લક્ષ્મીને-દેવી અને વિષ્ણુની પત્ની માને છે. વિષ્ણુનો અર્થ વ્યાપક એવો થાય છે. વ્યાપક તો સમાજ છે તેથી લક્ષ્મીનો ઉપભોગ એક વ્યક્તિ પોતાની અંગત કે પોતાના કુટુંબની જ સુખસગવડ અર્થે કરે એ સ્થિતિ બરાબર નથી પણ તેનો સાચો ઉપયોગ તો તેને બંધનમાં નહિ રાખતાં સમાજના કલ્યાણ માટે તેનો ઉપયોગ થાય તે જ છે. સંઘરો કરી લક્ષ્મીને બંધનમાં રાખવી એ કૃપણતા છે. કૃપણતાને પણ ઋષિઓએ ચોરીના જેવો જ અધમ દુર્ગુણ માન્યો છે તેથી જ વિનોબાજી એકલા જમીન જ નથી માગતા પણ જેમ તે જમીનનો અમુક ભાગ દરિદ્રનારાયણને પોતાના ભાઈ માનીને તેને આપવાની વાત કરે છે તેમજ તે માણસને પોતાની કમાણીનો અમુક હિસ્સો પણ આપવાનું કહે છે. આનું નામ સંપત્તિદાન છે.

શ્રીકૃષ્ણના સમયનું ગોકુળ એટલે એક આદર્શ ગામડું. ત્યાં દૂધ ઘીની નદીઓ વહેતી. લોકો પ્રેમથી રહેતા, ખાતા પીતા અને આનંદ કરતા. એટલે જ વિનોબાજી આપણાં ગામડાંને ગોકુળ બનાવવા ઇચ્છે છે. એક એક ગામ એક કુટુંબ તરીકે પરસ્પર પ્રેમભાવ રાખી જીવે અને આનંદમાં રહે એ સ્થિતિ લાવવા વિનોબાજી પ્રયત્ન કરી રહ્યા છે. સમસ્ત વિશ્વને એક દુનિયા તરીકે એક મહાન સર્જનહારનાં બાળકો તરીકે ભાઈભાઈ તરીકે સુખશાન્તિથી જીવવાનો એક અનોખો માર્ગ વિનોબાજી બતાવી રહ્યા છે. રાષ્ટ્રપિતા ગાંધીજીના એ આધ્યાત્મિક વારસ છે. બાપુજીનું જીવનકાર્ય જ્યાંથી અધૂરું રહ્યું છે ત્યાંથી આગળ ચલાવી પૂરું કરવા મથનાર એ બાપુના સાચા શિષ્ય કે પુત્ર જે માનો તે છે. તેથી બાપુજી પ્રત્યે પૂજ્યભાવ રાખનાર દરેક માણસે વિનોબાજીના કાર્યમાં શક્ય તે મદદ કરવી જોઈએ અને પ્રેમનો જે મહાન સંદેશો વિનોબાજી જગતને આપી રહ્યા છે તેમાં પૂરો સાથ આપવો જોઈએ.

એક રીતે જોઈએ તો વિનોબાજીનો સંદેશ એ ત્યાગનો સંદેશ છે બીજાઓને કંઈ પણ ત્યાગ કરવાનું કહેનાર પોતે પહેલાં ત્યાગ ન કરે ત્યાં સુધી કયે મોઢે બીજાને ત્યાગ કરવાનું કહી શકાય? વળી



કદાચ કરે તો પણ એની સામાં માણસ ઉપર શી રીતે અસર થાય!

ગાંધીજી ભારતની આઝાદીની લડત મહાસભા દ્વારા લડ્યા. આઝાદી એ સાધ્ય નથી; સાધન છે. સાધ્ય તો આખો સમાજ સુખી થાય, જનતા સુખી થાય એ છે. હિન્દુ ધર્મમાં એવી માન્યતા છે કે તપને અંતે રાજ્ય મળે છે અને રાજ્યને અંતે નરક. એટલે કે તપશ્ચર્યાથી ભોગની પ્રાપ્તિ થાય છે અને ભોગ ભોગવતાં જે સ્થિતિ માનવીના મનની થાય છે તેથી તેનો અધ:પાત થાય છે.

મહાસભા, પ્રજાસમાજવાદી પક્ષ અને બીજાં પણ કેટલાંક મંડળો પોતાના સભ્યોને ભૂદાન આંદોલનમાં સક્રિય સાથ આપવાનું કહે છે. મહાસભાએ બાપુજીના નેતૃત્વ અને દોરવણી મુજબ આંદોલન ચલાવી આઝાદી મેળવી, એ આંદોલનમાં વિનોબાજી પણ હતા. મહાસભાના એ આંદોલનમાં ભાગ લેનાર પૈકી કેટલાક આજે રાજ્યવહીવટ ચલાવવામાં પડ્યા છે. કલ્યાણ રાજ્યની એમની કલ્પના છે. ઘણાના મનમાં એ વિચાર આવે છે કે મહાસભાના કાર્યકર્તાઓ પૈકી બહુ જ ઓછા ભૂદાન આંદોલનમાં દિલથી કામ કરે છે એમ શાથી બને છે? દા. ત. સંપત્તિદાન તરીકે કમાણીનો અમુક હિસ્સો આપવાનો સંકલ્પ કર્યો હોય તેવા મહાસભાવાદીઓની સંખ્યા ઘણી જ ઓછી નથી? તપને અંતે મળેલ વસ્તુના ઉપભોગ કરતી વખતે નવા ત્યાગ કરનારને જ અખંડ સુખ મળે છે નહિ તો ક્ષીણે પુણ્યે સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં જન્મ ધારણ કરી પાછા દુ:ખમાં આવવું પડે છે એમ હિંદુ ધર્મશાસ્ત્રો કહે છે.

આ વાત બહુ વિચારવા જેવી છે. વિનોબાજીની કલ્પના મુજબની સમાજરચના થાય તે અર્થે કામ કરવાની બુદ્ધિ શક્તિ ઈશ્વર સૌને આપો એ જ પ્રાર્થના.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**સોહિણીસંઘાર :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૨૬. સાડાચાર રૂપિયા. **ગુલાબની ટેકરી :** દામુભાઈ શુક્લ. પાનાં ૨૮૦ સાડાત્રણ રૂપિયા. **રસિયો વાલમ અને બીજાં નાટકો :** જયભિખ્ખુ. પાનાં ૨૦૬. સાડાત્રણ રૂપિયા. **બૌદ્ધધર્મની પ્રાણીકથાઓ :** જયભિખ્ખુ. પાનાં ૧૦૬. સવા રૂપિયો. **જૈન ધર્મની પ્રાણીકથાઓ :** જયભિખ્ખુ. પાનાં ૧૧૬ સવા રૂપિયો. **હિંદુ ધર્મની પ્રાણીકથાઓ :** જયભિખ્ખુ. પાનાં ૯૨. સવા રૂપિયો. **સુમંગલા :** શિવકુમાર જોષી. પાનાં ૧૧૬. દોઢ રૂપિયો.—સાતેયના પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **વણાટ પ્રવેશ :** શિવાભાઈ ગો. પટેલ. પાનાં ૮૭. એક રૂપિયો. **ગદ્યસંગ્રહ (હિંદી) :** સં. ગિરિરાજકિશોર : અમ્બાશંકર નાગર. પાનાં ૧૩૯. અઢી રૂપિયા—બંનેના પ્રકાશક: ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. **ભવની કમાણી :** પુષ્કર ચંદરવાકર. પાનાં ૨૨૬. પોણાચાર રૂપિયા. **ખોવાયેલી દુનિયા :** રાહુલ સાંકૃત્યાયન. અનુ. નવનીત મદ્રાસી. પાનાં ૨૭૪. ચાર રૂપિયા.—બંનેના પ્રકાશક: લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ. **ગાયત્રી પરિચય :** લે પ્ર. પ્રો. અવધૂત. પાનાં ૨૧. બે આના. ગોરેગાંવ. **ચકા શેઠ અને સટરપટર :** પ્રસન્નહંસ. પાનાં ૧૦૪. એક રૂપિયો. આશા પ્રોવિઝન સ્ટોર્સ, અમદાવાદ.



'ઊર્મિ'ના દિલચસ્પ લખાણ–પરિમલની અદ્ભુતાઈ મગજ ઉપર અજબ રીતે લહેરાઈ જાય છે. તેની સુશ્લિષ્ઠ અને સુરભિ ઝરતી નવલિકાઓમાંથી હમેશાં લાક્ષણિકતા નીતરતી રહે છે. ડૉ. શિવપ્રસાદ ત્રિવેદીની આરોગ્ય અને શરીરશાસ્ત્રનું ગર્ભિત અને અનેરૂ જ્ઞાન આપની લેખમાળાએ પણ સારા પ્રમાણમાં આકર્ષણ જમાવ્યું છે.

—વસંત પી. અખાણી [હારીજ] ૩–૧૧–'૫૫





[ અનુસંધાન ૬૪મા પાનાથી ચાલુ ]

સમજાય એવી ચીની બીની ભાષા ન બોલતો હોઉં! ને જ્યારે એ ચાલ્યો જાય છે ત્યારે મારી દીકરી મારો ઊધડો લઈ ને કહે છે કે એવી રીતે મેં રાધુ જોડે વાત જ કેમ કરી! ને એ તો કહે છે કે રાધુ તો મહાન કવિ છે! એટલે હું એને કહું છું કે એ બધી તો મને પણ ખબર છે, ને મેં પણ વર્ષો પહેલાં પેલી નિશાળના ચોપાનિયામાં છપાયેલી રાધુની કવિતા જોઈ પણ છે પણ એને ને ધંધાધાપાને શું લાગે વળગે? ને વળી જે છોકરો મારા ઘરમાં આવે જાય એ શું કરે છે એ મારે જાણવું જોઈએ એમ પણ મેં કહ્યું. ગમે તેના લફંગાઓને રખડવા આવવા માટે મારું ઘર ઉઘાડું નથી કાંઈ.

એમ એક અઠવાડિયું વીતી જાય છે, ને પછી બીજું અઠવાડિયું, ને એક દહાડો દુર્ગાપ્રસાદ મારી ઓફિસમાં આવી ચડે છે, ને એ કંઈક ચિન્તામાં છે એવું સ્પષ્ટ દેખાઈ આવે છે, એટલે હું એને પૂછું છુ:

'ધંધાપાણી કેમ ચાલે છે, દુર્ગાપ્રસાદ?'

દુર્ગાપ્રસાદ કહે છે કે ધંધો તો બરોબર ચાલે છે. એટલે હું પૂછુ છુ કે ત્યારે તબિયત કેમ છે? તો એ કહે છે કે એ પણ બરોબર છે. એટલે મને સવાલ થાય છે કે ત્યારે ચિન્તા શેની છે? છેવટે એ કહે છે કે એને ચિન્તા રાધુ વિશેની છે. આવો છોકરો પોતાના જેવા કુટુંબમાં જન્મે—એની આગળ કુટુંબના બીજા છોકરાઓના આવા સુંદર દાખલા હોવા છતાં! એનો બાપ ને ભાઈ ધંધામાં પડેલા છે, એનું આખું કુટુંબ ધંધામાં પડેલું છે, દરેક દરેક માણસ ધંધામાં પડેલુ છે, ને છતાં એ માત્ર રખડયા જ કરે, ને બીજું કંઈ કરે જ નહીં! હું તો એને સમજાવી સમજાવી તંગ આવી ગયો છું, દુર્ગાપ્રસાદ કહે છે, પણ એ બધું તો ભેંસ આગળ ભાગવત વાંચવા જેવું બની ગયું છે. ને આ બધાનું પરિણામ શું આવશે? આંખમાં આંસુ લાવીને દુર્ગાપ્રસાદ મને પૂછે છે.

એટલે મેં એને આશ્વાસન આપ્યું ને કહ્યું કે તમે ચિન્તા કરો માં. બધાં સારાંવાનાં થઇ રહેશે, જ્યાં તમારા જેવા બાપ બેઠા છે ને ભાઈ જેવો ભાઈ બેઠો છે ત્યાં...મને ખાતરી છે કે રાધુ ખરાબ છોકરો નથી.

આખો વખત મારા મનમાં તો થતું હતુ કે ખરો વાંક તો દુર્ગાપ્રસાદનો જ હતો. એણે પોતે જ આખા ગામને પેલી કવિતા બતાવીને ને પછી એને પોતાની ઓફિસમાં ટીંગાડીને છોકરાનું મગજ ફેરવી નાખ્યું હતું. એટલે તો એ હવે મગજમાં રાઈ રાખીને ફરતો હતો ને પોતાને બીજાઓનાથી ચડિયાતો માનતો હતો. પણ મેં એને એવું બધું કહ્યું નહીં છતાંય દુર્ગાપ્રસાદ તો હું એવું એવું કહેવા માગું છું એમ સમજી જ ગયો, કેમકે એણે જ મને કહ્યું:

'મને ખબર છે કે બધી મારી જ ભૂલ છે. પણ મને એ છોકરા માટે અભિમાન હતું. શું શું બનવાનું છે એની મને શી ખબર કે હું કહીશ એ એ નહી કરે ને હમેશાં કવિતા લખતો જ ફર્યા કરશે!'

'તમે ચિન્તા કરો માં' મેં કહ્યું: 'સહુ સારાંવાનાં થઈ રહેશે. રાધુ સારા કુટુંબનો છે, ને અંતે તો કુટુંબનું લોહી એનામાં પોકારી ઊઠવાનું જ. તમારા કુટુંબમાં હજી સુધી કોઈ કવિ બવિ તો જન્મ્યો નથી ના?'

'નારે ના' દુર્ગાપ્રસાદે કહ્યું: 'મારા કુટુંબમાં એવી વાત બની હોય એવું તમે ક્યાંય સાંભળ્યું છે? કોઈ દેવાળિયો કે કોઇ કવિ કદીયે મારા કુટુંબમાં જન્મ્યો જ નથી.'

એ સાંજે જ્યારે હું ઘેરે આવ્યો ને રાધુને એક કોચ ઉપર મારી સરલાની પાસે બેસીને એક કાગળિયામાંથી કવિતા સંભળાવતો મેં જોયો ત્યારે મને ખૂબ ગુસ્સો ચડયો ને મેં એને કહ્યું કે પોતાનાં માબાપને ચિંતા કરાવવી ને કુટુંબને નીચાજોણું કરાવવું ને રખડવે રાખવું ને કવિતાને કર્યે રાખવી એ કંઈ સારા માણસનું કામ નથી. મેં કહ્યુ કે હું તો તારા કુટુંબનો મિત્ર છું એટલે કહું છું, ને જો તું મારી



સરલા જોડે કોચ ઉપર બેસીને એને તારી કવિતાઓ વંચાવતો ન હોત તો વળી હું એક શબ્દ પણ તને કહેત નહીં. મેં તો એની ખબર લઈ નાખી. પહેલા જઈને માણસ બનતાં શીખી આવ ને પછી મારી દીકરી જોડે વાત કરવા આવ. એટલે રાધુને ગુસ્સો ચડ્યો ને મારી સરલા તો એવી ખીજવાઈ ને બોલી કે જેવી ખીજવાઈ ને આખી જિંદગીમાં એ મારી સામે નહોતી બોલી. મને કહે કે હું સ્વતંત્ર ભારતમાં જીવું છું, રશિયામાં નહીં! એટલે મેં સરલાને કહ્યું કે બૈરાંઓ માટે એ બધું ઠીક છે, જો એને કવિતા વાંચવી હોય કે બીજું કાંઈ પણ પ્રમાણિક કામ કરવું હોય તો એમ કરવાની એને છૂટ છે, પણ જે છોકરાના બાપદાદા વેપાર કરતા હોય એ છોકરો આવા ધંધા કરવા નીકળે તો તો સર્વનાશ થઈ જાય. એટલે મારા ઘરમાં એનો ટાંટિયો જોઈએ નહીં.

મને લાગતું'તું કે હું મારી સરલાને ઓળખું છું, ને એ હવે રાધુને મળશે કરશે નહીં, કેમ કે એના બાપને ન ગમે એવું કશું એ કરે એવી નથી. ને બધું બરોબર છે. પણ આપણે તો સ્વતંત્ર ભારતમાં રહીએ છીએ. સ્ત્રીઓ એના કુટુંબથી પણ સ્વતંત્ર થઈ ગઈ છે, કુટુંબ એને નભાવતું હોય છે, છતાં. અલબત્ત, જે સ્ત્રીઓ કમાઈ જાણે છે એને માટે સ્વતંત્રતા ઠીક છે. પણ તમને હું કહીશ તેમ મારી બાબતમાં પણ એ સ્વાતંત્ર્ય સારા માટે જ હતું તેમ પૂરવાર થયું. જો કે પૂરવાર થયું એટલામાં તો હું લગભગ મરણશરણ થઈ ગયો, ને અત્યારે એને અંગે તો આ વિલાયતની મુસાફરી કરી રહ્યો છું.

પણ એ સમયે દુર્ગાપ્રસાદ જોવા જેવો થઈ ગયો હતો. એના બાપે આખી જિંદગીમાં ચિંતા નહીં કરી હોય એટલી ચિંતા એ એક અઠવાડિયામાં કરતો હતો. ને એના બાપ તો રાજકારણની વાતો કરનારા ને દુનિયાને ખભા ઉપર ઊંચકીને ફરનારાઓમાંના એક હતા. દુર્ગાપ્રસાદ વેપારનું શું થશે એના કરતાં એ છોકરાનું ભવિષ્યમાં શું થશે એની જ ચિંતા કર્યા કરતો હતો. મારી ઓફિસમાં બેસીને બાળક માફક એ રડી પડતો. છોકરો નકામો નીવડ્યો! વરસે વરસે એ તો બગડતો જ જતો હતો. ને હવે તો એ એકવીસ વર્ષનો થયો હતો છતાં એને બીજા કશાનો વિચાર જ નહોતો આવતો, ફક્ત કો'ક ચોપાનિયામાં એની કવિતા ક્યાંક છપાઈ જાય ત્યારે જ એને આનંદ આવતો.

જ્યારે જ્યારે એની કવિતા છપાતી ત્યારે ત્યારે સરલા મને એ વાંચી સંભળાવતી, ને જ્યારે એ વાંચતી ત્યારે એ કવિતા કંઈ ખરાબ પણ નહોતી લાગતી, પણ હમેશાં એ કવિતાઓ ફૂલો ને નદીઓ ને એવી એવી વાતો વિશે જ હોય, એટલે મેં એકવાર સરલાને કહ્યું: 'જો, આ પાંચ વરસ થયાં એ કવિતા લખે છે એમાં એણે શું કાંદો કાઢ્યો એ મને બતાવ. કદાચ ચોપાનિયાનાં બે પાનાં જેટલું એનું લખાણ થયું હશે. પાંચ વરસમાં એટલું કામ કંઈ ઝાઝું કામ કર્યું કહેવાય? કોઈ માણસ કવિતા લખે એની સામે કોઈ ને કશું કહેવાનું નથી...પણ પહેલા ધંધો. પછી ફુરસદમાં ભલે ને એ ગમે એ કરે. કોઈ માણસ દિવસમાં આઠ કલાક કંઈ કવિતા લખી શકે નહીં, ને સમાજવાદીઓ પણ કહે છે કે માણસે દિવસમાં આઠ કલાક કામ તો કરવું જ જોઈએ.'

એટલે એ તો નિસાસો નાખે છે ને મારી સામે જોઈ રહે છે, જાણે કહેતી ન હોય કે 'તમે તો કશું જાણતા જ નથી.' ને તે દીથી એ મને રાધુની કવિતા બતાવતી બંધ થઈ જાય છે, ને હું રાધુ વિશે એની જોડે વાત કરતો બંધ થઈ જાઉં છું. ને દુર્ગાપ્રસાદ, એના ઘરમાં આવો કમનસીબ બનાવ બન્યો એથી નિરાશ થઈ જાય છે. એને દુઃખ એક જ છે કે પોતાનો જ એક છોકરો કંઈ કરવા જેવું કામ કરતો નથી. ને એ બધાંથી મારું હૃદય પણ ભાંગી જાય છે. વેપારમાં આટલી બધી ચિંતા માણસે કરવાની હોય એમાં વળી ભારત જેવા દેશમાં આ એક વધારેની ચિંતા ક્યાંથી વળગી? કવિતાની?

ને પછી એક દિવસ દુર્ગાપ્રસાદ મારી ઓફિસમાં આવે છે ને એને જોતાંવેંત હું સમજી જાઉં છું કે એ ખૂબ આનંદમાં છે. વેપારમાં મોટામાં મોટો ઓર્ડર મળ્યો હોય તોય એ આવા આનંદમાં ન હોય! ન જ હોય! એટલે મને વિચાર આવે છે, એવું શું થયું હશે? હું મારા સેલ્સમેન જોડે ગુફ્તેગોમાં બેઠો હોઉં છું, પણ તરત જ એ ગુફ્તેગો બંધ કરું છું. દુર્ગાપ્રસાદને બાજુમાં લઈ જાઉં છું ને પૂછું છુંઃ

'શું થયું છે, દુર્ગાપ્રસાદ? જલદી કહો મને, હું તો આતુરતાથી મરી જાઉં છું.'

પણ એ તો એટલો બધો ઉશ્કેરાયેલો છે કે એ બોલી પણ શકતો નથી. પણ છેવટે એ કહે છે,

'તમારી વાત સાચી હતી, બદરીપ્રસાદ, બિલકુલ સાચી. મારો રાધુ ડાહ્યો થઈ ગયો છે. કુટુંબનું લોહી પોકાર્યા વિના રહે જ નહીં. આજે સવારે જ એણે એ. જી. બી. સિલ્ક કંપનીમાં નોકરી લઈ લીધી. એક અઠવાડિયામાં તો એના કામે એ બહારગામ ઊપડી જશે. મારી તો જિંદગી બચાવી એ છોકરાએ.' ને દુર્ગાપ્રસાદ બાળક માફક રડી પડે છે.

એથી મને ખૂબ જ આનંદ થયો. હું તમને કહી શકું એથી પણ વધારે. રેશમનો મને મોટામાં મોટો ઓર્ડર મળ્યો હોત તો પણ એટલો આનંદ ન થાત. ભલે ને માણસ વેપાર ધંધા કરે, છતાં એનામાં લાગણીઓ તો હોય છે ના? એટલે હું દુર્ગાપ્રસાદને કહું છું કે હું ગુફ્તેગોમાં રોકાયેલો હતો, પણ એ ગુફ્તેગો તો કાલ સુધી રોકાઈ શકશે. એટલે અમે તો બંને ઊપડ્યા 'ચેતના'માં ને ધરાઈ ધરાઈને આ વાતની ખુશાલીમાં ખાધું, ને ખૂબ ખૂબ આનંદ કર્યો—હમણાં ઘણા વખતથી એટલો આનંદ અમે સાથે મળીને કર્યો જ નહોતો, ને દેશની વાતો કરી, ને અમારા ઓળખીતાઓની વાતો કરી ને બધાની વાતો કરી. આ મુંબઈમાં આવીને અમે કંઈ ફાવ્યા નહોતા એમ નહોતું અમે પૈસા બનાવ્યા છે. બધું બરોબર હતું. ને અમારાં છોકરાં પણ સારાં હતાં. ચિંતા કરવાનું કશું કારણ નહોતું, ને કુટુંબનું લોહી માણસની નસોમાં પોકાર કર્યા વિના રહેતું નહોતું

હું ઘેરે ગયો ને મારી બૈરીને આ શુભ સમાચાર આપ્યા. પણ જ્યારે મારી દીકરી સરલાએ સમાચાર સાંભળ્યા કે રાધુ હવે ડાહ્યો થઈ ગયો છે ને ધંધાને કામે બહારગામ જવાનો છે ત્યારે એણે તો જાણે ખરાબમાં ખરાબ સાંભળ્યા હોય એમ એ તો રોવા જ લાગી. એટલે મેં તો મારા મનને કહ્યું આ બૈરાંઓને કોઈ કદી સમજી શકે જ નહીં. કોઈ કદી સમજી શક્યું જ નથી. એટલે મને તે શી ખબર પડે એ શા માટે રડી રહી હતી તેની? પણ મને એટલી તો ખબર પડી કે એનાં આંસુ આનંદનાં નહોતાં. એ હું સમજ્યો જ. એ બે વચ્ચે તફાવત ઘણો મોટો છે. એટલે મેં તો એને રડવા દીધી ને મન વાળ્યું કે કદાચ હવે રાધુ બહારગામ જાય છે ને એને પોતે મળી શકતી હતી એટલું હવે નહીં મળી શકે એટલા ખાતર એ રડે છે. કેમ કે મને ખબર હતી કે મેં એને રાધુને મળવાની ના પાડી હતી છતાં એ તો એને મળતી'તી જ. આ દેશમાં છોકરીઓ સ્વતંત્ર છે, ને એ વાતની જેને ખબર છે એવો બાપ એને મના તો કરે છે પણ જ્યારે એ મના મનાય નહીં ત્યારે આંખ આડા કાન કરી જાય છે.

એક મહિના પછી રાધુ બહારગામથી પાછો આવે છે. હવે એ તદ્દન બદલાઈ ગયો છે. એણે વાળ ટૂંકા કપાવ્યા છે. એના કપડાં ઇસ્ત્રી કરેલાં છે. એ. જી. બી. સિલ્ક કંપનીવાળા શેઠિયાઓ એના ઉપર ખુશ છે. મેં એમને ટેલિફોન કરી પૂછી જોયું હતું કે વાત કેમ છે. એટલે હું મનમાં વિચારું છું કે હવે જો એ મારે ઘેર આવે ને મારી સરલા જોડે વાત કરે તો હું એને કંઈ નહીં કહું, કેમ કે મને ખબર હતી કે સરલાને એ નહોતો ગમતો એવું નહોતું. પણ તમે શું ધારો છો, શું બન્યું હશે? જ્યારે એ ઘેર આવે છે ત્યારે સરલા એની જોડે બોલતી પણ નથી. એને

એ કવિ મટી ગયો એ વાતનો ગુસ્સો ચડ્યો હોય છે. સ્ત્રીઓને રાજકીય હક્કો મળ્યા છે, પણ એ તો હતી એટલી જ મૂર્ખ રહી છે. તેમને રોટલો નથી જોઈતો પણ ઝવેરાત જોઈએ છે...કવિતા જોઈએ છે.

એમ રાધુ પાછો બહારગામ જાય છે, ને એનો બાપ ખુશ ખુશ છે ને મને કહે છે કે બીજો કોઈ માણસ દસ વર્ષમાં જેટલું શીખી શક્યો ન હોત એટલું બધું આ છોકરો વેપાર વિશે બે મહિનામાં શીખી ગયો છે. શીખે પણ કેમ નહીં? બસો વર્ષથી રામપુરિયા કુટુંબ રેશમનો જ વેપાર કરે છે. કોઈ ગાવાવાળાના કુટુંબમાથી ઊતરી આવેલો છોકરો જેમ ગાવા વિશે જાણે એમ આ છોકરો રેશમ વિશે જાણતો હતો. એની નાડમાં જ એ વેપાર હતો. એને કંઈ રેશમ અને સૂતર વચ્ચેનો ભેદ સમજવા નિશાળે જવું પડે તેમ નહોતું. પણ હું કંઈ બોલતો નથી, ને બાપ ખુશખુશાલ છે ને બધું સમુંસૂતરું ચાલે છે. દુર્ગાપ્રસાદ તો છોકરા વિશે ગાંડો ગાંડો બની ગયો હતો. કુટુંબમાં જે કવિતાનો વારસો નહોતો ઊતરી આવ્યો એ વિશે એ ગાંડો બન્યો હતો અને એને પોતાની ઑફિસમાં ટીંગાડતો હતો ને એ બધું મને કંઈ સમજાતું નહોતું. પણ રેશમ! રામપુરીઓ તે રેશમ સમજે નહીં એ બને જ કેમ?

એ દરમિયાન, હું જેવો ઘરની બહાર નીકળું છું કે જોઉં છું કે જુદાં જુદાં ગામથી મારી સરલા ઉપર કાગળો આવ્યા કરતા હોય છે. પણ એ વિશે હું બોલતો નથી. છોકરો બહારગામ જાય છે ને પાછો આવે છે. જ્યારે જ્યારે ગામમાં આવે છે ત્યારે અચૂક એ સરલાને મળે છે. કોઈક વાર સરલા એની સાથે એક રીતે વાત કરે છે, કોઈક વાર બીજી રીતે, ગરમ કે ઠંડી, પણ હું કંઈ બોલતો નથી. જોયે રાખો. હું હમેશાં માનું છું કે માણસની નસોમાં એના કુટુંબનું લોહી પોકારવાનું. ને હજી સુધી તો મારા કુટુંબમાંય કોઈ કવિ બવિ જન્મ્યું નથી.

એ દરમિયાન રાધુનો મોટો ભાઈ, જે અત્યાર સુધી એના બાપ જોડે ભાગીદારીમાં ધંધો કરતો, એ છૂટો થઈને પોતાનો સ્વતંત્ર ધંધો માંડે છે. એટલે રાધુ આવીને એના બાપ જોડે ભાગીદારીમાં જોડાય છે. ને એનો બાપ! એની હારે તો વાત પણ થાય એવું રહ્યું નહોતું, એટલો બધો રાધુ વિશે એ ખુશખુશ થઈ ગયો હતો. દિવસના ચોવીસે કલાક એ છોકરાને બગાડ્યે રાખતો. એને બીક લાગતી કે કાં તો પાછો રાધુ કવિતા તરફ ખેંચાઈ જશે.

એ વખતે બજારમાં એક નવી જાતનું રેશમ આવે છે, ને જથ્થાબંધ માલના દરેક વેપારીને એના નમૂના મળે છે. રાધુ એ નમૂનાના ટુકડાને જોઈ રહે છે, ને એને અડચ રાખે છે, ને એના ઉપર હાથ ફેરવ્યે રાખે છે. રેશમના એ ટુકડા જોડે એ છોકરો જેવા ચેડાં કાઢે છે એવા તો કોઈએ ક્યાંયે જોયાં નહીં હોય! જથ્થાબંધ વેપારીએ એ રેશમનું નામ તો પાડ્યું જ હોય છે—શું એ તો હું ભૂલી ગયો છું—પણ રાધુ તો એને જોયા જ કરે છે, સૂંઘ્યા જ કરે છે, પોતાના ગાલ સાથે ને હોઠ સાથે, પોતે જાણે ગાંડો બની ગયો હોય તેમ, એને દાબ્યા કરે છે, ને પછી ફરીવાર કહે છે:

'હિંદની હવા.' ને એની આંખો ચમકતી હતી, ને જાણે એ રેશમના ટુકડાને અડી અડીને એને નશો ચડી ગયો હોય તેમ તેનો ચહેરો લાલ લાલ બની ગયો હતો. એવો જ લાગતો હતો એ! 'હિંદની હવા!'

ને જ્યારે એ રેશમ માટે એ વરદી મોકલે છે ત્યારે એ સૂચના કરે છે એ રેશમના છેડે છેડે 'હિંદની હવા' એમ છાપવું, ને એક ખાસ જાતના રંગીન રેશમી કાગળમાં એને પૅક કરવું.

ને 'હિંદની હવા' વિશે તો એવું ગાંડપણ ચાલ્યું કે સ્ત્રીઓ તો 'હિંદની હવા' સિવાય બીજું કંઈ માગતી જ નહીં, ને બીજું રેશમ ભલે બરાબર એના જેવું જ હોય છતાં જેના ઉપર 'હિંદની હવા'ની છાપ ન લાગી હોય એ રેશમ ખરીદતી જ





નહીં. ને વરદીઓ તો દુર્ગાપ્રસાદ પાસે જ પહોંચવા લાગી, એટલા બધા પ્રમાણમાં કે બીજા બધાનો તો ધંધો જ લગભગ તૂટી પડ્યો. ‘આ રેશમ ને એ રેશમ એક જ છે’ હું બાળકોને સમજાવું છું. પણ તેમને તો કશું જોઈતું જ નથી, ‘હિંદની હવા’ જ જોઈએ છે. ને પછી તો દુર્ગાપ્રસાદ ખૂબ ગૌરવ અનુભવે છે ને એની ઑફિસમાં જે કોઈ જાય તેને રાધુની પેલી ‘હિંદની હવા’ નામની પહેલી કવિતા, જે હજી તેની ઑફિસમાં ટીંગાય છે તે બતાવે છે. ને જ્યારે હું એને મળવા જાઉં છું ત્યારે મને એ કહે છે:

‘બદરીપ્રસાદ, તમે સાચા હતા. ગજબનો છોકરો છે મારો!’

ને હું પણ એમાં હા પુરાવું છું. આપણે સાચું તો રહેવું જોઈએ જ. જ્યારે માણસ સાચું કહેતો હોય ત્યારે સાચું કબૂલ કરવું જ જોઈએ. ભલેને એથી આપણા ધંધાને નુકસાન પહોંચતું હોય તોયે શું થયું?

ને એમ રાધુ અમારે ઘેર પહેલાં કરતાં પણ જરા વધારે આવતો જતો થયો છે. ધંધો વિકસે છે. દુર્ગાપ્રસાદ ઍન્ડ સન્સ ખૂબ કમાય છે રાધુ ને સરલા સાથે સાથે બહાર જાય આવે છે, ને રાધુ પૈસા પાણીની જેમ વાપરે છે. કશું કહેતો નથી. કોઈવાર એ લોકો સુખી લાગતાં, કોઈવાર નહોતાં લાગતાં. એકવાર ઘેરે આવીને બન્ને જણાં ખબર આપે છે કે એમણે તો લગન કરી લીધાં. બસ, એમ જ. એમને મંડપ ને ભપકા ને વિધિઓ ને એ બધું નહોતું ગમતું. એ છોકરો વેપારમાં ભલે સફળ નીવડ્યો પણ જરાક વિચિત્ર તો હંમેશનો હતો. એથી મને ખૂબ આનંદ થયો, ને એથી મારા પૈસા પણ ખૂબ બચી ગયા, કેમકે મંડપ વગેરે લગનના બધા ખરચા તો કન્યાના બાપે જ કરવાના હોય ના! ને મેં લગન કરાવ્યું હોત તો વેપારધંધાની આબરૂને અંગે પણ મારે ઓછામાં ઓછા બે ત્રણ હજાર માણસને જમાડવા પડત! કેટલો ખરચો થાત કહો જોઉં! ને બીજું, હમણાંના વખતમાં તો તમારું છોકરું કોની સાથે પરણી બેસશે એની પણ તમને ખબર પડતી નથી. ત્યારે આ રાધુને તો હું એ નાનો છોકરો હતો ત્યારથી ઓળખતો’તો, ને એ આટલો બધો સફળ બન્યો’તો, ને રેશમની એક જાતને ‘હિંદની હવા’ જેવું નામ આપી શકે એવું ફળદ્રુપ ભેજું ધરાવતો હતો! કેવા કેવા વિચારો આવતા એના મનમાં! ને અમે બધાં ખુશખુશાલ થઈ ગયાં.

સીઝન પૂરી થતાં રેશમની મીલોના માણસો નવા નવા નમૂના લઈને અમારી પાસે આવવા લાગ્યા. એ નમૂનાઓ જોતા કરવામાં હું ખૂબ રોકાયેલો છું. ને દુર્ગાપ્રસાદ જ્યારે મને મળવા આવે છે ત્યારે હું જોઈ શકું છું કે એ કંઈ એવા ખુશ મિજાજમાં નથી.

‘કેમ, શું થયું છે?’ હું એને પૂછું છું.

‘એ તો મારા રાધુની વાત છે’ એ કહે છે: ‘ઉપરના ત્રણ દીથી ઑફિસમાં એ ફરક્યો નથી.’

‘શા કારણે?’ હું એને પૂછું છું.

હું તો એને ટેલિફોન ઉપર ટેલિફોન કર્યે રાખું છું ને એ મને જવાબ વાળ્યે રાખે છે કે એ ઘરમાં ખૂબ કામમાં છે, ને મારે એને પજવવો નહીં. એ એટલા કામમાં છે કે ‘ઑફિસે આવી શકાય તેમ નથી. બદરીપ્રસાદ,’ દુર્ગાપ્રસાદ મને કહે છે: ‘હવે તો રાધુ થોડો ઘણો તમારો પણ દીકરો કહેવાય. આનું કરવું શું?’

‘હું તો ઘેર આવ્યો ને મેં મારી બૈરીને કહ્યું નહીં. એને બાપડીને ચિન્તા કરાવ્યાથી શો ફાયદો? પણ જ્યારે માણસને છોકરાંમાં એકની એક છોકરી હોય છે, ને જ્યારે એની પાસે એના વેપાર સિવાય બીજું કશુંય હોતું નથી, ને જ્યારે એ પોતે જુવાનીને વટાવી ગયો હોય છે, ત્યારે હું રાધુ કહું છું કે તે સાંજે મેં જે કંઈ ખાધું એ ઝેર જ હતું. રાધુ સમજે છે શું એના મનમાં કે ત્રણ દિવસથી



ઑફિસે આવતો નથી તે એના પોતાના બાપને કહે રાખે છે કે એ ખૂબ કામમાં છે ને ઑફિસે આવવા પૂરતો પણ વખત પારો નથી? વેપાર માટે વખત નથી! એ તે કેમ બને?

એટલે હું મારી વહુને પૂછી લઉં છું કે એને સરલા મળી હતી કે નહીં, ને એ મને જવાબ વાળે છે કે એણે સરલાને ટેલિફોન કર્યો હતો, ઘેરે આવવા કહ્યું હતું, પણ સરલાએ તો કહ્યું કે હું ખૂબ કામમાં છું, મને ડિસ્ટર્બ ન કરવી. એટલે મને યાદ આવ્યું કે મારી સરલાને રાધુ કવિ મટી જાય એ વાત ગળે ઊતરી જ નહોતી; ને મારું લોહી ઠંડું પડી ગયું. સ્ત્રીઓ વિશે કંઈ કહી શકાય જ નહીં.

એટલે જમીને હું રહી ન શક્યો ને મેં મારી વહુને કહ્યું કે મારે કલબની એક ખાસ મિટિંગમાં જવું પડે એમ છે, ને મેં પહેલી ટેક્સી પકડી લીધી ને દાદર ખાનેના રાધુના ઘર તરફ એને દોડાવી મૂકી. ટેક્સીમાં બેઠાં બેઠાં મને વિચાર જ આવ્યા કર્યા કે શું હશે, ને શા માટે આ લોકોએ આવા દાદર જેવા લત્તામાં રહેવાનું પસંદ કર્યું હશે? મરીન ડ્રાઈવ ઉપર સરસ ઘરો હોય છે. ને એથી સરસ ઘરો નેપિયનસી રોડ ઉપર. તો એ લોકોએ દાદર ખાતે શા માટે રહેવું જોઈએ, પરણીને બાપથી છૂટા રહેવાનું અંગ્રેજોની માફક તેમને ગમ્યું, તો પણ? આ છોકરો ધંધામાં ભલે પડ્યો, પણ છતાં એ જરા વિચિત્ર તો હતો જ, ને સરલા ભલેને મારી દીકરી રહી, છતાં એના મગજમાં પણ જાતજાતનું ભૂસું ભર્યું હતું. એટલે હું ટેક્સીમાંથી ઊતરું છું, ને એના ઘરની ટકોરી મારું છું ત્યારે મારું હૃદય ભારે ભારે થઈ ગયું હોય છે—જાણે કોઈ માંદા પડેલા સગાને મળવા કે દિવાળું કાઢેલી પેઢીના લેણદારોની સભામાં ગયા હોઈએ ને હૃદય ભારે ભારે થઈ જાય એટલું ભારે. જ્યારે નોકર બારણું ઉઘાડે છે ને હું ઘરમાં દાખલ થાઉં છું ત્યારે તો મારું હૃદય હતું એના કરતાંય વીસગણું ભારે થઈ જાય છે; કારણ કે એક ટેબલ પાસે રાધુ બેઠેલો હોય છે, ને વાળ પાછા લાંબા વધી ગયા હોય છે ને એ તમાકુની પાઈપ ફૂંકતો હોય છે, ને આખું ટેબલ ચોપડીઓથી લદાઈ ગયેલું હોય છે. ને એ આખું ઘર કોઈ વેપારીના ઘર જેવું લાગતું જ નહોતું. રાચરચીલું પણ જુદી જ જાતનું હતું. કોચો અને મીણબત્તીની દીવીઓથી ભરેલું. મીણબત્તીની દીવીઓ શા માટે હશે કોણ જાણે, કેમકે અહીં તો વીજળીની બત્તીઓ હતી, કંઈ દેશની જેમ દીવીઓ નહોતી!

'એક મિનિટ, કાકા' રાધુ મને કહે છે ને એક ચોપડીમાંથી કવિતા વાંચે છે ને સરલા એની સાથે એકમત થતી નથી તેથી ગજબનો ઉશ્કેરાઈ જાય છે. જ્યારે રાધુ પૂરું કરે છે ત્યારે સરલા કહે છે:

'એક મિનિટ, બાપુજી, બેસોને એક મિનિટ' ને એ વળી કોઈ ચોપડીમાંથી મને બીજી એક કવિતા સંભળાવે છે.

એમ હું જોઉં છું કે ફરી પાછાં બન્ને પેલી માંદગીમાં સપડાયાં છે, ને મને અજાયબી થાય છે કે જેને હું વર્ષોથી આટલી સારી રીતે ઓળખું છું તે જ બાળકો આ બન્ને જણાં હોઈ શકે—એક મારી દીકરી અને બીજો દુર્ગાપ્રસાદનો દીકરો? મારી નજર સામે મને સર્વનાશ દેખાયો. મારી સામે જો કોઈ ખીણ ઓચિંતાની ફૂટી નીકળી હોત તો મેં એમાં ભૂસકો માર્યો હોત! એ લોકો તો મારી સામું પણ જોતાં નહોતાં, જાણે એમના પૂરતો તો હું જીવતો જ નહોતો. રાધુ બીજી કોઈ ચોપડી ઉઘાડે છે ને વાંચે છે. સરલા વળી કોઈ બીજી જ ચોપડી ઉઘાડે છે ને સામું વાંચી સંભળાવે છે. ને બન્ને જણાં હું જરાપણ સમજી શકું નહીં એવી વાતો વિશે લડે ઝઘડે છે. ને એ પાઈપ ફૂંકે છે ને પેલી પાન ચાવ્યે રાખે છે. ને મને મને લાગે છે કે હું મરી જઈશ મારું હૃદય બેસતું જાય છે. પછી મારાથી રહેવાતું નથી એટલે હું ઊભો થઈ જઈને બૂમ મારું છું:

'તમને થઈ શું ગયું છે, છોકરાંઓ? રાધુ! ફરી



પાછું ? તું ભૂલી જાય છે કે તું પરણેલો માણસ છે. રાધુ, ફરીથી કવિતા ? તારું થવા, શું એવું છે ?'

અને એટલે રાધુ હું જાણે કે ભગવાનની આ સૃષ્ટિમાં સૌથી જડ પદાર્થ જેવો લાગતો હોઉ એવી નજરે મારી સામે જોઈ રહે છે. પછી એ મારી સામે હસે છે, ને એક ચોપડી ઉપાડે છે, ને તમને સાચું કહું છું, મારો બધો જ આનંદ એક પળમાં મારી સામે ફરી પાછો ધસી આવે છે. એ ચોપડીનાં પાનાં વચ્ચે રેશમના નમૂનાના ટુકડાઓ રાખેલા હતા અને એ લોકો આ નવા રેશમ માટે 'હિંદની હવા' જેવું બીજું કોઈ સરસ નામ શોધી કાઢવાને માટે આ બધી કવિતાની ચોપડીઓ ઉથલાવી રહ્યાં હતાં

એટલે, તમે સમજ્યા ના, વેપારમાં કવિતા કસ પૂરે છે. પણ એ માટે તમારે મારવાડીના છોકરા થવું જોઈએ, ને એનો ઉપયોગ શી રીતે કરી શકાય તે જાણવું જોઈએ......ને ગમારિયામાં પડી રહી ભૂખ્યા મરી જનારા પેલા કવિઓ જેવા ન બનવું જોઈએ.

'પણ હું તો બહુ માંદો પડી ગયો ને ડાક્ટર કહે છે કે તમે આરામ લો. એટલે હું આ વિનાયન હાજર કરવા જવા નીકળ્યો છું.'

'તો તમે મને કહ્યું કેમ નહીં કે તમે લેખક છો ? એમા શરમાવા જેવું કશું નથી.'*

---

*કોનરાડ એકેનિની 'There's Money in Poetry' નામની વાર્તાનું રૂપાંતર.

★

નટવરલાલ પટેલ

## અવસર

કે અવસર ફરી ફરી નહીં આવે,
એકવાર ચૂકયો તે ફેર ના ફાવે,
કે અવસર ફરી ફરી નહીં આવે

એક સોને મઢેલી આવી ઘડી,
એની કુંકુમ ભરેલી પગલી પડી,
કે નહીં કુસુમોથી કેમ તું વધાવે ?
કે અવસર ફરી ફરી નહીં આવે.

પેલાં આભે ઊગેલાં ચાંદરણાં,
એને ચૂંટી લેજે તું ઘોડાંઘણાં.
કે રોજ ચાંદ તારી હથેળીમાં ના'વે.
કે અવસર ફરી ફરી નહીં આવે.

જેની ચાતકથી ઝંખના લાગી,
એ તક આવી ઊભી વણમાગી.
કે મો-મગ્યા તું મેઘ નહીં પાવે,
કે અવસર ફરી ફરી નહીં આવે.

તને સાચાં મોતીની ભાળ લાધી,
એને રેશમની દોર રાખ બાંધી.
કે રોજ કંઈ સાગર મોતી નહીં લાવે,
કે અવસર ફરી ફરી નહીં આવે.

★



[ અનુસંધાન ૪૮મા પાનાથી ચાલુ ]

રાક્ષસ તેની સામે જોઈ રહ્યો. મહાદેવી સ્તબ્ધ થઈ ગયાં. કોઈને કાંઈ સમજાયું નહિ. મહારાજ કેમ ઉતાવળમાં, રોષમાં આવેગમાં હતા તે એકદમ કળી શકાયું નહિ. એટલામાં જેમ જબરજસ્ત વાદળાં અથડાય અને ભયંકર ગડગડાટ થાય તેમ નંદરાજે ઉતાવળે, આકરા, તીખા, તીક્ષ્ણ શબ્દોમાં મોટેથી બૂમ પાડી.

'આ શું છે બધું રાક્ષસ ? આ બામણાઓને શું તેં ભેગા કર્યા છે? આ રાજપુરોહિતના આસન પાસે આ કોણ ઊભો છે? કઢંગો, કદરૂપો, વાંકો, ત્રાંસો, ઠરડો, એવો આ બામણો કોણ છે? કોણે એને આંહી બોલાવ્યો છે! અને આ બધી ધમાલ શી છે? હું એક દિવસ બહાર રહ્યો. એટલામાં આ કૌભાંડ કોણે તે ઊભું કર્યું છે? ભદ્રશાલ સેનાપતિ ક્યાં છે? આ બધા બામણાઓને આંહી શું છે? નંદરાજમાં એ દુષ્ટોનો બહિષ્કાર છે એ શું તમે ભૂલી ગયા છો? આ બધું છે શું રાક્ષસ?'

રાક્ષસ બે હાથ જોડીને આગળ આવ્યો. તે શાંતિથી બોલ્યો: 'બીજું કાંઈ નથી મહારાજ! મગધના વિદ્યાપતિનો આજે અભિષેક છે. આ મહાન આચાર્ય મગધના વિદ્યાપતિપદે સ્થપાયા છે!'

'પણ એને સ્થાપે છે કોણ? કોણ તું?'

'મને એ અધિકાર નથી પ્રભુ! મહાદેવીની આજ્ઞા છે!'

'આ બામણો, વાંકો, ત્રાંસો, ઠરડો, કઢંગો, કદરૂપો, એની દાઢી ને નાક તો ભેગાં થઈ ગયાં છે, એ શું મગધનો વિદ્યાપતિ? મહાદેવી ઘેલાં થયાં છે પણ તું શું જોઈને ઘેલો થયો છે! લોક પણ ઘેલા થયા છે? એને કાઢો, કાઢો, આંહીંથી કાઢો. એવો કઢંગો માણસ મગધના રાજદ્વારે હોય નહિ. મહાદેવી તમે સ્વસ્થાને સીધાવો, તમારી શકટાલ મંત્રીશ્વર રાહ જુએ છે!'

મહાદેવી સુનંદા ઉગ્ર અને રોષભર્યા અવાજે જવાબ આપવા જતી હતી. તેટલામાં રાજકુમાર સુકલ્પ એક તરફથી દોડતો આવી ચડ્યો: 'માં! એક શબ્દ તમે બોલતાં નહિ રાક્ષસ કાકાએ કહી તે વાત સાચી છે. આ બામણો મને ને તમને તક્ષશિલાની વાત અમસ્તી કરી રહ્યો હતો. તક્ષશિલા નામની કોઈ નગરી જ નથી!'

રોષમાં છતાં મહારાણીનું મોં સુકલ્પની મૂર્ખાઈ જોઈને હસી પડ્યું:

'અરે! સુકલ્પ! મૂરખા.'

'એ મૂરખો હશે મહાદેવી! પણ તમે તો ઘેલાં છો' નંદરાજે ઉતાવળે કહ્યું, 'તમે હવે આંહીંથી જાઓ. અમે આ ધૂર્ત બ્રાહ્મણને સંભાળી લેશું! અરે પુષ્પગુપ્ત! ક્યાં છે પુષ્પગુપ્ત!'

પુષ્પગુપ્ત એક તરફથી દોડતો આવ્યો, તે આ દેખાવ જોઈને આભો બની ગયો. મહાદેવી સમજી ગયાં હોય તેમ એક તરફ પાછાં ફરી રહ્યાં હતાં. સુકલ્પ આચાર્ય તરફ તિરસ્કારથી મોટેથી હસતો હતો. એનું જોઈને હમણાં આવી ચડેલા બધા રાજકુમારો પણ હસવા લાગ્યા અને એ જોઈ તે આખી સભા હસવા લાગી.

રાક્ષસે રચેલી આ માયા જોઈને પુષ્પગુપ્ત તો અવાક થયો. એટલામાં નંદરાજે તેને ઉગ્ર અવાજે કહ્યું: 'શું જુએ છે? આ બામણાને પકડી લે. એ ભયંકર છે. પકડ એને...'

પણ પુષ્પગુપ્ત એક પગલું આગળ વધે તે પહેલાં જેમ આકાશમાં ભયંકર વીજળીનો કડાકો થાય ને એ ચમકે અને માણસ ધ્રુજી ઊઠે તેમ આખી સભા, નંદરાજ, રાક્ષસ અને પુષ્પગુપ્ત, વિદ્વાનો, બ્રાહ્મણો અને આગંતુકો, બધા એક પળભર ધ્રૂજી ગયા. આચાર્ય વિષ્ણુગુપ્તનો ખડકોના ભુક્કા કરી નાખે તેવો, મહા ભયંકર મેઘગર્જના જેવો, મોટો, રોષભર્યો, તીવ્ર, અક્ષરે અક્ષરમાં વેરનું વિષ સીંચેલો, અવાજ સંભળાયો: એ અવાજ પણ ન હતો. જાણે





ક્ષણિક છે, માયા છે. ઠીક. હવે કહેશો, આ સ્વપ્ન સરખો તો, ક્ષણિક, માયાસ્વરૂપ, રણના મૃગજળ જેવો સંસાર રચ્યો કોણે ! શા માટે ! શાથી ? તો કહે, પરમેશ્વરે પોતાના આનંદ ખાતર, લીલા ખાતર. બસ, બસ, બસ, બસ, હવે મારું કહેવું એટલું જ છે કે ઈશ્વરે આ માયાવિની સૃષ્ટિ સર્જીને, જગતનું, પહેલામાં પહેલું જુઠ્ઠાણું અને મોટામાં મોટું જુઠ્ઠાણું સર્જ્યું એમ ન કહેવાય ! ઈશ્વર સર્વશક્તિમાન એટલે એણે આવડી મોટી માયાસ્વરૂપ સ્વપ્નસરખી અસત્ય દુનિયા ઊભી કરી. આપણી શક્તિઓ મર્યાદિત એટલે આપણે નાનકડી કલ્પનાઓ, નાનકડા બહાનાં, નાનકડાં જૂઠાણાં ઊભાં કરીએ, કાલ્પનિક નાતીલાનું કાલ્પનિક મરણ નીપજાવીએ. ઑફિસોમાં રજા લેવા ખાતર અથવા કનૈયાલાલ મુનશી અમારા દૂરના સગા થાય, એવો હવાઈ દાવો કરીએ—મિત્રોમાં ગૌરવ લેવાને ખાતર ! કે ખિસ્સામાં એક પાઈ પણ નથી એવી મહાકથા કહીએ, લેણદારને દૂર કાઢવા માટે—એમાં ખોટું શું ? આપણે પ્રભુને પંથે જ ચાલી રહ્યા છીએ, એણે અસત્ય એવો આ અસાર સંસાર રચ્યો. આપણે અસત્ય બહાનાં, અસત્ય વાતો સર્જીએ છીએ એમાં ખોટું શું ? એટલે મને તો લાગે છે કે ઈશ્વરપ્રેમ માટે સત્ય બોલવા જેટલું અસ્વાભાવિક કશું જ નથી: બાકી તો દુનિયાનો રિવાજ છે કે 'કૃષ્ણ કરે તે લીલા.' મોટા માણસો કે ખૂદ ઈશ્વર કંઈક ખરું ખોટું કરે તો તે લીલા કહેવાય અને તમે સોળહજાર તો શું પાંચપંદર ઘેલી ગોપીઓને લઈને ફરવા નીકળો ને, બંસી વગાડતા વગાડતા, તો તો... પણ જવા દો, બીજી એક વાત કરું.

ઈશ્વરે તો આ અસત્ય માયાવિની સૃષ્ટિ ઊભી કરી, માત્ર પોતાની મૉજ ખાતર, માત્ર લીલા ખાતર, ત્યારે આપણે તો અસત્ય બોલીએ છીએ કોઈ કામ ખાતર, કોઈ મહત્ત્વના ઉદ્દેશ ખાતર. ઑફિસમાંથી ઘેર વહેલા છટકી જઈ ઘેર જઈ નિદ્રાની આરાધના કરવા ખાતર, ચંચળ લક્ષ્મીને આપણા ખિસ્સામાં સ્થિર કરવા, આરામ આપવા ખાતર, કે બાળકો પત્ની કે મિત્રોના મનોરંજન ખાતર, ઈશ્વરની જેમ અકારણે નહીં, વગર કારણે નહીં ! એટલે આપણે તો ઈશ્વર કરતાં સારા કે માત્ર અસત્યને સર્જવાના આનંદ ખાતર અસત્ય નથી સર્જતા, કંઈક કારણ ખાતર સર્જીએ છીએ !

જેમ જેમ જગતના અનુભવ થતા જાય છે તેમ તેમ લાગવા માંડે છે સૃષ્ટિ સત્યથી નહીં, અસત્યથી જ ચાલે છે. આપણી સંસ્કૃતિ શેના જેવી છે ! ખબર છે ' બરફ જેવી ! બરફની જેમ આપણી સંસ્કૃતિની આસપાસ પણ અસત્યનું ભુસું ન હોત તો સત્યના તાપમાં એ ક્યારની ઓગળી ગઈ હોત !

ચાલો, ફરીથી ધારી લો કે તમે સત્યવાદી છો. પૂરેપૂરા સત્યવાદી છો. વહેલી સવારે પંખીઓ કસરત કરી રહ્યાં હશે, વાસંતી વાયુ વાતો હશે, પૂર્વમાં ઉષા રંગોળી પૂરી રહી હશે અને તમારાં પત્ની તમને પૂછશે, 'આ નાસ્તાના બિસ્કીટ કેવાં થયાં છે ? મેં જાતે ઘેર જ બનાવ્યાં છે, હો ?' ત્યારે તમે શું કહેશો ? તમે સત્યવાદી હશો તો લાકડાના કટકા જેવા એ બિસ્કિટ માટે એમ તો નહીં જ કહી શકોને કે, 'ઓહો, ખૂબ સરસ બન્યાં છે. જે. બી. મંઘારામ તો આની આગળ પાણી ભરે ! અહાહા, બિસ્કીટ તે કાંઈ બિસ્કીટ છે ! વાહ ! શો રંગ ! શો સ્વાદ ! શી સુગંધ...' ઉંહું ! તમે તો રહ્યા સત્ય બોલનારા ! તમે કહેશો, 'બિસ્કીટ ? આ પદાર્થને તું બિસ્કીટ કહે છે ! અને તે સારાં બન્યાં છે કે નહીં એમ મને પૂછે છે ? શિવ, શિવ, શિવ, શિવ ! તું આવા બિસ્કીટ ઘેર બનાવવામાં તારો વખત બગાડે છે એને બદલે રેંટિયો કાંતવાનું રાખતી હોય તો કેવું સારું !' અને તમે સત્યવાદી બની આવું કહેશો પણ શું પરિણામ આવશે ખબર છે ? તમે જાણો છો શું પરિણામ આવશે ! અને એક વાત જાણી લેજો ભાઈ, કે કવિઓએ વિસરેલી પ્રિયતમા વિશે ગમે તેટલાં કાવ્યો લખ્યાં હોય, પણ વહેલી સવારે, પંખીઓ કસરત કરી રહ્યાં હોય, વાસંતીવાયુ વાઈ રહ્યો હોય અને ઉષા પૂર્વમાં રંગોળી પૂરતી હોય ત્યારે, 'મોં ચઢાવીને ફરતી પ્રિયતમાનું મુખ કવિતા પ્રેરે એવું નથી હોતું હોં !—વૈરાગ્ય પ્રેરે એવું હોય છે. અનુભવીઓનું તો એવું કહેવું છે.

---

સાચું બોલનારની જીવનસંગિની એટલે જગતની દુઃખીમાં દુઃખી વ્યક્તિ. 'સાચું કહું તો આ સાડી તને જરાયે શોભતી નથી.' 'સાચું પૂછે તો તારે ગાવાનું બંધ જ કરી દેવું જોઈએ. તું જો તારી જાતને કોયલ સાથે જ સરખાવવા માગતી હોય તો સરખાવ, જરૂર સરખાવ, પણ તે કંઠની બાબતમાં નહીં, રંગની બાબતમાં! ખોટું લગાડીશ નહીં હો, હું તો સાચું લાગે છે તે કહું છું' 'ના મારાથી જૂઠું બોલીને ઑફિસમાંથી રજા નહીં લેવાય, ભલે મેળાવડામાં જવાનું મોડું થાય.' 'બેબી પૂછે કે બા બાપુજી તમે લડો છો? ત્યારે ના બહેન, અમે તો પ્રેમ કરીએ છીએ' એવું જૂઠું મારાથી નહીં બોલાય, હું તો ચોખ્ખું કહેવાનો, 'હા, બેબી, હું ને તારી બા લડીએ છીએ...'—ફરીથી કહું છું જગતનાં બધાં દુઃખો સહન કરી શકશો પણ હરિશ્ચંદ્ર કે યુધિષ્ઠિરનાં પત્ની બનવાનું? शिरसि मा लिख, मा लिख, मा लिख...

અને તમારી જીવનસંગિની કે બાળકો જ શું કામ? સત્ય બોલશો તો કે...ટલા બધાં માણસો મુશ્કેલીમાં મુકાશે, કેટલા બધા માણસો દુઃખી થશે એનો વિચાર કર્યો છે? કંઈ નહીં તો એ બધાંને ખાતર પણ આપણે સત્ય બોલવાનો આગ્રહ છોડી દેવો જોઈએ! પત્ની, બાળકો અને કુટુંબીઓ જ નહીં, તમારી ઑફિસનો બોય અને પટાવાળો, બસનો કંડક્ટર, તમારો દૂધવાળો, શાકવાળો, તમારા લત્તાનો મ્યુનિસિપલ મેમ્બર, તમારા પડોશીઓ, તમારા લેખક મિત્રો, કલાકાર મિત્રો, તમારા સૌ મિત્રો એમની પત્નીઓ, એ મિત્રોના મિત્રો, એ મિત્રોના મિત્રોની પત્નીઓ, એ પત્નીઓના મિત્રો, એ પત્નીઓની પત્નીઓ—માફ કરજો, એ પત્નીઓના મિત્રોની પત્નીઓ, એ પત્નીઓના મિત્રોના મિત્રો—ટૂંકમાં તમારા સીધા કે આડકતરા સંબંધમાં આવનાર—અને નહીં આવનાર—સૌ દુઃખી થશે, જો તમે સદાય સત્ય બોલવાનું નક્કી કરશો તો! એટલે જ ફરીથી કહું છું કે સંસાર તો બરફ જેવો છે, જેની આસપાસ અસત્યરૂપી ભૂસું ભરી રાખો તો જ એ પાણી થઈ જતો અટકશે!

જગતમાં સૌ સાચું બોલવા માંડે તો જગત ચાલે ખરું કદાચ, પણ એના ચાલવામાં કંઈ મઝા ન રહે, સૌ સાચું બોલીએ તો કવિતા કરાય નહીં, કારણ કવિતા એટલે કલ્પના અને કલ્પના એટલે અસત્ય. સ્વપ્નાં સેવાય નહીં, કારણ સત્ય નહીં તે જ સ્વપ્ન. સ્નેહ, પ્રેમ, માયા, મમતા સૌ નાજુક સંબંધો પણ, નસકોરાં ફુલાવીને દોડતા આવતા આપણને જોઈને ગોખેમાં ગરબા ગાવાનું છોડીને ઓટલે ચડી જતી બાલિકાઓની જેમ, અરસિકતાને ઓટલે ચડી જશે! ભલું હશે તો પલાયન જ થઈ જશે! સંસારના સુખ-દુઃખની વાત આપણાથી થઈ શકશે નહીં, કારણ સંસાર અસત્ય છે. સ્વર્ગના સુખની કલ્પનાનાં મહાલી શકાશે નહીં, કારણ સ્વર્ગ કોણે જોયું છે? અરે, બધું છોડીને ઇશ્વરભજન પણ નહીં કર્યાં કરાય, કારણ શી ખાત્રી ઇશ્વર સત્ય છે? આપણે કંઈ રામકૃષ્ણ પરમહંસ નથી, નરસિંહ મહેતા નથી, સંત ફ્રાંસિસ નથી—આપણે માટે તો ઇશ્વર પણ માની લીધેલી જ વાત છે ને? એટલે ઇશ્વર ભજન પણ નહીં થાય, ટૂંકમાં સદા સાચું જ બોલવાનું રાખીએ તો સંસારમાં જીવાય નહીં, જીવાય તો જીવવા જેવું રહે નહીં!

એટલે મને તો લાગે છે કે આપણે હવે 'અસત્યનો સદા જય છે' 'સદા અસત્ય બોલો' 'સત્ય સમું પાપ નહીં, અસત્ય સમું પુણ્ય નહીં' એવાં જ કૉપી-બૂકના વાક્યો છોકરાં પાસે ઘુંટાવવા માંડવાં જોઈએ. માનસશાસ્ત્રીઓ કહેશે કે અસત્ય જો ઉપદેશનો મુખ્ય વિષય બની જશે તો આચરણમાં અસત્યનો ઉપયોગ ઘટી જશે—સત્ય જેમ અત્યારે ઉપદેશનો વિષય બની જવાને લીધે આચરણમાંથી વિલુપ્ત થઈ જવા બેઠું છે તેમ!

પણ તો તો વાંધો નહીં, એવું થશે ત્યારે હું બીજો એક લેખ સત્યના બચાવમાં ને અસત્યના વિરોધમાં લખી નાખીશ! એમાં શું?!







શશી શહાણે

# સંઘર્ષ અને સંસ્કાર

બે સગી બહેનોમાં પણ સંઘર્ષ જામે છે ત્યારે બન્નેનું બગડે છે અને સંસ્કાર જાગે છે ત્યારે બંને ઊંચા ચડે છે. અહીં એવી જ બે વિરુદ્ધ જોડીઓ એકી સાથે આવે છે—વાચકને સમતોલન કરવાનું મળે ને? ..... .......

સતી સાતેક ચોપડી ભણ્યા પછી ત્રણચાર વરસ સુધી ઘરકામમાં પાવરધી બની અને તેને સારું ઘર શોધીને માબાપે પરણાવી દીધી. સુખી ઘરમાં એ વૈભવમાં પડી ગઈ. અને એની બુદ્ધિ વધુ વિકાસ ન પામી. રેખા પાંચ-છ વરસે સતીથી નાની હતી. સતી સાસરે ગઈ ત્યારે રેખા અંગ્રેજી શાળામાં દાખલ થઈ હતી. રેખા નાનપણથી જ ભણવામાં હોશિયાર હતી. બન્ને બહેનો વચ્ચે મોટો તફાવત આ હતો: એક બુદ્ધિ સાથે લડાઈ કરતી, બીજી સહીપણાં રાખતી.

રેખા અંગ્રેજી ભણે તે સતીથી ન સહેવાયું. સાસરેથી જ્યારે જ્યારે ઘેર આવે ત્યારે ત્યારે રેખાના ભણતરમાં વિક્ષેપ પાડવા બા-બાપુજીને સમજાવે છોકરીને વધુ ભણતર શું કામનું?—એ એનો પ્રશ્ન હમેશાં હોય જ. અને રેખાની સગી બહેન હોવા છતાં રેખા તરફની સતીની ઈર્ષાએ હદ ઉપરાંત સ્વરૂપ પકડ્યું. રેખા બહાર જાય, એની બહેનપણીઓ આવે એ બધાં પર પ્રતિબંધ મૂકવા માટે હમેશની સતીની રોકટોક હોય જ. રેખાને નિશાળમાંથી કૉલેજમાં જવાનો વખત આવ્યો તો ય એ જ આડખીલી આવી. ત્રણ-ચાર બાળકોની માતા બની ચૂકેલી સતી રેખાને કૉલેજમાં જતી રોકવા બધા પ્રયત્નો કરી ચૂકી. પણ રેખાની દૃઢતા આગળ માત-પિતા વધુ ખેંચતાણ ન કરી શક્યાં. અને રેખા કૉલેજમાં ગઈ.

ભણવા ઉપરાંત બીજી કેટલીય વિકાસશીલ પ્રવૃત્તિના પ્રાણરૂપ બનેલી રેખા સરસ કારકિર્દી પામી. સમાજમાં સારું સ્થાન પામી એનું નામ લોકજીભે ચડ્યું. લોકોએ એનો દાખલો લીધો. બન્ને બહેનો વચ્ચેનું આ અમાપ અંતર કોઈ બહેનોમાં ન આવે એની કાળજી રાખવા પ્રયત્ન કરવા લાગેલાં વડીલો માટે રેખા આશીર્વાદરૂપ બની.

*

દક્ષા વધુ ભણી નહોતી પણ ઉચ્ચ વિચારસરણી ધરાવતી હોવાથી એનામાં ઉચ્ચ સંસ્કાર ભર્યા પડ્યા હતા. પરણીને સાસરે જઈને સાસરિયામાં પણ માનભેર રહી શકી. બધાને સલાહ મેળવવાનું સ્થાન બની. દક્ષાના પતિની આવક ઘણી મોટી હતી. એટલે દક્ષાએ તેની નાની બહેન સ્મૃતિને પોતાને ગામથી ભણવા માટે પોતાને ત્યાં બોલાવી ત્યારે સાસરિયામાંથી કોઈએ વાંધો ન લીધો. દક્ષાનું માનભર્યું સ્થાન પણ એ હક માટે જવાબદાર હતું જ.

સ્મૃતિને સંસારમાં માતા સિવાય કોઈ હતું જ નહિ. સ્થિતિ પણ સામાન્ય હતી. મોટી બહેન પરણીને સાસરે ગયા પછી એ કોઈની સાથે વધુ બોલતી-ચાલતી પણ નહિ. બે બહેનો વચ્ચે એટલો બધો મેળ હતો કે ન પૂછો વાત. અને એટલે જ દક્ષાએ સ્મૃતિને પોતાની સાથે રાખવાની અને આગળ ભણાવવાની વાત કરી ત્યારે વિધવા માતા તો ખુશ થયાં જ પણ સ્મૃતિની ખુશાલી કંઈ કમ નહોતી.

મોટી બહેનની મિત્ર જેવી હૂંફ, ઉમદા સંસ્કાર અને સતત દક્ષાની સ્મૃતિને ઊંચે ને ઊંચે લઈ જવાની કાળજીએ બધું ભેગું મળ્યું અને સ્મૃતિ દરેક રીતે પ્રગતિ સાધવા લાગી. દક્ષાએ પોતે ન મેળવેલું સ્મૃતિને મળે એ માટેના બધા પ્રયત્નોથી સ્મૃતિ ખુશખુશાલ થઈ ગઈ. એક બહેન પોતાની નાની બહેનના વિકાસ માટે આવા અથાક પ્રયત્ન કરે એ કેમ ન ગમે? અને જ્યારે સ્મૃતિ કૉલેજ તરફથી શિષ્યવૃત્તિ મેળવીને વિદેશ જવાની હતી ત્યારે દક્ષાના હર્ષનો તો પાર જ નહોતો. વિધવા માતાને ખૂબ સમજાવીને દક્ષાએ સ્મૃતિને વિદેશ જવા માટે માર્ગ કરાવી આપ્યો.

બન્ને બહેનો વચ્ચેનું આ નિકટતાભર્યું સખ્ય દરેક માબાપ પોતાનાં બાળકોમાં ઉતારવા ઇચ્છતાં જ રહ્યાં.

★




મોહનલાલ વ્યાસ

# મેનેજીંગ એજન્સીની પ્રથા

*મેનેજીંગ એજન્સી વિષે સરસ સમજુતી આપતા આ લેખ લખનારના અભ્યાસુપણું હવે - કોઇ અજાણ્યું નથી. અમદાવાદ આકાશવાણીના સદ્‌ભાવથી આ લેખ અહીં મૂકતા એટલે જ હર્ષ થાય છે......*

મેનેજીંગ એજન્સીની પ્રથા આપણા દેશને બ્રિટિશ હકુમતની ભેટ છે. ભારત પર બ્રિટિશ અમલની સ્થાપના થતાં પરદેશી મૂડીના રોકાણ દ્વારા આપણા દેશનું આર્થિક શોષણ અસરકારક રીતે થાય એ હેતુથી કંપનીઓનો કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદાથી કોઈપણ ઉદ્યોગધંધો ચલાવવા માટે શેરભંડોળ કાઢી શકાય અને કંપનીની નાણાંકીય જવાબદારી મર્યાદિત રહે એવી જોગવાઈ કરવામાં આવી. આ કંપનીઓનો વહીવટ જેણે પ્રમાણમાં વધુ નાણાં શેરભંડોળમાં રોકયાં હોય તેવા મેનેજીંગ એજન્ટના હાથમાં રહે એવો પ્રબંધ થયો. આ કાયદા અનુસાર શરૂઆતમાં આપણા દેશમાં મોટે ભાગે પરદેશી કંપનીઓની સ્થાપના થઈ. આ કંપનીઓને મળતા આર્થિક લાભો જોઈ ધીમે ધીમે આપણા દેશના સાહસિક વેપારીઓએ પણ તેનું અનુકરણ કરવા માંડ્યું. તેમ છતાં રાજ્યસત્તાના ઉત્તેજન અને સહાયને લીધે આપણને રાજકીય આઝાદી મળી ત્યાંસુધી આપણા દેશમાં પરદેશી કંપનીઓનું પ્રભુત્વ ચાલુ રહ્યું. આજે પણ આ દેશમાં પરદેશી મૂડીથી ચાલતી કેટલીક કંપનીઓ છે. પરંતુ મોટા ભાગની કંપનીઓ હવે દેશી મૂડીથી ચાલી રહી છે.

આપણા દેશમાં આજે ૩૦,૦૦૦ જેટલી કંપનીઓ છે. કેટલાક અપવાદ સિવાય આ બધાનો વહીવટ મેનેજીંગ એજન્સીની પદ્ધતિ અનુસાર થાય છે. આપણા દેશના ઔદ્યોગિક વિકાસમાં મેનેજીંગ એજન્સીની પ્રથાએ સારો ફાળો આપ્યો છે. આ દેશ પર જ્યારે પરદેશી હકુમત હતી અને આર્થિક વ્યવસ્થા પરદેશીઓને વધુ લાભ મળે એવા ધોરણ પર ચાલી રહી હતી ત્યારે મોટા પાયા પરના વ્યવસ્થિત ઉદ્યોગધંધાઓના વિકાસ થાય એ દૃષ્ટિએ વ્યાપારી કુનેહ અને વ્યવહારકુશળતાથી કેટલાક સાહસિક મેનેજીંગ એજન્ટોએ સારો જહેમત ઉઠાવી દેશના મહત્વના ઉદ્યોગો સ્થિર અને સંગીન પાયા પર મૂકયા. કેટલાક સમયથી મેનેજીંગ એજન્સીની પ્રથાનાં અનિષ્ટો અને દૂષણો પ્રકાશમાં આવ્યાં છે.

સૌથી પ્રથમ મુંબઈમાં શેરહોલ્ડરોનું એક એસોસિયેશન સ્થાપવામાં આવ્યું હતું. આ એસોસિયેશને મેનેજીંગ એજન્સીની ખામીઓ, ગેરવહીવટ અને ગેરરીતિઓ જાહેરમાં મૂકી. દેશની આમજનતા, શેરહોલ્ડરો અને ઘરાકોના ભોગે અઢળક નફાઓ અને અન્ય છૂપી કમાણી કરતા મેનેજીંગ એજન્ટોની રીતરસમો વખત જતાં લોકોની જાણમાં આવવા લાગી. પરિણામે જેમ જેમ પ્રજાજાગૃતિ વધતી ગઈ તેમ તેમ મેનેજીંગ એજન્સીની પ્રથા સામે સામાન્ય જનતાનો વિરોધ પણ વધતો ચાલ્યો. આજે પરિસ્થિતિ એ ઊભી થઈ છે કે મેનેજીંગ એજન્ટો પોતે અને જેઓનું હિત તેઓની સાથે સંકળાયેલું છે એ સિવાય કોઈપણ મેનેજીંગ એજન્સીની પ્રથાનો બચાવ કરવા તૈયાર નથી.

મેનેજીંગ એજન્સીની પ્રથાએ દેશમાં મોટા પાયા પરના વ્યવસ્થિત ઉદ્યોગધંધાઓ સ્થાપવામાં અને તેને આગળ વધારવામાં સારો એવો ફાળો આપ્યા છતાં એ તો નિર્વિવાદ હકીકત છે કે આ પ્રથા પુરાણા સંસ્થાનવાદના એક અવશેષરૂપ છે. આજે જ્યારે મૂડીવાદી અર્થરચના અને સમાજવ્યવસ્થા બદલાઈ રહ્યાં છે અને તેની જગ્યાએ વિકેન્દ્રિત અર્થરચના અને સમાજવાદી સમાજવ્યવસ્થા સ્થાપવાની દિશામાં સતત પ્રયાસો ચાલી રહ્યા છે ત્યારે એ સ્વાભાવિક છે કે મેનેજીંગ એજન્સી જેવી જૂનવાણી પુંજીવાદી પ્રથા આજના સંજોગોમાં બંધબેસતી





ન આવે અને તેને પરિણામે તેમાં ધરમૂળના ફેરફારો આવશ્યક બને.

મેનેજીંગ એજન્સીની અગત્ય વિષે એમ કહેવામાં આવે છે કે તે ઉદ્યોગ માટે નાણાં મેળવી આપનાર એક અસરકારક અને અનિવાર્ય સંસ્થા છે. આ હકીકત ઔદ્યોગિક વિકાસના શરૂઆતના સમય માટે સાચી હશે પરંતુ આજે જ્યારે બેંકો, ફાયનન્સ કોર્પોરેશનો વગેરે નાણાંકીય સંસ્થાઓ યંત્રસામગ્રી અને માલ પર છૂટથી નાણાં ધીરે છે ત્યારે તેના પર જેટલો ભાર મૂકવામાં આવે છે તેટલે અંશે તે સત્ય ઠરાવી શકાય તેમ નથી.

મેનેજીંગ એજન્સીની પ્રથામા કેટલીક એવી મૂળભૂત બાબતો છે કે જે આજના સામાજિક ન્યાયના ખ્યાલને અનુરૂપ નથી. તેમાંની એક તો તેના વારસાગત સ્થાન અંગેની છે. એક મેનેજીંગ એજન્ટનો પુત્ર પછી તે ગમે તેવો અબુધ અને ઉદ્યોગ ચલાવવા માટેની કોઈપણ લાયકાત વગરનો હોય છતાંપણ તે તેના બાપની મિલકતનો કેવળ વારસદાર હોવાથી જ દેશના મહત્વના ઉદ્યોગધંધાનો સંચાલક થઈ બેસે એ બુદ્ધિયુક્ત અને આજના જમાનામાં સામાન્ય માનવીને પણ ગળે ઊતરે એવી વાત નથી. જે મેનેજીંગ એજન્ટે પોતાના સાહસ, વ્યાપારી કુનેહ અને વ્યવહારકુશળતાથી ઉદ્યોગની સ્થાપના અને વૃદ્ધિ કરી તેના પુત્રમાં પણ તે ઉદ્યોગ ચલાવવા માટેના બધા ગુણો અને લાયકાત આવી જાય છે એમ માનવાને આજે કોઈ તૈયાર થશે નહિ. એટલે કોઈપણ ઉદ્યોગધંધાનું સંચાલન લાયકાતના ધોરણે થાય એમાં જ સમાજનું હિત રહેલું છે એમ સૌ કોઈ સ્વીકારશે. અને તેથી જ સને ૧૯૫૫ના નવા કંપની કાયદામાં આ સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને હવેથી મેનેજીંગ એજન્ટ વારસાના નહિ પરંતુ લાયકાતના ધોરણે થશે.

આજે કેટલીક કંપનીઓનો વહીવટ મેનેજીંગ એજન્ટને બદલે મેનેજીંગ ડાયરેકટરો કરે છે. તેમને મહેનતાણા તરીકે બાંધેલો પગાર અને નફામાં અમુક હિસ્સો મળે છે. આ મેનેજીંગ ડાયરેકટરો કેવળ લાયકાતના ધોરણે નીમવામાં આવે છે અને તેથી લાયકાત ધરાવનાર ગમે તે વ્યક્તિને મેનેજીંગ ડાયરેકટર બનાવી તક મેળવી શકે છે આ પ્રથાથી ઉદ્યોગને સારો ફાયદો થાય છે કારણ કે તેથી ઉદ્યોગમાં સંચાલન માટે લાયકાત ધરાવનાર યોગ્ય માણસો હમેશાં મળતા રહે છે

મેનેજીંગ એજન્ટો ઉદ્યોગની જે સેવા બજાવે છે તેના પ્રમાણમા અનેકગણું વધારે વળતર તેઓ કમિશનના રૂપમાં લે છે. એક દાખલો લઈએ. એક શહેરની ૬૫ જેટલી મીલો ફક્ત ૪૦ જેટલાં કુટુંબોના હાથમાં છે. આ ઉદ્યોગના મેનેજીંગ એજન્ટો એકાદ બે અપવાદ સિવાય કાપડના વેચાણ પર ૩½ થી ૪½% જેટલું કમિશન લે છે. ત્યાંની મિલોના કાપડની વેચાણ કિંમત આશરે રૂા ૮૦ કરોડ ગણીએ તો આ ૪૦ કુટુંબોને કમિશનના રૂા. અઢીથી ત્રણ કરોડ જેટલા મળે છે. એ ઉપરાંત આ કુટુંબોને મિલઉદ્યોગમાં મૂકેલી અનામત અને શેરોમાં રોકેલા નાણાનું જે જે વ્યાજ મળે તે જુદું. આમ થોડા માણસના હાથમાં અઢળક ધન એકઠું થતાં સમાજમાં આર્થિક વિષમતા ઊભી થાય છે એટલે આ પ્રકારની આર્થિક અસમાનતા દૂર કરવાના પ્રથમ પગલા તરીકે નવા કંપની કાયદામાં ઉદ્યોગમાં થતા ચોખ્ખા નફામાં ૧૧ ટકા કરતાં વધુ કમિશન ન લઈ શકાય એવી કરવામાં આવી છે. ચોખ્ખો નફો કોને ગણવો એ અંગે પણ આ કાયદામાં સ્પષ્ટતા કરવામાં આવી છે. ખોટ કરતી મિલોના મેનેજીંગ એજન્ટો રૂા. ૫૦,૦૦૦ થી વધુ મહેનતાણું ન લઈ શકે એવું પણ નક્કી કરવામાં આવ્યું છે.

ભારતની પાર્લામેન્ટમાં નવા કંપની કાયદા વખતે જે ચર્ચા ચાલી તેમાં એક પક્ષે મેનેજીંગ એજન્સી તદ્દન નાબૂદ કરવા માટે જોરદાર માગણી કરી હતી. પરંતુ અત્યારે તો હાલની મેનેજીંગ એજન્સી સન ૧૯૬૦માં પૂરી થાય અને ત્યારપછી નવા કંપની કાયદા



**પૈસો મારો પરમેશ્વર :**

[ લે. શૈલજાનંદ મુખોપાધ્યાય. અનુ. નટવરલાલ માલવી પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સુરત. કિં. ૩ રૂપિયા ]

શૈલજાનંદ મુખોપાધ્યાય જેવા તેજસ્વી બંગાળી લેખકની નવલિકાઓ એના કરુણરસપ્રધાનતત્ત્વને કારણે વધુ ચોટદાર બની છે. કરુણરસપ્રધાન મૌલિક સાહિત્ય ઓછું હોવાને કારણે જ કદાચ શ્રી માલવીને શૈલજાનંદની કૃતિઓ ગુજરાતીમાં ઉતારવાની ઇચ્છા થઈ હશે.

શૈલજાનંદની આ નવલકથા ક્રૂર ધા કરનારી ને કરુણ છે. 'ચમરી છૂટે પણ દમરી ન છૂટે'ના સિદ્ધાંતને અક્ષરશઃ અપનાવતો શ્રીહર્ષ પોતાનો ને કુટુંબનો સત્યાનાશ કેવી રીતે નોતરે છે એવું અતિ વાસ્તવિક ચિત્ર લેખકે આ નવલકથામાં ખડું કર્યું છે. પ્રસંગ બંગાળનો છે, વાતાવરણ પણ બંગાળી છે, છતાં ગુજરાતમાં પણ શ્રીહર્ષોની ખોટ ન હોવાને કારણે નવલકથામાં કોઈ તત્ત્વ પરાયું નથી લાગતું.

અનુવાદકે કેટકેટલાક બંગાળી શબ્દો બંગાળીમાં જ રહેવા દીધા હોવાથી ને એ વિષે સમજૂતી ન આપી હોવાથી સામાન્ય વાચકને થોડો ગોટાળો થવા સંભવ ખરો.

**અળતાની શીશી :**

[ લે. શૈલજાનંદ મુખોપાધ્યાય. અનુ. નટવરલાલ માલવી પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સુરત, કિં. ૩ રૂપિયા. ]

નવલિકાલેખક તરીકે શૈલજાનંદ વધુ તેજસ્વી ભાસે છે. 'અળતાની શીશી' નામક વાર્તાસંગ્રહમાં 'કાંગાલીચરણ' નામની પ્રથમ વાર્તા કરુણ હોવા છતાં 'પૈસો મારો પરમેશ્વર' નામની નવલકથાના મુખ્ય પાત્રને મહદ્ અંશે મળતી હોવા છતાં ખૂબ સચોટ છે. કાંગાલીચરણનું માનસ ખૂબ વેધક રીતે ચીતરવામાં લેખકે કમાલ કરી છે. 'ભૂતિયો આંબો' સચોટ ને કરુણપ્રધાન હોવા છતાં કાંઈક અસ્પષ્ટતાઓમાં અટવાઈ મારે એવી વાર્તા છે. 'અળતાની શીશી'માં તો લેખકે સામાન્ય સ્ટેશન માસ્તરની જિંદગીનો ધબકાર સરસ રીતે ઝીલ્યો છે.

પાત્રો ને કથા શોધવા માટે લેખકે ભભકભર્યા વર્ગમાં જવાનો મોહ નથી રાખ્યો. સામાન્ય વર્ગના માનવીના જીવનનું જ સહાનુભૂતિભર્યું ને સચોટ દર્શન એમણે કરાવ્યું છે. આથી વાસ્તવિકતાના શોખીનોને નિરાશ થવા વખત નથી આવતો. જીવનની મુખ્ય વાસ્તવિકતા જ નિરાશા ને દુઃખ છે ને?

---

અનુસાર ચાલે એવું નક્કી થયું છે. એ ઉપરાંત વધારામાં સરકારે એવી સત્તા પણ લીધી છે કે કોઈપણ ઉદ્યોગોમાંથી મેનેજીંગ એજન્સીની પ્રથા કાઢી નાખવાનું વ્યાજબી લાગે તો સરકાર તેની સત્તાવાર જાહેરાત કરીને તેમ કરી શકશે.

મેનેજીંગ એજન્ટો હવે કયાં રીતે વર્તે છે તેના પર મેનેજીંગ એજન્સીની પ્રથાના ભાવિનો આધાર રહેલો છે.





**ગોરી અને કાળી :**

[ લે. શૈલજાનંદ મુખોપાધ્યાય અનુ૦ નટવરલાલ માલવી
પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સુરત.
કિં. ૩ રૂપિયા. ]

'ગોરી અને કાળી' ખાસ્સી ૭૧ પાનાની નવલિકા છે. ગોરીના શરૂઆતના માધુર્યભર્યા લગ્નજીવનનાં અતિરસિક વર્ણનમાં ને કાળીના નિરાશાજનક વાતાવરણમાં ૫૦-૫૫ પાનાં ક્યાં સરી જાય છે એનો વાચકને ખ્યાલ જ નથી રહેતો. પણ ખરી વાર્તા તો છેલ્લાં ૧૫-૨૦ પાનામાં જ કહી દીધી છે. માધુર્યભર્યું જીવન જીવતી ગોરી ધીમે ધીમે દુઃખી બનતી જાય છે, નિરાશા ને અનિશ્ચિતતા વચ્ચે જીવતી કાળી સુખી થતી જાય છે. અને ધીમે ધીમે માતૃત્વ પામે છે ને એમાં જ પોતાનું જીવન સાર્થક થયેલું ગણીને બન્ને હટાર થાય છે નારીજીવન આપણા સમાજમાં—બંગાળમાં કે ગુજરાતમાં—દુઃખી છે, પણ એ ટકી શકયું છે માતૃત્વની ઝંખનાને કારણે માતૃત્વની આ ભાવના ઉપસાવીને લેખકે વાર્તાનો 'નહીં સુખી–નહીં દુઃખી' એવો અંત આણ્યો છે.

આ સંગ્રહની બીજી એટલી જ લાંબી નવલિકા 'કામિની' પણ એક સાવ અણઘડ પણ ચારિત્ર્યશીલ યુવક રતનના વ્યક્તિત્વ ઉપર પ્રકાશ ફેંકી જાય છે. ઘડીભર એની સ્વાભાવિકતા વિષે વાચકને શંકાસ્પદ બનાવી મૂકતી આ વાર્તાનો અંત પણ કલ્પી ન શકાય એવો કરુણ આવે છે. 'ભાઈભાઈ' નામની ત્રીજી વાર્તા એના સચોટ પાત્રાલેખનને કારણે અત્યંત રસિક બની જાય છે.

શૈલજાનંદના લખાણની વિશિષ્ટતા એ છે કે એમાં કૃત્રિમતાનો છાંટો માત્ર નથી. અચાર માત્રનો અંશ નથી. એ જે કાંઈ રજૂ કરે છે તે એક માનવ તરીકે, સહૃદયી કલાકાર તરીકે. આથી જ એ હૃદયના મર્મસ્થળને વીંધી શકે છે.

**વનહંસી :**

[લે. શૈલજાનંદ મુખોપાધ્યાય. અનુ૦ નટવરલાલ માલવી,
પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સુરત.
કિં. ૩ રૂપિયા. ]

'વનહંસી' નામનો એમનો વાર્તાસંગ્રહ પોતે લખેલી વાર્તાઓ વિષેની પણ સુંદર વાર્તા રજૂ કરે છે. લેખક એક પરિસ્થિતિમાં અમુક પાત્રો જુએ છે ને એમના વર્તન પરથી, એ શું પગલું ભરશે એની કલ્પના કરી વાર્તા લખી નાખે છે. વાર્તા લખાઈને પ્રસિદ્ધ થયા પછી એ તપાસ કરે છે તો પોતે આણેલા અંત કરતાં વાસ્તવિક અંત કોઈ વિચિત્ર જ જાતનો આવ્યો હોય છે. આ કોયડો (Paradox) સચોટ રીતે રજૂ કરીને આપણી 'પ્રેમ'ની ભાવના વિષે લેખકે સચોટ કટાક્ષ કર્યો છે.

શૈલજાનંદની નવલિકાઓ મુખ્યત્વે કરુણ છે. પરંતુ એ સામાન્ય માનવીના જીવનમાં મથતા સંગ્રામને જોઈ–સમજી શકયા છે, એના પ્રશ્નો પ્રત્યે સહાનુભૂતિ બતાવી શકયા છે આમ છતાં એ કલાકાર તરીકેની ફરજમાંથી ચ્યુત થઈને કોઈ 'વાદ'ના પ્રચારક નથી બન્યા. એમની આ વિશિષ્ટ શક્તિને કારણે એ કવિવર ટાગોર જેવાની પ્રશંસા પણ પામ્યા એ ઓછી સિદ્ધિ છે? ગુજરાતી વાચકોમાં શૈલજાનંદની આ કૃતિઓ પ્રિય થઈ પડશે જ.

**ઢોલામારૂ :**

[ સં શાંતિ ના. શાહ, પ્ર. સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ, કિં. ૬ આના ]

પ્રાચીન લોકવાર્તાઓને સરળ ભાષામાં લખાવીને પ્રસિદ્ધ કરવાની સસ્તું સાહિત્ય કાર્યાલયની નીતિ પ્રશસનીય નીવડી છે. 'ઢોલામારૂ' એ ઘણી જાણીતી લોકવાર્તા છે. એને આધુનિક શૈલીમાં રજૂ કરવામાં લેખક સફળ નીવડ્યા છે. વિરામચિહ્નોનો કયાંક કયાંક થયેલો ખોટો ઉપયોગ જરા ખૂંચે એવો છે. સામાન્ય વાચકને આવાં પુસ્તકોમાં જરૂર રસ પડશે

**ધીરામારૂની વાર્તા :**

[ પ્રયોજક : શિવમ્ સુંદરમ્, પ્ર સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ, કિં. ૫ આના ]



સ્વ. સાને ગુરુજીએ બાળકોની જ ભાષામાં બાળકો સમજી શકે, બાળકોને રસ પડે અને બાળકોની બુદ્ધિ ખીલે તેવાં નાનાં નાનાં પુસ્તકો 'ગોડગોષ્ઠિ' (મીઠી વાતો) નામે મરાઠીમાં દશ ભાગમાં લખ્યાં છે. તેમાંનું આ પુસ્તક પણ એક છે. એક નાનકડી ચીની કથાના વસ્તુ ઉપરથી વિસ્તારેલ આ બાળવાર્તાનું વસ્તુ ખૂબ સરસ અને બોધદાયક છે. ખાસ તો કન્યાકેળવણીમાં ખપ લાગે તેવું, અને પોતાની ફરજના ભાનથી હમેશાં જાગૃત રહેવા પ્રેરે તેવું અને સ્ત્રીઓને માટે બોધદાયક નીવડે તેવું આ નાનું પુસ્તક દરેક કન્યાના હાથમાં આપવા જેવું બન્યું છે.

મૂળ મરાઠીમાંથી સરળ ગુજરાતીમાં સાને ગુરુજીનાં પુસ્તકો ઉતારનાર શ્રી. જયન્ત પરમારે આ પુસ્તકને પણ બને તેટલી સરળ ગુજરાતીમાં ઉતારવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે જે બાળકો અને મોટેરાઓને હોંશે હોંશે વાંચવા પ્રેરે તેવું બન્યું છે. આ નાનકડું પુસ્તક બીજી આવૃત્તિમાં પ્રવેશે છે એ જ તેની લોકપ્રિયતા સાબિત કરે છે. સાવ સીધી સાદી આખી સળંગ બોધદાયક વાર્તા છે એટલે દરેકને વાંચવી ગમે તેવી તો છે જ.

**સંક્ષિપ્ત જીવનકથા :**

[ લે. જવાહરલાલ નેહરુ, અનુ. મહાદેવ દેસાઈ. સંક્ષેપક : મણિભાઈ દેસાઈ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. દોઢ રૂપિયો. ]

પંડિતજીની આત્મકથાનો ગુજરાતી અનુવાદ આપણને સ્વ. મહાદેવભાઈએ આપેલો એટલે એ મૂળ વિસ્તૃત આત્મકથાનો આસ્વાદ તો માણ્યા વગર ચાલે તેમ નથી. ૧૯૧૯થી જે અભૂતપૂર્વ મુક્તિસંગ્રામનાં મંડાણ થયેલાં તેની સાથે પંડિતજીનું જીવન એટલું બધું સંકળાયેલું છે કે આ આખા જીવનચરિત્રમાં એ આખા સંગ્રામનો ઇતિહાસ પણ આવી જાય છે. એટલે વિદ્યાર્થી તેમજ આમજનતાને તેની ઉપયોગિતા તો છે જ.

પણ મહાદેવભાઈના એ ભાષાંતરને સાતમા ભાગ જેટલું ટૂંકાવીને મુખ્યત્વે પંડિતજીના જીવનચરિત્રની એકસૂત્રતા ન તૂટે એ ધ્યાન રાખીને આ સંક્ષેપ કરવામાં આવેલ છે. મૂળ લેખકને કે ભાષાંતરકારને જરા પણ અન્યાય ન થયો હોય તેવી તેની પ્રસાદિતા પણ જળવાઈ રહી છે વિદ્યાર્થીઓમાં જીવનચરિત્રોની ઊંડી અસર થતી હોય છે તે ધ્યાનમાં રાખીને આ પુસ્તક વિદ્યાર્થીઓ માટે તો ખૂબ જરૂરી થઈ પડે તેવું છે. અને વિદ્યાર્થીઓ સાથે સાથે સામાન્ય વાચકોને પણ એટલું જ ઉપયોગી થઈ પડે તેવું આ પુસ્તક લાંબા વાચનની ફુરસદ ન મેળવી શકનાર માટે પણ આશીર્વાદ સમું થઈ પડશે તેમાં જરાય શંકા નથી. અને તેમાંય પંડિતજી જેવી જગપ્રસિદ્ધ વ્યક્તિનું જીવન તો દરેકે જાણવું જ જોઈએ ને? મોટાં પુસ્તકોના વધુ ને વધુ પ્રચાર માટે આપણે પશ્ચિમ પાસેથી મેળવેલો આ સંક્ષેપનો ગુણ કેળવવા જેવો અને અનુકરણ કરવા જેવો છે તો ખરો જ. મૂળ ભારે કિંમતનાં મોટાં પુસ્તકો આપણે ન ખરીદી શકીએ, આ નાનાં પુસ્તકો વસાવી શકાય.

**રવિશંકર મહારાજ :**

[ લે. બબલભાઈ મહેતા. સંક્ષેપક : દેસાઈભાઈ પટેલ પ્ર. ભાવગોવિંદ કુબેરદાસની કું., અમદાવાદ કિં. એક રૂપિયો ]

અત્યાર અગાઉ પ્રગટ થઈ ચૂકેલાં શ્રી બબલભાઈ મહેતાનાં બે પુસ્તકો 'મહારાજ થયા પહેલાં' અને 'રવિશંકર મહારાજ' એ બન્નેમાંથી ચાળણીવતી ચાળીને સંક્ષેપ સળંગસૂત્ર એક જ પુસ્તકમાં શ્રી દેસાઈ પટેલે આપ્યું છે એ અત્યારે તો ગુજરાતમાં જરૂરનું છે. રવિશંકર મહારાજનું નામ આજે ગુજરાતના પ્રત્યેક ઘરના નાના બાળકથી માંડીને મોટાને હોઠે ચડેલું છે. તેમના જીવન વિષે જાણવા સહેજે દરેકને મન થાય જ. એક સામાન્ય ગ્રામવાસીમાંથી અત્યારે લોકહૈયે વસી જનાર આ સાચા અર્થમાં બનેલા સેવકની દુરદૃષ્ટિ તો જુઓ, એમના એ પગલે પગલે કેટલાં બધાં ઉત્સાહથી આપણે દોડ્યા જઈએ છીએ? ગુજરાતને આવા સાચા લોકસેવક એક જ મળ્યા છે. બીજા કોઈ પ્રાંતને ગૌરવ આપે તેવા બીજા એકેય મહારાજ નથી એ ગુજરાત માટે ગૌરવ

મહત્ત્વનું એ છે. તેમના આ સંક્ષિપ્ત જીવન ચરિત્રથી વિદ્યાર્થીઓ અને એવું વાંચનાર માટે એક સારો ખોરાક મળી રહે છે. આ પુસ્તક સર્વાંગીણ અને નવું છે.

હેમ્લેટ :

[ લે. વિલિયમ શેક્સપીયર. અનુ. હંસા મહેતા. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય, ત્રણ રૂપિયા. ]

નિર્બંધ અનુષ્ટુપમાં શેક્સપીઅરના આ જ નામના પ્રખ્યાત નાટકનો આ ગુજરાતી અનુવાદ પહેલી વાર ૧૯૪૨માં પ્રગટ થયો. પહેલી આવૃત્તિની એ ૫૦૦ નકલ ખપતાં લાગેલાં બાર વરસો પછી એ જ પુસ્તકનું પુનર્મુદ્રણ કરવા પ્રકાશક પ્રેરાય એ તેમના સાહસને માટે ધન્યવાદ માગી લે છે. પહેલી આવૃત્તિ પ્રગટ થઈ ત્યારે આ જાતનું ભગીરથ કાર્ય કરવા બદલ શ્રી હંસાબહેનને ચોમેરથી આવકાર મળ્યો હતો. અને તેમાંય આ ગુજરાતી અનુવાદ માટે આપણા વયોવૃદ્ધ સાક્ષર, સ્વ. બળવન્તરાય ઠાકોરે પ્રવેશક—અને તે પણ ખૂબ વિસ્તૃત અને અભ્યાસુ—લખી આપેલો તે જ પુસ્તકની સર્વોપયોગિતા પુરવાર કરે તેમ હતું.

ગુજરાત માટે નાટકોનું એવું પણ કહેવાય છે કે જે નાટકો લખાય છે તે ભજવાતાં નથી અને જે ભજવાય છે તે પુસ્તક એ પ્રગટ નથી થતાં. એટલે વાંચન માટે ગુજરાતી નાટકોનો ઓછામાં ઓછો ઉપયોગ થાય એ તો સાવ સીધી સાદી વાત છે.

વિશ્વખ્યાત અંગ્રેજ મહાકવિ શેકસપીઅરની આ કરુણ કૃતિ ગુજરાતીમાં શ્લોકબદ્ધ અનુવાદ તરીકે, અને તે પણ શ્રી હંસાબેન જેવાંની પાવરધી કલમે ઊતરી છે એ ગુજરાતી વાચકોને મોટી બક્ષિસ મળી ગણાય. ઉપરાંત આ પુસ્તકની મૂલ્યવત્તામાં વધારો કરનાર સ્વ. બળવંતરાય ઠાકોરે લખેલો અભ્યાસુ પ્રવેશક સાહિત્ય ઉચ્ચ અભ્યાસ માટે વિદ્યાર્થીઓને પણ ઉપયોગી થઈ પડે તેમ છે. અને અત્યારે આપણી યુનિવર્સિટીમાં અંગ્રેજી ભાષાનું સ્થાન માતૃભાષા લેવા બેઠી છે એવા આવતા યુગ માટે આવી કૃતિઓના પ્રમાણિક અનુવાદ જ આપણને એ સાહિત્ય સાથે રાખે અને એનું મહત્ત્વ સમજાવે એ દેખીતું છે.

*





## :: દિવાળીને ટાંકણે ભેટ આપવા માટેનાં અમારાં નવાં પ્રકાશનો ::

ભીરુ

ના છૂટકે : શ્રી પન્નાલાલ પટેલની માનવીની ભવાઈ જેવી જ લાંબી નવલકથા.
અજબ માનવી : શ્રી પન્નાલાલ પટેલના વિશિષ્ટ શૈલીવાળી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ.
લખચોરાસી : શ્રી પન્નાલાલ પટેલની ટૂંકી વાર્તાઓના પ્રસિદ્ધ સંગ્રહની નવી આવૃત્તિ.
માનવીની ભવાઈ : શ્રી પન્નાલાલ પટેલની વિખ્યાત નવલકથાની ત્રીજી નવી આવૃત્તિ.
યૌવન : શહેરી જીવનની પ્રણય મસ્તીથી ભરપૂર શ્રી પન્નાલાલ પટેલની નવલકથા.
ફકીરો : શ્રી પન્નાલાલ પટેલની આગવી શૈલીથી લખાયેલી બહુ લખી નહિ તેવી નવી નવલકથા
જ્ઞાનદીપ : શ્રી ધૂમકેતુની કુશળ કલમે લખાયેલી બોધપ્રદ નાની વાતો.
જ્ઞાનકુંજ : નવા બોધક પ્રસંગોને આબાદ રીતે વર્ણવતો શ્રી ધૂમકેતુનો નવો સંગ્રહ.
ઉપનિષદ્કથાઓ : ઉપનિષદોની સરળ વાતોને શ્રી ધૂમકેતુએ સાદી ભાષામાં કરેલો સંગ્રહ.
જિબ્રાનની જીવનવાણી : શુભ પ્રસંગે ભેટ આપવા જેવું શ્રી ધૂમકેતુનું વિખ્યાત પુસ્તક.
તરણા ઓથે ડુંગર : શ્રી ઈશ્વર પેટલીકરની ખૂબ જ વખણાયેલી નવી નવલકથા.
અભિસારિકા : શ્રી ઈશ્વર પેટલીકરની નવી વાર્તાઓનો પ્રગટ થયેલો સંગ્રહ.
પારસમણિ : શ્રી ઈશ્વર પેટલીકરની જાણીતી વાર્તાઓના સંગ્રહની નવી આવૃત્તિ.
સાધુ તો ચલતાં ભલા : શ્રી ઈશ્વર પેટલીકરની કલમે લખાયેલ મુલાકાતોનો નવો સંગ્રહ.
ઘરદીવડા : શ્રી ઈશ્વર પેટલીકરે અનેક પ્રશ્નો પૂછીને લીધેલી મુલાકાતોનો બીજો સંગ્રહ.
સ્વભાવદર્શન : શ્રી હરિપ્રસાદ પંડિતના માનસશાસ્ત્ર વિશેના ખૂબ ખ્યાતિ પામેલા લેખોનો સંગ્રહ.
ગુજરાતી સાહિત્યનાં વિરહગીતો : શ્રી રમેશ પાઠકે સંપાદિત કરેલો અભ્યાસુ સંગ્રહ.
વનની વાટે : જાણીતા ઍક્ટર લેખક શ્રી ડાહ્યાભાઈ પટેલની જંગલ જીવનની નવલકથા.
ચકમક : શ્રી રંભાબેન ગાંધીની કલમે લખાયેલા એકાંકીઓનો તદ્દન નવો જ સંગ્રહ.
પ્રણયના રંગ : શ્રી રંભાબેન ગાંધીની કલમે લખાયેલાં એકાંકીઓનો બીજો સંગ્રહ.
ડૉ. નરેન્દ્ર : દાક્તર જીવનની સુંદર રજૂઆત કરતી શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટની નવલકથા.

કિં. રૂા. ૮–૧૨–૦
કિં. રૂા. ૨–૪–૦
કિં. રૂા. ૩–૮–૦
કિં. રૂા. ૬–૮–૦
કિં. રૂા. ૭–૦–૦
(છપાય છે)
કિં. રૂા. ૧–૦–૦
કિં. રૂા. ૧–૦–૦
કિં. રૂા. ૩–૦–૦
કિં. રૂા. ૩–૮–૦
કિં. રૂા. ૪–૦–૦
કિં. રૂા. ૪–૦–૦
કિં. રૂા. ૩–૮–૦
કિં. રૂા. ૧–૮–૦
કિં. રૂા. ૧–૪–૦
કિં. રૂા. ૩–૮–૦
કિં. રૂા. ૧–૮–૦
કિં. રૂા. ૪–૮–૦
કિં. રૂા. ૩–૦–૦
કિં. રૂા. ૨–૦–૦
કિં. રૂા. ૩–૮–૦

ડૉ. શિવુભાઈ ત્રિવેદી

# જોડિયાં બાળકો

બાળકના જન્મની પ્રક્રિયા પછી હવે જોડિયાં બાળકો વિષે સમજુતી આપતો આ સરળ લેખ એટલો જ માહિતીપૂર્ણ બનેલ છે. આપણા દેશનું જન્મપ્રમાણ વધુ હોવાથી બાળકના જન્મ વિષેની બધી હકીકતથી વાકેફ રહેવું દરેકને જરૂરી છે........

જોડિયા ભાઈઓ કે બહેનોને ઓળખવામાં કેવી ભૂલો થાય છે! એમના ચહેરાનો ઘાટ, રૂપ, વાળ અને આંખોના રંગ અને વર્તનમાં એવું તો આબેહુબ સરખાપણું હોય છે કે એમને ઓળખવામાં હાસ્યાપદ ભૂલોની પરંપરા જામે છે. અમેરિકાની મેકલિન હૉસ્પિટલમાં ડૉ. એબોટની સંભાળ નીચે ચિત્તભ્રમની એક દરદી બાઈ હતી. તેને બટલર હૉસ્પિટલમાં ખસેડવાનો એમનો ઇરાદો હતો; પછી જ્યારે એમણે બટલર હૉસ્પિટલમાં એના જેવી જ દરદીને જોઈ ત્યારે એમને અચંબો થયો કે 'આ બાઈને અહીં ક્યારની આણી છે?' દરદીની ફેરબદલીની વાત નકારવામાં આવી પણ તપાસ કરતાં માહિતી મળી કે આ બાઈ તો મેકલિન હૉસ્પિટલવાળી દરદી બાઈની જોડકી બહેન હતી. બે અભિન્ન જોડકા ભાઈઓના પરીક્ષાપત્રના સરખા ઉત્તરો જોઈ શિક્ષકોને ચોરીનો વહેમ આવ્યો. બીજીવાર પરીક્ષા વખતે બંને ભાઈઓને જુદા જુદા ખંડમાં બેસાડ્યા આ વખતેય પણ સરખા ઉત્તરો જોઈ પ્રિન્સિપાલે બન્ને ભાઈઓને ઑફિસમાં બોલાવી ખખડાવ્યા: 'તમારા ભાષાના પેપરો સરખા છે. સરખા શબ્દો, વ્યાકરણ મળતું અને વળી ભૂલો પણ એક જ પ્રકારની છે. આ બન્યું કેમ?'

જોડિયા ભાઈઓ કે બહેનોના દેખાવમાં આબેહુબ સરખાપણું તો હોય જ પણ એમને થતા રોગોમાં પણ મળતાપણું હોવાનું ઉપરની હકીકતમાંથી જાણવા મળે છે. મોરન્ડન મોન્ટેલ બે જોડકી બહેનો વિષે નોંધ કરતાં લખે છે કે 'બન્ને બહેનોને બાળપણમાં શરદી બળીઆ લાપોટીઆં અને ઓરી એકી સાથે થઈ આવ્યાં. બન્નેમાં વ્યાધિઓનાં ચિહ્નો એક જ જાતનાં અને એક જ પ્રકારનાં હતાં. પરણ્યા બાદ બન્ને જુદાં પડ્યાં પણ એક જ તારીખે બન્નેને ગર્ભાધાન થયું. સગર્ભાવસ્થાના ચોથા મહિને બન્ને ગાંડપણના ભોગ બન્યાં. બન્નેના ચિત્તભ્રમનાં પ્રકાર સરખા હતા. બન્નેને અડતાલીસ કલાકના આંતરે દીકરા જન્મ્યા. આ બાદ મહિનાની અંદર બન્નેનું ગાંડપણ દૂર થયું. અભિન્ન જોડકામાં માંદગી એકી સાથે અને એક જ પ્રકારની આવે છે, ગાંડપણ પણ એકી સાથે આવે છે તેમ કદીક જો તે આપઘાત કરે તો પણ બન્નેની એની રીત એકસરખી જ હોય છે.

સામાન્ય જનોને જોડિયાં બાળકો જેમ કુતૂહલનું સાધન છે તેમ વિજ્ઞાનીઓને તે અભ્યાસનું અંગ છે. આ અભ્યાસમાંથી શારીરિક અને માનસિક રોગોમાં અનુવંશ સંસ્કારના ફાળા વિષે ઘણું જ્ઞાન પ્રાપ્ત થયું છે. કેટલાક રોગોમાં વારસો, શરીરનો બાંધો અને પ્રકૃતિ કેટલો ભાગ ભજવે છે એ જાણી શકાયું છે. એક જ બીજકોષમાંથી પેદા થયેલાં અભિન્ન જોડકાં એક જ જાતના અનુવંશ સંસ્કારને લઈ અવતરેલાં હોવાથી એક સરખા શરીર સાથે જીવનવિગ્રહ માટે સજ્જ થયેલાં છે. આ બાળકોમાં વધારેની આંગળીઓ, ફાટેલું તાળવું, ફાટેલો હોઠ વગેરે શારીરિક ખોડો અને સારણગાંઠ ગયાબેટિસ જેવા રોગો સરખી રીતે વારસામાં ઊતરી આવેલા હોય છે.

પ્રસૂતિની અજાયબીમાંની એક જોડિયાં બાળકોનો (Twins) અવતાર છે. આમ થવાનું પણ કારણ કદીક બે બીજકોષોનું ફલિકરણ હોય છે. બે બીજકોષો કાં તો એક બીજગ્રંથિમાંથી આવ્યા હોય કે પછી બન્ને બીજગ્રંથિઓમાંથી એક એક આવ્યા હોય. બે બીજકોષો ફલિત થવાથી ઉત્પન્ન થતાં બાળકોની જાતિ જુદી જુદી રહે છે. કદીક એક





# Vithaldas Haridas Co. (1955) Limi

## IMPORTERS, EXPORTERS, COTTON GINNERS AND PLANTER



**One of the Pioneer and Oldest**
***Firm in East Africa***

★

Plantations at
**Namanyoni, Nagoje**

★



Registered Office **JINJA** (Uganda

Tele Add ' VIHCO        P O Box 191        Phone 3